॥ ૐ શ્રી નિષ્કલંકી નારાયણાય નમ : ॥











સદ્‌ગુરુશ્રી ઇમામશાહ મહારાજની દિવ્યવાણી આધારિત

# શ્રી સતપંથ નવનીત

-: પ્રકાશક :-



**સતપંથ પ્રકાશન સમિતિ**

સતપંથ પ્રેરણા પીઠ, પીરાણા, તા. દસક્રોઈ,
જી. અમદાવાદ - ૩૮૨૪૨૫.

॥ ॐ શ્રી નિષ્કલંકી નારાયણાય નમ : ॥







સદ્‌ગુરુશ્રી ઇમામશાહ મહારાજની દિવ્યવાણી આધારિત

# શ્રી સતપંથ નવનીત



-: પ્રકાશક :-
સતપંથ પ્રકાશન સમિતિ
સતપંથ પ્રેરણા પીઠ, પીરાણા, તા. દસક્રોઈ,
જી. અમદાવાદ - ૩૮૨૪૨૫.

॥ ॐ શ્રી નિષ્કલંકી નારાયણાય નમ : ॥



ॐ

સદ્‌ગુરુશ્રી ઇમામશાહ મહારાજની દિવ્યવાણી આધારિત

# શ્રી સતપંથ નવનીત

-: પ્રેરક :-

પ.પૂ. જગદ્‌ગુરુ સતપંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજ

શ્રી સતપંથ પ્રેરણાપીઠ - પીરાણા.

-: પ્રકાશક :-



## સતપંથ પ્રકાશન સમિતિ

સતપંથ પ્રેરણા પીઠ, પીરાણા, તા. દસક્રોઈ, જી. અમદાવાદ - ૩૮૨૪૨૫.

15 x 20 / 1600 Sheet / Farmo - 02 - Fr

પ્રકાશન :-
શ્રી સતપંથ પ્રકાશન સમિતિ,
શ્રી સતપંથ પ્રેરણાપીઠ, પીરાણા,
તા. દસક્રોઇ, જિ. અમદાવાદ-૩૮૨ ૪૨૫.
ફોન નં. : (૦૨૭૧૮) ૨૮૮૨૨૭, ૨૮૮૨૨૯



# શ્રી સતપંથ નવનીત

પ્રથમ આવૃત્તિ :- સં. ૨૦૬૬, અષાઢ સુદ-૧૫,
તા. ૨૫-૦૭-૨૦૧૦, રવિવાર. - પ્રત - ૧૫૦૦

પ્રેરક : પ.પૂ. જગદ્‌ગુરુ સતપંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજ
શ્રી સતપંથ પ્રેરણાપીઠ - પીરાણા.



મૂલ્ય : રૂા.

મુદ્રક : - સ્મૃતિ ઓફસેટ,
જી/૧૨, ન્યુ માધુપુરા માર્કેટ, પોલીસ કમિશ્નર કચેરી પાસે,
શાહીબાગ, અમદાવાદ. ફોન : (૦૭૯) ૨૫૬૨૪૩૯૦/૯૨

શ્રી સતપંથ નવનીત



# અનુક્રમણિકા

# ।। ॐ श्री निष्कलंकी नारायण जनार्दनाय ।।

કલિયુગ પ્રમાણ = ૪,૩૨,૦૦૦ વર્ષ


અવતાર કાર્ય = ૪,૩૨,૦૦૦ વર્ષ

પ્રાધાન્યભૂત વેદ = અથર્વવેદ

કલિયુગમાં પ્રધાનપદે = શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાન



हनिष्यंति कले रंते म्लेच्छो तुरंग वाहनः। धर्म संस्थापनार्थाय तस्मै कलकयात्मने नमः ।।



પંચરત્ન ગીતા-૧૦

ભાવાર્થ : ધર્મની થયેલી હાની પછી ધર્મની પુનઃ સ્થાપના માટે કલિયુગને અંતે અશ્વારૂઢ થઈને જે અવતાર ધારણ કરશે તે શ્રી નિષ્કલંકી ભગવાનને હું નમસ્કાર કરું છું.

# "ओम - दर्शन"






**त्रयः सुपर्णास्त्रिवृता यदायन्ने काक्षरमभि-संभूय राक्ताः ।**
**प्रत्यौहन्मृत्युममृतेन साकरमन्तर्दधाना दुरितानि विश्वा ।।**

(२८/८, अथर्व.)

जब समर्थ तीन सुवर्ण तिहरे होकर एक अक्षर में सब प्रकार मिलकर रह रहे हैं। वे अमृत के साथ सब अनिष्टोंको मिटाकर मृत्युको दुर करते है।

तीन बड़ी शक्तियाँ है जो एक अक्षर (ॐ) में रहती हैं। उस अमृत से सब अनिष्ट दूर होते है और मृत्युका भी भय नहीं रहता है। एक अक्षर ओम में अ - उ - म् रुपी तीन महा शक्तियाँ निहित है। ये अकार, उकार व मकार रुपी तीन शक्तियाँ हैं जो तीन अक्षर यज्ञोपवीत के तीन सूत्र समजने चाहिए। इन तीनोंके संयोग से ओंकार रुपी महानाद उत्पन्न होता है। ये तीन अक्षर तीन अवस्थाऑं जाग्रत स्वप्न व सुषुप्ति के प्रतिक हैं, जो मानव जीवन में व्याप्त है। ओंकार नाद से आनन्द की अनुभूति करनी चाहिए और मन की एकाग्रता बढ़ानी चाहिए। स्थिर बुद्धि से किये गये पुरुषार्थ अनिष्ट से बचातें है और मृत्यु भय नहीं होने देते हैं।




एतद् वै विश्वरुपम् सर्वेरुपम् गो पम् (अ.कांड. ९, सु., ७, मं. २५)

अर्थ : (एतत् वै गोरुपं) यह निःसन्देह गौ का रूप है, यही (विश्वरुपं सर्वरुपं) गौ का विश्व रूप और सर्व रूप है ।। ।।२५।।

वशा घौर्वशा पृथिवी वशा विष्णुंः प्रजोपतिः ।
वशापो दुग्धमेपिबन्त्साध्या वसेवश्च ये ।३०। (अ.काड. १०, सु. १०, मं. ३०)

अर्थ : (वशा घौः) वशा घौ है, (वशा पृथिवी) वशा ही पृथिवी है, (वशा प्रजापति विष्णुः) वशा ही प्रजापालक विष्णु है । (ये साध्याः वसवः च) जो साध्य और वसु है, वे - (वशायाः दुग्ध अपिबन्) वशा गौका दूध पीते है ।।३०।।



वशायो दुग्धं पीत्वा साध्या वसेवश्य ये ।
ते यै ब्रध्नस्ये विष्टपि पयों अस्या उपोसते । (अ.कांड. १०, सु. १०, मं. ३१)

अर्थ : (ये साध्याः वसवः च) जो साध्य और वसु है वे (वशायाः दुग्धं पीत्वा) वशा गौका दुध पीकर पश्चात् (ते वै ब्रध्नस्य विष्टपि) वे स्वर्ग के स्थान में (अस्याः पयः उपासते) इसके दूधकी प्राप्ति करते है ।।३१।।

# બ્રહ્મ આશિષ






**પ.પૂ. બ્રહ્મલીન જગદ્‌ગુરુ સતપંથાચાર્ય શ્રી કરસનદાસજી મહારાજ**

**'શ્રી સતપંથ નવનીત' સર્વમાં લોકપ્રિય અને ઉપયોગી બને એવી અંતરની બ્રહ્મ અભિલાષા. સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજ પ્રકાશન સમિતિને આવા ધર્મપ્રવણ સાહિત્ય પ્રકાશનને માટે શક્તિમાન બનાવે એ જ મારા સપ્રેમ બ્રહ્મ આશીર્વાદ.....**



# શુભ આશીર્વાદ





## પ.પૂ. જગદ્‌ગુરુ સતપંથાચાર્ય શ્રી નાનકદાસજી મહારાજ
## પ્રેરણાપીઠ - પીરાણા

વહાલા ભાવિક ભક્તજનો.....

વેદ પરમેશ્વરની અમરવાણી છે. વેદ દ્વારા શાસ્ત્રો અને પુરાણો જેવાં ધાર્મિક સાહિત્યોની રચના થઈ. ધાર્મિક સાહિત્યો દ્વારા મનુષ્યને સાંસારિક અને આત્મિક આ બંને પ્રકારનાં શ્રેષ્ઠ જ્ઞાન પ્રાપ્ત થાય છે. ધર્મશાસ્ત્રોનો અભ્યાસ મનુષ્ય માત્રને દુષ્કર્મોથી દૂર રાખી જીવનને શાંત-પવિત્ર બનાવી આત્મ કલ્યાણના સુપથ પર લઈ જાય છે. આપણું મન વ્યાકુળ બને છે ત્યારે ધાર્મિક ગ્રંથો મનને સચેત કરી શ્રેષ્ઠ માર્ગદર્શન આપે છે.

આપણા સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજના દિવ્ય વિચારોથી સર્જીત આ 'શ્રી સતપંથ નવનીત' ધર્મગ્રંથનું શ્રધ્ધા પૂર્વક વાચન, ચિંતન, મનન કરી કર્તવ્ય પથ પર આગળ વધવાનો નિશ્ચય કરશો તો જરૂર જીવનમાં દિવ્ય શાંતિનો આભાસ થશે.

આ ગ્રંથને પ્રકાશિત કરવાનો નમ્ર પ્રયાસ પૂ. શ્રી શામજીદાદાના માર્ગદર્શન મુજબ સતપંથ પ્રકાશન સમિતિએ જે પ્રયાસ કર્યો છે તેને મારા અંતઃકરણ પૂર્વક આશીષ પાઠવું છું કે આવા મનુષ્ય આત્મ કલ્યાણ માટેનાં પથદર્શક ધાર્મિક શાસ્ત્રોને સૌના સહિયારા પુરુષાર્થ થકી પ્રકાશમાં લાવી સૌના કલ્યાણમાં સહયોગી બન્યા છે. ભગવાનશ્રી નિષ્કલંકી નારાયણ આપ સૌનું કલ્યાણ કરો....





# शुभेच्छा





ब्रह्मलीन प.पू. आचार्य श्री जगन्नाथजी महाराज



प.पू. आचार्य श्री जनार्दनजी महाराज

सतपंथ धर्म वैदिक धर्मके परंपराका तत्वोपदेश करने-वाला एक महान मार्ग है। युगो युगोसे चले आ रहे इस धर्मको ब्रह्मावतार सद्‌गुरु श्री इमामशाह महाराजने युगके अनुसार परिवर्तीत करके नया रुप दिया है। युग गुरु सद्‌गुरु श्री इमामशाह महाराज वेद और उपनिषदोके तत्त्वज्ञानको जानने वाले ज्ञानी महात्मा थे। सतपंथमे मुक्तिमार्ग, देवयान मार्गका उपदेश दिया गया है।

ये 'श्री सतपंथ नवनीत' ग्रंथको संकलित करके प्रकाशित करनेका पुरुषार्थ श्री सतपंथ प्रकाशन समितिने किया है। यह अभिनंदनीय है, हम आशीर्वाद देते है की अैसा मानव कल्याणके लिये भविष्यमे भी साहित्य प्रगट करनेकी भगवान श्री निष्कलंकी नारायण उसे शक्ति प्रदान करे।







# નમ્ર નિવેદન

**- દાદાશ્રી શામજીભાઈ કે. પટેલ**



વહાલા ભાવિક બંધવો.....

શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાનની પ્રેરણા, સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજની અસીમ કૃપા, જગદ્‌ગુરુ શ્રી નાનકદાસજી મહારાજના આશીર્વાદથી આ શ્રી સતપંથ જ્ઞાન પ્રકાશનો  નાનકડો "શ્રી સતપંથ નવનીત" પુષ્પકુંજ પ્રેમાળ ભાવિક વાચક હરિભક્તોના કરકમળમાં અર્પિત કરતાં અત્યંત આનંદ થઈ રહ્યો છે. આજ સુધી આપણા સતપંથ ધર્મનાં જે કોઈ સાહિત્યો પ્રકાશિત થયાં તેનાથી આ ગ્રંથ કંઈક અલગ સ્વરૂપે તરી આવે છે.

સતપંથ ધર્મનું જ્ઞાન સાહિત્ય અગાધ, અગમ્ય, ગૂઢ એવા જ્ઞાન ભંડારથી ભરેલું છે. તેને સમજવું ખૂબ જ કઠીન છે. કારણ કે તેનું લખાણ ૫૫૦ વર્ષ પૂર્વનું હસ્તલિખીત છે. પૂરી મહેનત, દૃઢ નિશ્ચય અને પરમ શ્રધ્ધાથી ભાવિક અલ્પ શિક્ષીત લોકોનું લેખન કરેલું હોવાથી તેને શુધ્ધ ભાષામાં પરિવર્તિત કરવું અતિ કઠિન હોય છે. ઘણું સાહિત્ય કાવ્યમય હોવાથી તેનું રૂપાંતર કરી સામાન્ય વાચક સમજી શકે તેવો નમ્ર પ્રયાસ કરવામાં આવ્યો છે.

આ ગ્રંથમાં સતપંથના મુળ સ્વરૂપ ઉપર પ્રકાશ પાડવાનો પ્રયાસ રહ્યો છે. તેમજ સતપંથ ધર્મના સદ્‌ભક્તો સંત નાચાજી, સંત શ્રી ભાભારામ મહારાજ, સંત સાધ્વી શ્રી કીકીબાઈ, સંત સેવક શ્રી હાજરવીર મહારાજ, સંત શ્રી શાણાકાકા વગેરેની સંક્ષિપ્તમાં ચરિત્રાત્કમ જીવન રેખા આલેખવાનો પ્રયાસ કર્યો છે. જે ભાવિક વાચકોને રૂચિકર રહેશે.

આજના હળાહળ કલિયુગમાં જ્યાં ધર્મ અને સંસ્કૃતિનો ક્ષય થઈ રહ્યો છે ત્યારે આપણા સતપંથ ધર્મના સ્થાપક સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે અવિધા, માયા અને અજ્ઞાનના નિવારણ માટે મહાન તત્વજ્ઞાન સંપદા આપણા માટે નિર્માણ કરી છે. આપણે ભૌતિક સુખોમાં ગમે તેટલા આળોટતા હોઈએ પરંતું આત્મિક માનસિક શાંતિ સિવાય બધા પ્રકારનાં સુખો ક્ષણિક હોય છે. ભૌતિક અથવા લૌકિક સુખથી માનવ જીવનની પૂર્ણતા આવી શક્તી નથી. આત્મિક કે માનસિક સુખથી મનુષ્ય તૃપ્ત બની શ્રેય લાભનું નિર્માણ કરી શકે છે તે આ "શ્રી સતપંથ નવનીત" ગ્રંથનો મુળભૂત હેતું રહેલો છે.

સંસ્કૃતિના વિવિધ સમયે જ્ઞાની અને ધીર પુરૂષો દ્વારા લોકોને સાત્ત્વિક જીવન અને પરમ તત્વ વિશે બોધ આપવા જે રચનાઓ રચાઈ તે આપણા ગ્રંથોમાં સમાવિષ્ટ છે. કોઈ ચોક્કસ જાતિ, સંપ્રદાય માટે જ ધર્મગ્રંથોનું જ્ઞાન સીમિત નથી બલ્કે તેના પર સર્વનો સમાન અધિકાર છે. ધર્મગ્રંથોનો વિસ્તાર કે ક્ષેત્ર સમગ્ર વિશ્વને સ્પર્શે છે. તે મનુષ્ય માત્રને માટે કલ્યાણ કારી અને ઉધ્ધારક સાબિત થાય છે.

આ 'શ્રી સતપંથ નવનીત' ગ્રંથ તૈયાર કરવામાં સતપંથ ધર્મના મૂળભૂત સાહિત્યમાંથી કઠિન પરિશ્રમ થકી જ્ઞાન સાહિત્યનું સંકલન કરી આ ગ્રંથને સૌ ભાવિક વાચકો સમક્ષ સમર્પિત કરવાનું યથા શક્તિ, યથા બુધ્ધિથી ભગીરથ કર્તવ્ય કર્યુ છે જે નવી દિશાની પ્રેરણા આપી સૌનો રાહબર બનશે. આ ગ્રંથ તૈયાર કરવામાં પ.પૂ. જગદ્ગુરુ શ્રી નાનકદાસજી મહારાજના આશીર્વાદ સદાય અમારી સાથે જ રહ્યા છે.

આ પવિત્ર ગ્રંથની ગરિમા જળવાય તે માટે તેને પવિત્રતા જળવાય તેવા સ્થળે મુકવો, ગ્રંથ ફાટી તુટી ન જાય કે ગંદુ ન થાય તેની કાળજી રાખવી. આપણી આ જ્ઞાન ગ્રંથ ધર્મ સંપત્તિ દરેકના ઘેર હોવી આવશ્યક છે. જેથી ભાવિ પેઢીને પરંપરાગત આ જ્ઞાન સંપદાનો લાભ થતો રહે. આ ગ્રંથ તૈયાર કરવામાં કોઈ વ્યાકરણ ભૂલ કે સમજણના આભાવે ભૂલચૂક રહી ગઈ હો તો આપ સર્વ ભાવિક જ્ઞાનગ્રાહી વાચક બંધુઓની ક્ષમા યાચું છું.

આ ગ્રંથ લખવાના કાર્યમાં સમય તથા શ્રમ કોઈને પણ લાગ્યો હશે અને તેમાં જે કો વિચારો રજુ થયેલા હશે તે સહું કોઈનો સહિયારો પુરૂષાર્થ છે. આ ગ્રંથ લખવાના કાર્યમાં શ્રી છગનભાઈ સોમદાસજી પટેલ (વડોદરા) તથા શ્રી બાબુભાઈ શીવજીભાઈ પટેલ (મેઘકંપા)નો પૂર્ણ સહયોગ રહેલો છે. તેમના સાથ અને સહકાર બદલ હું તથા આપ સૌ વાચક મિત્રો આભારી છીએ. આ ગ્રંથ થકી કોઈના પણ વિચારમાં અલ્પ માત્ર પરિવર્તન આવી સત્માર્ગે ચાલવાનો પ્રયાસ કરશે ત્યારે જ અમારો આ પુરૂષાર્થ લેખે લાગશે.

જય શ્રી નિષ્કલંકી નારાયણ.....

: પ્રકાશક :
સંપાદક : દાદાશ્રી શામજીભાઈ કાનજીભાઈ પટેલ
સંપાદક શ્રી
સતપંથ પ્રકાશન સમિતિ
પ્રેરણાપીઠ-પીરાણા.





॥ श्रीमत्परमात्मने नमः ॥

# ❀ सुमंगलम स्तुति ❀

१. ॐ नमो श्री निष्कलंकी नारायण जनार्दनाय भस्मायुधाय विदमहे दिव्य नेत्राय
धीमहि तन्नोज्वरहरः प्रचोदयात् । ॐ शांतिः शांतिः शांतिः ॥

२. परब्रह्म : यं ब्रह्मा वरुणेन्द्र रुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैस्तवै ।
परमात्मा वैदैस्साङ्गपदक्रमोपनिषदै र्गायन्ति यं सामगाः ॥
स्तुति धयानावस्थितद्गतेनमनसा पश्यन्ति यं योगीनो ।
यस्मान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥

३. ॐ कार विन्दुसंयुक्तं नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥

બિંદુ સહિત ૐકાર (જે પરબ્રહ્મ પરમાત્માનું સર્વથી ટુંકુ અને સર્વોપરી નામ છે.) જેનું યોગી પુરૂષો નિત્ય ધ્યાન કરે છે અને જે કામ તથા મોક્ષના દાતા છે, તે પરબ્રહ્મ ૐકારને હું નમસ્કાર કરું છું.

४. नाम संकीर्तन यस्य सर्वपापप्रणाशनम् ।
प्रणामो दुःखशमनस्तं नमामि हरिं परम् ॥

જેમના નામનું કીર્તન સઘળાં પાપોનો નાશ કરે છે અને જેમને કરેલા પ્રણામ સર્વ દુઃખોને શાંત કરે છે. તે પરમ શ્રેષ્ઠ શ્રી હરિને હું નમસ્કાર અને પ્રણામ કરૂ છું.

५. ईश स्तुति : मूकं करोति वाचालं पंगुं लंधयते गिरीम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्द माधवम् ॥

६. श्रीविष्णु : शांताकारं भूजगशनयं पद्मनाभं सुरेशम् ।
नारायण विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभांगम् ॥
स्तुति लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यम् ।
वन्दे विष्णु भवभयहरं सर्वलोकैकनाथम् ॥

७. श्रीमहेश्वर : वन्दे देव उमापति सुरगुरु वन्दे जगत्कारणं ।
ध्यान वन्दे पन्नागभूषणं मृगधरं वन्दे पशूनां पतिम् ॥
वन्दे सूर्य शशांक वन्हियनं वन्दे मुकुन्दप्रियं ।
वन्दे भक्तजनाश्रयंच वरदं वन्दे शिवं शंकरम् ॥



८. श्रीआद्यशकित : माया कुंडलिनी क्रीया मधुमति कालिकलामालिनी ।
देवी स्तुति मातंगी विजया जया भगवती देवी शिवाशाम्भवी ॥
शकितशंकरवल्लभा त्रिनयना वाग्वाहिनी भैरवी ।
ॐकारि त्रिपुरासुरासुरमयी माता कुमारीश्वरी ॥
नमो देव्यै महादेव्यै शिवायै सततं नमः ।
नमः प्रकृत्यै भद्रायै नियताः प्रणताः स्म ताम् ॥

९. श्रीसदगुरु : ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिम् ।
ब्रह्मदेव स्तुति द्वन्द्वातीतं गगनसदृशं तत्वमस्यादिलक्षम् ॥
एकंनित्य विमलमचलं सर्वधी साक्षिभूतं ।
भावातीतं त्रिगुणरहितं सदगुरु तं नमामि ॥





॥ ॐ श्रीसद्गुरुवे नमः ॥
॥ ॐ श्री निष्कलंकी नारायण जनार्दनम् ॥

# ॐ શ્રી સતપંથ નવનીત ॐ

(સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજ પ્રણિત સતપંથનું પ્રમુખ સ્વરૂપ દર્શન)

## પ્રકરણ - ૧

ઇસ્લામ સહિત બધા ધર્મો પોતાને સનાતન કહેડાવે છે, પણ હકીકતમાં આવું હોતું નથી.

### ❊ સતપંથ સંપ્રદાયનો ઉદય ❊

સતપંથ ધર્મને વૈદિક (સનાતન) કાળથી માનવામાં આવે છે. વેદ આ અનાદિ અને અપૌરુષેય હોવાથી સતપંથ ધર્મ અનાદિ આ મહત્તમ પદને પામ્યો છે. આજે દુનિયામાં પ્રચલિત થયેલા મોટા ભાગના બધા જ ધર્મોનો કાળ વૈદિક કાળ પછી જ નિશ્ચિત થયેલો છે. તેથી સતપંથ ધર્મ જેટલો જુનો ધર્મ આ ધરતી પર બીજો કોઇ નથી. સતપંથ ધર્મ વેદ પ્રણિત અને વેદ અપૌરૂષેય હોવાથી સતપંથ ધર્મનો પ્રણેતા કોઇ વિશિષ્ઠ વ્યક્તિ નથી. પ્રાચીન માન્યવર ઋષિમુનિઓને આધ્યાત્મિક અનુભૂતિમાંથી તેમને સ્ફુરેલા આંતરિક પ્રેરણાથી માનવ જીવન સુખી અને સમૃદ્ધ કરવા માટે જરૂરી સાધનોની જાણકારી તેઓએ માનવ સમાજને આપી; તે સર્વ જાણકારીને ધર્મનું સ્વરૂપ પ્રાપ્ત થયું. વેદ પ્રણિત માર્ગને વૈદિક ધર્મ, સનાતન ધર્મ, વેદાન્ત, શ્રુતિસ્મૃત્યૂક્ત ધર્મ અથવા આર્ય ધર્મ કહેવા લાગ્યા. આ સનાતન આર્ય સંસ્કૃતિના મૂળભૂત તત્ત્વોનું અનુકરણ પ્રત્યક્ષ અથવા રૂપાંતર થઇને ઘણું જ થયું છે, અને તેથી આ ધર્મને વિવિધતા આવી છે.



કોઇ એક રાજમંદિરને અનેક પ્રવેશ માર્ગો હોય અથવા કોઇ એક વિશાળ વૃક્ષને અનેક શાખા ઉપશાખા હોય તે રીતે સતપંથ ધર્મ સમાન ભારતવર્ષમાંના વિશાળ ધર્મમાં અનેક ધર્મ

પંથ નિર્માણ થયા. કોઇ પણ ધર્મ હોય તો પણ તેમાં ભિન્ન ભિન્ન એવા ધર્મ પંથ નિર્માણ થતા જ હોય છે. કારણ કે સાધુ, સંત, મહાત્માઓ કે તપસ્વીઓ આત્મોન્નતિના બળ પર પરમોચ્ચ પદને પહોંચેલા હોય છે, પરંતુ ચીલાચાલુ ધર્મ માર્ગથી સંસારનો અનુભવ લેતા લેતા મંદ ગતિને કયારેય અનુસરતા નથી. એવા સાધુ સંતો પાસે સામાન્ય જન અનેક ચમત્કાર જોતા હોય છે અને આ ચમત્કારોથી તેમના પ્રત્યે ભક્તિ નિર્માણ થાય છે અને તે મહાત્માને અને તેઓએ અનુસરેલ પરમાર્થ માર્ગને અનુસરે છે. સિવાય જે સુલભ માર્ગથી પોતાનું જીવન સફળ થયું તે માર્ગનું જ અનુસરણ લોકોએ કરવું એવી તેમની સદિચ્છા હોય છે. તે જ ઉદ્દેશથી નવા નવા ધર્મપંથોનો ઉદય થતો રહે છે.

દુનિયામાં અનેક મહાપુરુષો થઇ ગયા છે. દરેકે પોતાનું જીવન એક વિશિષ્ઠ ધ્યેયને સમર્પિત કરેલું હોય છે. સાધુ સંતો પણ પોતાનું જીવન ધર્મના કાર્ય માટે સમર્પિત કરતા હોય છે. પોતાના જીવનમાં અનેક કષ્ટમય સાધના કરીને તેઓ પોતાની આત્મોન્નતિ કરી લેતા હોય છે. તે પછી ચૈતન્યમય બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ બાદ તેમને પોતાનું જીવન કૃતાર્થ થયેલું જણાય છે. પોતાને પ્રાપ્ત થયેલ આ અમુલ્ય શાંતિનો લાભ અન્ય સામાન્ય લોકોને આપવાના ઉદ્દેશથી તેઓ ઉપદેશ આપવાનું શરૂ કરે છે અથવા લોકો તેમના પ્રત્યે આપોઆપ આકર્ષિત થઇ જાય છે. તેમના નિર્મળ આચાર વિચારોનો લોકો પર પ્રભાવ પડે અને લોકો તેમની ભક્તિ કરવા લાગે છે. સામાન્ય લોકો ચમત્કાર જોઇને પ્રભાવિત થતા હોય છે અને આ સાધુ સંતોના માર્ગનું આચરણ કરી પોતાનું કલ્યાણ કરી લે છે. આવા જુદા જુદા સંતોના ભક્ત સમુહથી જુદા જુદા પંથ નિર્માણ થતા હોય છે.

વર્ણાશ્રમ ધર્મ વ્યવસ્થા વિખેરાઇ જવાનું કારણ ભારતમાં જે અનેક સંપ્રદાયો નિર્માણ થયા તે છે. કાલ પ્રવાહ સાથે ધર્મની પુરાતન ઘડી વિખેરાઇ જાય છે. માનવ આચાર ધર્મના ઉન્મત્ત મહાત્માઓ તેમના જીવનની ઉન્નતિ માટે પ્રયત્ન કરે છે અને આ પ્રયત્નને જ આગળ જતાં સંપ્રદાયનું સ્વરૂપ આવે છે અને તેથી તમામ સંપ્રદાયો એક જ વૃક્ષમાંથી નીકળેલી શાખાઓ અને પ્રશાખાઓ છે. આ વૃક્ષનું મૂળ સનાતન વૈદિક ધર્મ જ છે. પરંતુ દરેક મનુષ્ય પોતાનું અલગ અસ્તિત્વ દર્શાવવાનો પ્રયત્ન કરતો હોય છે, આ વૃત્તિમાં જ તેનો વિકાસ થાય છે. જે પ્રમાણે ફૂલો અને ફળો વૃક્ષની શાખા ઉપશાખાઓ પર આવતાં હોય છે, તેનું મૂળ ફક્ત ફુલો ફળોનું પોષણ કરવાનું કાર્ય કરે છે. તે પ્રમાણે જ ધર્મ પ્રચાર સંપ્રદાય સ્વરુપથી જ

વિસ્તાર પામે છે. પરંતુ કોઇ સંપ્રદાય મૂળ ઉપર જ પ્રહાર કરવાનો પ્રયત્ન કરે તો તેનો પોતાનો જ નાશ થાય છે.

આજે દુનિયામાં ઘણા ધર્મ પંથ સંપ્રદાય પ્રચલિત છે. સનાતન ધર્મ, જૈન, બૌદ્ધ, ઇસ્લામ, ખ્રિસ્તી, કેથોલિક, યહુદી વગેરે અનેકાનેક ધર્મ, વૈષ્ણવ, શૈવ, શાકત્ય, બ્રાહ્મ્ય વગેરે અનેક દેવતાઓની ઉપાસના પરથી પંથ નિર્માણ થયા તે દરેક પંથમાંથી અનેક ઉપપંથ, વારકરી, નાથ, મહાનુભાવ, સ્વામીનારાયણ, પ્રણામી નિર્માણ થયા, દરેકે અલગ અલગ સાધનોથી ઇશ્વરોપાસના કરવાનું ધ્યેય નક્કી કરી સાધનાઓ કરી. આ ઉપપંથો અલગ અલગ સંપ્રદાયના રૂપમાં પ્રચલીત થયા. 'સતપંથ' પણ તેમાંથી જ એક પરંતુ વિશેષ રૂપે અલગ સ્વરૂપનો સંપ્રદાય છે. ભાગવત ધર્મમાંના વૈષ્ણવ માર્ગની ઉપાસના કરાવવા જણાવનારો આ સંપ્રદાય છે. પરંતુ તેને વિશિષ્ઠ સ્વરૂપ કેમ પ્રાપ્ત થયું તે આપણે જોવાનું છે.

સતપંથ સંપ્રદાયના પ્રવર્તક તેના નિર્મિતો વિષે માહિતી આપતાં કહે છે કે, આ સતપંથ આજકાલનો કે સો, પાંચસો હજાર વર્ષનો નથી પરંતુ અનાદિ કાળથી છે. મે નવું કંઇ જ કહ્યું નથી, માત્ર મૂળ સનાતન યુગ ધર્મને જ ઉજળો કર્યો છે.

**આદ્ય નિરંજન નારાયણ અવતરીયા, તેનું થાનક છે એરા ખંડ માંહે,**
**સદ્‌ગુરુજીયે સોહી દેખાડીયા, તે સેવીયા નવે ખંડ માંહે.**
**તે નૂર માંહેથી નૂર પ્રગટયા, તેનો વાસો છે નૂર જ માંહે,**
**તેમણે આ સતપંથ પેદા કીધા, અલખ નિરંજન સ્વામી રાયે.**
(ઋષિવર ચેતામણી)

**સતપંથ જુગા જુગે આવીયા, કી ભાઇ યુગા યુગે આવીયા,**
**તો સત્ માર્ગ દિખલાયા, લોભી રે તમે માયામાં કાં રહ્યા.**
(ગુરુવાણી)

**तीस पहिले एक ज्योत जो होती, तीस आगल चंद्र सूर्य नहीं होता ।**
**तीस पहिले सतपंथ निपाया, आप शरीर सतगुरु किया ।।**
(गुरुवाणी)

 ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, તારાઓ, પૃથ્વી જ્યારે ન હતા, ત્યારે એક અવિનાશી સત્-ચિત્-આનંદ સ્વરૂપ પોતાના જ સ્વરૂપમાં ધ્યાનમાં મગ્ન, અનંત તેજો રાશી ચૈતન્યરૂપ પ્રકાશથી વિલસતું હતું. તેના જ સંકલ્પ માત્રથી અનાદિ પ્રકૃતિ, સર્જનાત્મક માયાશક્તિ નિર્માણ કરી, તે માયા દ્વારા પંચમહાભૂતોની, પંચ પ્રાણ, પંચ જ્ઞાનેન્દ્રિયો, પંચ કર્મેન્દ્રિયો, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર મહત્તત્ત્વાદિ પ્રકૃતિ નિર્માણ થઇ. તે જ પ્રકૃતિથી સમાષ્ટિ એટલે સૃષ્ટિ અને સૃષ્ટિ એટલે પ્રાણિમાત્રનો પિંડ તૈયાર થયો. આ પ્રકારે તમામ જડ વસ્તુઓની ઉત્પત્તિ એકમેવ સત્ચિત્ અવિનાશી બ્રહ્મ પાસેથી થઇ છે. ઉપનિષદોમાં જીવ અને બ્રહ્મનો સંબંધ એવો દર્શાવેલો છે કે, -

**तदेतत्सत्यं यथा सुदीप्तात्पावकाद्विस्फुलिङ्गाः, सहस्त्रशः प्रभवन्ते सरूपाः ।**
**तथाक्षराद्विविधाः सोम्य भावाः, प्रजायन्ते तत्र चैवापियन्ति ।।**
मुंडक. २/१/१

**सन्मूलाः सोम्येमाः सर्वाः, प्रजाः सदायतनाः सत्प्रतिष्ठाः ।**
**......एतदात्म्यमिदं सर्वं सत्सत्यं, स आत्मा तत्त्वमसि ।।**
छान्दोग्य. ६/८/४.

જે પ્રમાણે બળતા અગ્નિમાંથી તેના સમાન રુપના હજારો અગ્નિ શિખા નીકળતી હોય, તે પ્રમાણે હે સૌમ્ય ! અવિનાશી બ્રહ્મથી નાના પ્રકારના જીવો નિર્માણ થતા હોય છે અને તેમાં જ તે લીન થતા હોય છે. હે સૌમ્ય ! આ સર્વ પ્રજા સત્ રૂપ કારણથી નિર્માણ થઇ સત્માં જ નિવાસ કરે છે અને અંતે સત્માં જ પ્રતિષ્ઠિત થાય છે. આ સર્વ બ્રહ્મ રૂપ છે. તે બ્રહ્મ જ સત્ય છે, તે બ્રહ્મ જ આત્મા છે અને તે બ્રહ્મ તું પણ છે.

**सदेव सोम्येदमग्र, आसीदेकमेवाद्वितीयम् ।।**
छान्दोग्य. ६/२/१.

હે સૌમ્ય ! પ્રારંભમાં આ એક માત્ર અદ્વિતીય સત્ જ હતું. સર્વનું મૂળ કારણ સત્ જ છે. તે જ પરમ આશ્રય અને અધિષ્ઠાન છે. જે પ્રમાણે અત્યંત સૂક્ષ્મ વટબીજ બહુ વિશાળ વટવૃક્ષનો આધાર છે તે પ્રમાણે સૂક્ષ્મ સત્ આત્મા આ સમસ્ત સ્થૂળ જગતનો આધાર છે. એવા તે અવિનાશી સૂક્ષ્મ મહાન સત્ને જાણવાનો જે માર્ગ તેને જ સદ્ગુરુ શ્રી ઇમામશાહ

મહારાજે સતપંથ એવું નામ આપ્યું છે.

**सतपंथ धर्म सो कहीये, जेणे ओळख्या सतगुरु नूर रे ।**
**परिब्रह्मा विष्णुने ओळख्या, ते तो अमर हुवा ततखेव रे ।।**
– गुरुवाणी

પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપની જાણકારી બાદ જે વ્યક્તિ તેના ધ્યાન ચિંતનથી સદ્‌રુપ તત્‌રુપ થઇ જાય છે તે જ મુક્ત થાય છે.

**यं यं वाऽपि स्मरन्भावं, त्यजत्यन्ते कलेवरम् ।**
**तं तमेवैति कौन्तेय, सदा तभ्दावभावितः ।।**
– भगवद्‌गीता ८/६.

જે મનુષ્ય અંત કાળે જે જે અભિલાષાનું સ્મરણ કરી દેહનો ત્યાગ કરે છે, તે તે અભિલાષાને જ તે પ્રાપ્ત થાય છે.

**अन्तकाले च मामेव, स्मरन्मुक्त्वा कलेवरम् ।**
**यः प्रयाति स मभ्दावं, याति नास्त्यत्र संशयः ।।**
– भगवद्‌गीता ८/५.

જે મનુષ્ય અંત કાળે મારું જ એટલે કે સત્ રૂપ પરમાત્માનું જ ચિંતન કરી આ દેહ છોડી જાય છે, તે મારા – પરમાત્માના સ્વરૂપને પ્રાપ્ત થાય છે એમાં કોઇ શંકા નથી.

આ પરથી અન્ય દેવી દેવતાઓની ઉપાસનાથી સત્સાધક જન્મ મૃત્યુના ફેરાને કારણભૂત થાય છે. તેથી સત્સાધકે કેવળ માત્ર સત્‌ની જ ઉપાસના કરીને તેવા સત્ પદને – અવિનાશી એવા મોક્ષ પદને પ્રાપ્ત થઇ શકશે. પૂર્ણ બ્રહ્મ પરમેશ્વરની નિષ્કામ ભાવનાથી ઉપાસના કરતા મુમુક્ષુજન સીધા આ મોક્ષ ધામ પહોંચી જાય છે. યોગવાણી શાસ્ત્રમાં યોગીજનોને ઉપદેશ કરતાં સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે તેમને જણાવેલ છે કે;


**આદ ઉનાદ જો સતગુરુ સરજા, ત્રણ મુરત તારે સરજી,**
**ત્રણ મુરત એક જયોતસું ખેલે, તેણે આદ ઉનાદ લેજો જોઇ,**
**રે જોગેશ્વરો ! તો જોગના મર્મ કોય ના જાણે.**

સતપથ મધ્યે સતગુરુ આવીયા, તો સતને સંતોષ બેહુ લાવીયા,
ધર્મ પ્રકાશીને પાપ પ્રજાળીયા, તો સૃષ્ટિના ગુરુ કેવાયા.

સતપંથ પાળીને પાવળ પીધાં, તે ચારે ખાણીથી છુટા,
દુનિયાના લોક તો દુનિયાસું લાગા, તે સતપંથ માંહેથી ત્રુટા.

રખેશર તે જે રતનને પિછાણે, અને કંચન કામિનીને તજે,
સતપંથ માંહે ધ્યાન ધરીને, અલખ પુરુષને ભજે.

વિષ્ણુને ઓળખીને પાત્રને પૂજે, તો દુનિયાની તજે આશા,
આદ પુરુષનું ધ્યાન જ રાખે, જેણે હોયે અમરાપુરી વાસા.

આદ પુરુષ સતપંથમાં આવ્યા, એ યોગી સો રખેશર પાયા,
કહેત ઇમામશાહ અમ ઘેર આદ છે યોગી, ભેટે અમર થાયે કાયા.

પૂર્ણ પુરુષ પરમાત્માની પ્રાપ્તિ જે સાધનોથી થઇ શકે છે તે પૈકી પ્રમુખ સાધન એટલે આત્મશુદ્ધિ હોય, આત્મશુદ્ધિ ન હોય તે સાધકને તેની પ્રાપ્તિ થઇ શકતી નથી.

**सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा, सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् ।**
**अन्तः शरीरे ज्योतिर्मयो हि शुभ्रो, यं पश्यन्ति यतयः क्षीणदोषाः ।।**
मुंडक. ३/१/५

દરેકના શરીરમાં એટલે હૃદયમાં બિરાજમાન રહેલા પરમ વિશુદ્ધ પ્રકાશમય, જ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્માને સર્વ પ્રકારના દોષોથી રહિત પ્રયત્નશીલ સત્સાધક જ જાણી શકે છે. સદૈવ સત્ય ભાષણ, તપશ્ચર્યા, સંયમ, સ્વાર્થ ત્યાગ કરનારા અને બ્રહ્મચર્યનું પાલન કરનારા, યથાર્થ જ્ઞાનથી જ તેને પ્રાપ્ત કરી શકે છે. આ સદ્‌ગુણ વિના જે ભોગમાં આસક્ત રહે છે, પરમાત્માની પ્રાપ્તિ માટે જે મિથ્યા ભાષણ કરે છે અને ભોગ વિલાસમાં આસક્ત થઇને બ્રહ્મચર્યનો ત્યાગ કરે છે, તે સ્વાર્થ પરાયણ અવિવેકી માણસ તે પરમાત્માનો અનુભવ કરી શકતો નથી, કારણ કે તે માણસ તેને પ્રાપ્ત કરવાની ઇચ્છા જ કરતો નથી.



**सत्यमेव जयति नानृतं, सत्येन पन्था विततो देवयानः ।**
**येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा, यत्र तत्सत्यस्य परमं निधानम् ।।**
मुंडक. ३/१/६

સત્યને જ વિજય મળે છે, અસત્યને નહીં. પરમાત્મા સત્ય સ્વરૂપ છે, તેથી તેની પ્રાપ્તિ માટે માણસે સત્યની જ આશ ધરવી. બુદ્ધિમાન માણસ સત્ય ભાષણ અને સદાચારને જ સર્વ શ્રેષ્ઠ માને છે, અસત્યને નહીં. કારણ કે જેની ભોગવાસના નષ્ટ થયેલી છે એવું પૂર્ણકામ વિતરાગ ઋષિમુનિઓ જે માર્ગનું આચરણ કરીને તે પરમ નિધાન પૂર્ણબ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત કરી લે છે તે જ આ દેવયાન માર્ગ, અચ્યુતપથ કે નિર્વાણ પદનો માર્ગ છે. તે જ આ સતપંથ ધર્મ છે.

**સતપંથ આપણા સત કરી સેવો, સતગુરુ બ્રહ્માને આદેશે હો,**
**સતપંથમાં આવીને જે કોઇ ભુલ્યા, તે જાસે ઘોર અંધારા હો.**

– ગુરુવાણી.

અસત્ય-અજ્ઞાનયુક્ત માર્ગનો ત્યાગ કરીને જીવાત્માએ આત્મજ્ઞાનનો માર્ગ લેવો જોઇએ. પ્રાચીન સમયથી ઋષિમુનિઓ અને સત્સાધકગણ આ માર્ગનું જ આચરણ કરી પરબ્રહ્મ સ્વરૂપમાં લીન થયા છે. આ જ માર્ગનું આચરણ કરી તપસ્વી, યોગી, સત્પુરુષોએ પોતાના જીવનનું અંતિમ સાધ્ય સાધીને બ્રહ્મરૂપ થયા છે. એ જ આ અનુભવનો માર્ગ સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે સદ્ભક્તોને દિગ્દર્શિત કરેલો છે. તેઓ કહે છે –

**સતપંથ સદાય છે રે ઉત્તમ, સતપંથ વિના મોક્ષ કોઇ ના થાય,**
**અમો બ્રહ્માને અમો મહેશ્વર, અમો નિરંજનની કળાએ મળ્યા,**
**રે યોગેશ્વરો, જેણે સરજ્યા તેણે સેવો.**

**એક આત્મારામ ગુરુને, મારૂં મન પ્રધાન,**
**ઉમિયા અમારી માતા અને, નિરંજન અમારા તાત,**
**ૐ કાર દેવને કાયાપુરી નગરી, એણી સેવાયે ખેલો સાક્ષાત્.**
**રે યોગેશ્વરો, જેણે સરજ્યા તેણે સેવો.**

– યોગવાણી.



'अहं ब्रह्माऽस्मि,' 'शिवः केवलोऽहम्', મારો આત્મા એ જ ગુરુ, મન એ જ પ્રધાન, શક્તિ એ જ મારી માતા અને નિરંજન એ જ પિતા, ૐ પ્રણવ બ્રહ્મ એ જ મારો દેવ, એવી આ મારી કાયાપુરી નગરીમાં કેવળ પ્રારબ્ધ કર્મની રમત રમવા માટે હું આ દુનિયામાં

આવેલો છું. પરંતુ આ દુનિયાના વ્યવહારથી પર મારી સ્થિતિ છે. આ સ્વરૂપ સ્થિતિને યોગીઓએ જોવી જોઇએ અને આ માર્ગનું આચરણ કરી મુક્ત થાવ, એ જ માર્ગ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે દિગ્દર્શિત કરેલો છે.

અવધૂત સત્ય અમારા ગુરુ ભણીયે, બ્રહ્મ અમારા રે જ્ઞાન,
ત્રિલોક અમારા સ્થાનક ભણીયે, વિષ્ણુ અમારા ધ્યાન.

સુણો રે યોગી સુણો રે અવધૂત, તે જ ભેદકા કહું વિચારી,
કહે સદ્‌ગુરુ ઇમામશાહ એસે પંથ પ્રગટાવ્યો, સતપંથ લઇ જાંબુદ્વિપમાં આવ્યા.

બ્રહ્મપણું ભેદીને બ્રહ્મકળા કીધી, ત્યારે યોગી એ યુક્તિ જાણી,
કહે ઇમામશાહ ચરણે લાગ્યા, અંતે સદ્‌ગોર બોલ્યા વાણી,

અમે સદ્‌ગોર બ્રહ્માના આસન પૂજીએ, અને કળા રે સેવું તમારી,
અથર્વવેદના વાક્યે અમે ભાખ્યું, અને સતપંથ સેવું વિચારી.

*** *** ***

તન મન વારોને વિષયા વારો, સોહી આવે અમરાપુરના વાસા,
અમે ધર્મ તપાસીને ઘટપાટ સ્થાપ્યો, ત્યાં બાંધી જીવોની આશા.
રે યોગેશ્વરો ! સદ્‌ગુરુ બ્રહ્મા વિના મોક્ષ ના હોવે.

– યોગવાણી

ઉપર જે કહેવાતા પ્રમાણો આપેલ છે, તે કઈ સતપંથના નથી. ઠોકી બેસાડીને સતપંથ સાથે જોડેલ છે. એટલે પાયોજ ખોટો છે.

*** *** ***

એવા અનેક પ્રમાણોથી પુરવાર થાય છે કે, સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે આ સતપંથ સનાતન વૈદિક ધર્મનું જ અને મુક્તિ માર્ગનું જ માર્ગદર્શન કરેલું છે. તેઓએ જે યોગમાર્ગની પોતાના સદ્‌ભક્તોને શિખામણ આપી છે તે અપ્રતિમ છે. માણસે ગૃહસ્થાશ્રમ સંભાળી આ યોગમાર્ગનું આચરણ કરી જીવન નૌકા ભવસાગરના પેલે પાર લઇ જવી જોઇએ. આ જીવન નૌકા સદ્‌ગુરુને નાવિક બનાવવાથી જ પાર થઇ શકશે. અન્યથા ષડ્‌વિકારોના આવર્તનમાં ક્યારે ભમ્મર ખાઇ ને નષ્ટ ભ્રષ્ટ થઇ જશે તેની ખબર પણ પડશે નહીં.

संसार तो सागर है, माया मोह महाजाल ।
सतकी नावे बेठीया, ते उतरी गया पार ।।

नाव कीजे हरि नामकी, सतका तो भरीये भार ।
पवन जो चाले प्रेमका, तो सतगुरु उतारे पार ।।

– गुरुवाणी

સતપંથના આચરણથી અને સદ્‌ગુરુ મહારાજની કૃપા દ્રષ્ટિથી સત્‌સાધક પંચકોષોનું આવરણ ભેદીને પરમાનંદ સ્વરુપમાં વિલીન થઇ જાય છે. અર્થાત્ સતપંથનું આચરણ કરવું ઘણું જ મુશ્કેલ ભરેલું છે.

મોક્ષમાર્ગ દોહેલા, ચલના ખંડાધાર,
શૂલી ઉપર ખેલના, કોઇ ખેલે ખેલનહાર.

ઇયળ-ભ્રમરી પઠંતરો, લઇ મંદરમાં જાય,
ભ્રમરી ચટકો ઇયળ ખમે, તો આપ સમાના થાય.

– અમૃતવાણી.

ઇયળ-ભ્રમરીના દ્દષ્ટાંતથી સદ્‌ગુરુ મહારાજે સતપંથ-મોક્ષમાર્ગનું આચરણ કેવી રીતે કરવું એ સ્પષ્ટ કરેલું છે. તન મનની ઉચ્છૃંખલ વૃત્તિ ભૂલી જઇ સતત એકાગ્રતાથી માત્ર ઇશ્વરનું જ ધ્યાન ધરવાથી સાધક ત્વરીત તદ્રુપ થઇ શકે છે. બ્રહ્માકાર વૃત્તિ બ્રહ્મને ન જાણતા કેવી રીતે થઇ શકશે ? તે બ્રહ્મને જાણવા માટે જ્ઞાનરૂપ સાધનોની જરૂર રહે છે તે 'સત્' જ્ઞાન અનુભવી ગુરુ વગર થવાનું કદાપી શકય નથી, શ્રવણ, મનન અને નિદિધ્યાસન અને આત્મચિંતન એ જ જ્ઞાન પ્રાપ્તિનું સાધન છે. સતપંથ માર્ગનું વિશેષ સ્પષ્ટીકરણ કરતાં સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે એક ભજનમાં કહેલું છે કે, –

સતપંથનું મૂળ સત્ છે, અને જીભ્યા હેત પ્રીત,
નાસિકા તે ગુરુ નરનું નામ છે, ક્ષમા દયા બે દરૂષ્ટ.



દેવને સુગુણ સુરતા શ્રવણ છે, જપ તપ છે બે પ્રાણ,
ધરમ દેવની દેહી છે, ચાર પાવ છે પરમાણ.

જ્ઞાન દેવનું મન છે, અને વલણ વિવેક વિચાર,
સંતોષ દેવનો ઝાંઝ છે, અને દત્ત દેવનો આહાર.

દેવને આકાશ મંડળ મુખ છે, અને પાતાળ છે દેવના પાયે ,
દેવને કાળ નહીં નિંદ્રા નહીં, મહાઋષિ દેવને ધાયે.

વીર મન પુષ્પથી પૂજા કરે, સતગુરુ મુખ પ્રસન્ન થાયે,
તમે સતિયા લોક સેવજો, આવાગમનના ભય જાયે.

સતપંથની સેવા કરતાં, હોવે તારણ ભવ સંસાર,
ગુરુ નરના નામથી બહુ ઉતર્યા, તેની ગણત્રી નાવે પાર.

જાહાં કલશ થાયે રે સ્થાપના, ગત કરો રે અમૃતપાન,
આ ગુરુ નરના ચરણ થકી પ્રાછત હરે, અને ઉપજે તે પ્રાણ સમાન.

ગત સૌ તમે હેતે મળો, અને રાખો હરિસુ રે ધ્યાન,
માંહે મોહના મેલ મેલો, અને એક એકનો સિરદો માન.

એવો રે મન ઓરાધ કરતા, હોવે હરિજીની સુધ,
મનખા દેહી જેણે મળ્યા, તેણે હોઇ નવ નિદ્ધ.

ગુરુ મળે તો ફેરા ટળે, ગુરુ નર જપતા ઉતરીયે પેલે પાર,
સુખે અમરાપુરી પામસો, સહી જાણજો નિરધાર.

સતપંથની શોભા ઘણી, દિન દિન અદક જો થાય,
ગુરુ ઇમામશાહ વચન બોલીયા, તમે જોઇ લેજો રે જાણ.

– ગુરુવાણી.

સતપંથનું મૂળ સ્થાન – જન્મ સ્થાન સત્ (નિર્ગુણ નિરાકાર પરબ્રહ્મ સ્વરૂપ) છે. આ સત્‌ના આધારથી જ આ અખિલ બ્રહ્માંડ નિર્માણ થયું છે. સત્ એ ત્રિકાલાબાધીત નિરૂપમેય માત્ર અદ્વિતીય બ્રહ્મ હોય. તે સગુણ સાકાર – નિર્ગુણ નિરાકાર ઇશ્વરની નારાયણ રૂપની મૂર્તિ  કલ્પવામાં આવે તો સત્ આ તેનું શિર કમલ એટલે કે તાલુસ્થાન હોય. તેની જીભ હેત-સ્નેહભાવ અને પ્રેમ, નિવિષયી – નિરીચ્છ પ્રેમ હોય. સદ્‌ગુરુનું સ્મરણ, ધ્યાન ચિંતન જ તે સત્ નારાયણનું નાક હોય. ક્ષમા અને દયા તેની બે આંખ છે. સદ્‌ગુણ અને ધારણા તેના બે

કાન હોય. જપ એટલે કે નામ સ્મરણ-નામ ચિંતન્ અને તપ એટલે સંયમ એ તેના શ્વાસ અને ઉચ્છ્વાસ હોય. સચ્ચિદાનંદ નારાયણનો દેહ એટલે ધર્મ હોય. દાન (નિરહંકાર બુદ્ધિથી ત્યાગ), દયા (પ્રાણીમાત્રનું ભરણપોષણ અને સંરક્ષણ કરવું), તપશ્ચર્યા (ઇન્દ્રિયદમન અને આત્મનિગ્રહ કરવું) અને શુચિર્ભૂતતા (અંતર્બાહ્ય પાવિત્ર્ય) આ તે ધર્મરૂપ ઇશ્વરના ચાર પગ છે. તે દેવનું મન જ્ઞાન વિજ્ઞાન-આત્મજ્ઞાન હોય. વિવેક અને વિચાર એ દેવની વૃત્તિ છે. સંતોષ એ દેવનું સ્વરૂપ છે, દેહાત્મબુદ્ધિનો ત્યાગ એ જ દાન આ દેવનો આહાર છે, આકાશમંડળ દેવનું મુખ છે તો પાતાળ પગ હોય (આકાશમાં પાતાળમાં તે પરમેશ્વર જ ભરીને રહેલો છે). દેવને કાળ (જન્મ, જરા, મૃત્યુ-વ્યાધિ), નિંદ્રા વગેરે કશું જ નથી. મન પુષ્પથી તેની માનસિક પૂજા કરવી જોઇએ જેથી પરમેશ્વર પ્રસન્ન થઇ દર્શન આપશે. જેથી તમારા જન્મમરણનાં બંધ તુટી જશે અને તમે અવિનાશી પરમ સુખમાં સત્ ચિત્ આનંદ સ્વરૂપમાં નિમગ્ન થશો. **આ પ્રકારનો દિવ્ય અવિનાશી એવો આ સતપંથ માર્ગ છે.** તેની સેવા કરતાં કરતાં જીવાત્મા ભવસાગર પાર કરે છે. આજ પર્યંત અનેકાનેક સદ્ભક્ત આ જ મૂળ સનાતન માર્ગની સેવા કરતા કરતા મોક્ષ અને મુક્તિ પામ્યા છે. આના માટે સદ્ભક્તો; જ્યાં કલશ સ્થાપિત કરી અને તેની પૂજા અર્ચના માટે જ્ઞાનગંગા (ગતગંગા) એકત્ર થઇ હોય, સત્સંગ થતો હોય ત્યાં ગુરુચરણામૃત-વચનામૃતનું પાન કરો, કારણ તેનાથી સર્વ પાપો પ્રાયશ્ચિત નામોહરમ થઇ જીવાત્માના ચિત્તમાં નિર્મળ વિશુદ્ધ આત્મજ્ઞાન જાગૃત થાય છે. તે યોગથી તેઓ અપાર અપરિમિત એવું અમર પદનું સુખ પ્રાપ્ત કરી લે છે, તે જીવાત્મા અજર અમર એવા સચ્ચિદાનંદ સ્વરૂપ મોક્ષ સુખ અનુભવે છે. આ પ્રકારનો આ અમરપદ પ્રાપ્તિનો મુક્તિનો માર્ગ સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે સતપંથ અનુયાયીઓને દર્શાવેલ છે, તેઓએ એક પદમાં કહ્યું છે કે;

**આ સતપંથ સેવો સત ભાવસુ, અને મલીયા તે સતગુરુ બ્રહ્મા,**
**જેણે દર્શન કીધા ગત તીર્થના, તેના વૈકુંઠ પોતા જીવ.**
- ગુરુવાણી

જીવન મુક્તિનો લાભ ન મળે ત્યાં સુધી જીવાત્મા અમર થતો નથી અને આત્મજ્ઞાનની પૂર્ણ અનુભૂતિ ન થાય ત્યાં સુધી જીવાત્મા જીવન મુક્ત થતો નથી. જીવન મુક્તિનો લાભ મેળવનારા મુમુક્ષુને અપરિમિત જ્ઞાનસાધના, સત્સંગ, ગુરુ સેવા કરવી પડે છે. મન ઉન્મન કરી પ્રેમધન ઇશ્વરના સ્વરૂપમાં જોડાવું પડે છે. બુદ્ધિ સ્થિર કરી સતત આત્મચિંતન, વૈરાગ્ય વિચાર જાગૃત રાખવા પડે છે ત્યારે જ જીવાત્માનું મન શાંત અને સ્થિર થાય છે અને તેઓ

મોક્ષ સાધનાનુ એક પછી એક પગથીયું ચઢી મોક્ષ મંદિર પહોંચે છે.

એવા આ દિવ્ય અમરત્વના માર્ગમાં મૂર્તિપૂજા, પ્રતિકોપાસના અન્યોન્ય દેવદેવતાઓની ઉપાસના, સાધારણ કર્મકાંડ આ બધું ગૌણ માનેલું છે. આ સર્વ સાધનો સતપંથમાં નથી એવું નથી, પરંતુ તેને ગૌણ માનવામાં આવેલ હોવાથી પ્રધાનભૂત નથી. કેટલાક લોકો આ અનુસંધાનથી સતપંથ વિષે ગેરસમજ કરે છે. કેટલાક લોકો સતપંથ શાસ્ત્રમાંના અવતરણો (ઉદાહરણો) લઇને જ સતપંથ પ્રવર્તક સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજને મૂર્તિપૂજા માન્ય નથી એવું પ્રતિપાદન કરે છે. ઉદાહરણ :

**'પાષાણની પૂજા કરવી નહીં. ' 'પાણી પથ્થર પૂજે નહીં પામે મોક્ષ.'**
**'જુવો જુવો પંડિતો વેદ પુરાણ, કીયે અવતાર હરિ હોતે પાષાણ.'**

વગેરે પદોનું સ્પષ્ટ શબ્દશઃ અર્થ એવો થાય છે કે, સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજને મૂર્તિપૂજા અભિપ્રેત નથી. પરંતુ વસ્તુતઃ જે મહાત્માએ પોતાના જ્ઞાનપદ સંગ્રહમાં આ પદો કહેલાં છે તેમાં જ તેઓએ કહેલું છે કે :

**પાષાણની પૂજા કરવી નહીં, આત્મા પૂજા કરવી સહી,**
**કુંભ કલશ તમે સાચો કરી પૂજો, તે સોળ કળા છે ઘટમાંહી.**
**આવા શૂન મંડલ માંહે શોધો, પણ પરતમા (પ્રતિક) પૂજે પાપ ન જાયે,**
**જોગ કમાવો તમે જોગી જોઇ, ધરણી કરણી જીવને સાથે થાયે.**
**અડસઠ તીર્થ પરવતને નીર, અને તાહાં નિવેડા નહીં થાયે,**
**કહેત ઇમામશાહ સુનો મારા જોગી, ગુરુ મળે તો સાંસા ટળે.**
**સો ક્રિયાની તમને જનોઇ આપી, બ્રહ્મ જાણો બ્રાહ્મણ થાવો,**
**પણ તીર્થે ન્હાયા તો પાપ ન જાયે, આ પથ્થર કોને બતાવ્યો.**
**પાંચમો વેદ તે મુક્તિનો ભેદ, પણ સ્વર્ગ મૃત્યુની આશા જેણે,**
**નિર્મળ મન પાળો ગુરુનાં વચન, હેતે પ્રીતે હાંસલ હોસે તેણે.**



– યોગવાણી



પિંડ પલાખી હિરદા જો માયેલા, ચોખા કેમ કરી થાયે,
ઉદક ઉછાલીને પાથર પૂજે, કાહે કારન તમે ધ્યાવે.

સજીવન છોડીને નિર્જીવ પૂજે, ભૂલડા નરકે જાવે,
વિભૂત ઉછાલીને ટીલા લગાવે, પાખંડ પ્રિથમી ખાવે.

સત્ છોડીને અસત્ પૂજાવે, તે પાખંડે મૂળ ગમાવે,
કહેત ઇમામશાહ સાંભલો મુનિવર, રખેશર અમરાપુરી જાવે.

બ્રહ્મ હોઇને બ્રહ્મ ના જાણે, તો ક્રિયા ભ્રષ્ટના મેળા રે,
ગાયત્રીનો જાપ તો જાણે, બ્રહ્મવર તે માનો રે.

આવો મોરા ભાઇ તમે ગતમાં મળો, અડસઠ તીરથનો છે મહિમા સાર,
અહીં બેઠા ગુરુ મુખી દેવને દ્વાર, પંચ નિવારો હરિ વેદ વિચાર.

સત્ગુરુ બ્રહ્મા ગીનાન સંભળાવીયા, તમે સાંભલો મુનિવર ભાઇ,
પરગટ વેલાએ આવી મળો, તો સાચી તમારી કમાઇ.

પરગટ ઠામ જેણે કહીયે, ભાઇ ઘટપાટની વેળા થાયે,
દેવ તેત્રીસ કરોડી આવી મળે, તો સ્વામી વાસો પુરે ત્યાંયે.

હિરદા માંહે પ્રભુજી બૈઠા, પિતલ પાત્તરને ના પૂંજો,
મારું તારું મેલીને છાંડો, વાદ ન કરશો વીરા રે.

આત્મારામ તમે અવિગત સેવો, સર્વ હી ભૂત નિવાસી હો,
સહેજ તણા પરમારથ જાણો, તો કોહ હિંડો વનવાસી હો.

જપ તપ તીરથ વ્રત ઉપવાસી, મૂળ ન જાણે સો અંધા હો,
મદ મત્સર અહંકાર ન મૂકે, પ્રથમી પાખંડ ધંધા હો.

પિંડ પખાલી દાહી દિશા નિહાળી, મિથ્યા વાદ ન મૂકે હો,
વેદ સતગુરુ મુખે ભેદ ન જાણે, તો એક હી અર્થ ન સુઝે હો.

જોગી જુગત ના જાણે જોગ વખાણે, બૈઠા હી લોચન તાને હો,
ગગનનાથ ગુરુ ભેદ ન જાણે, તો શિંગી સુર તાને હો.

આપ ન સુઝે ન કાહે શિર લોચે, સચ્ચિદ્ જ્ઞાન ના જાણે હો,
હિરદે દયા નહીં કર્મ વખાણે, મનશા કર્મે લાગ્યા હો.

ત્રિગુણ ટાળો ને પંચ નિવારો, તો સૂન મંડલ માંહે વાસા હો,
કહેત ઇમામશાહ નિર્મળ સેવો, તો જ્યોત બીંબ પ્રકાશા હો.

આ દલ પ્યારમે રાચા રે ભાઇ, ગુરુ કે શબ્દસે રાચા રે ભાઇ,
અબ મૈ સમઝા રે ભાઇ, ગુરુ કે શબ્દ સે રાચા રે ભાઇ.

તીરથ ના જાઉ ને ડુબકી ના ખાઉ, ના ડાલું ઉપર પાણી,
દેવલ ભીતર લાગી છે ટાલી, જહાં મેરી સુરતા સમાઇ.

ઘંટા બજાઉ ના પાતી ચઢાઉ, ના ફેરૂં હાથમે માલા,
આસન માંડીને જુગતસે બેસું, ચવુ દિસ કરૂં અજવાલા.

ધુંડત ધુંડત ધુડન થાકા, જબ માર્ગ લીયા વિસરામ,
ઉલટ ભેદકી સુઝ જો લાગી, કોટી કલપ અહીં રામા.

નેમ હી થાકે પ્રેમ હી થાકે, થાકે લોક બઢાઇ,
કહેત ઇમામશાહ સુનો મોરા ભાઇ, અટલ પદમો પાઇ.

– ગુરુવાણી.

This is a wrong statement.

Satpanth Dasavatar bans Idol worship.

Karsan Kaka had said in court that Idol worship is banned in Satpanth.

ઉપર પ્રકાશિત કરેલ સર્વ પદો પરથી સિદ્ધ થાય છે કે, સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજએ મૂર્તિપૂજાનો નિષેધ કરેલો નથી. સંત રામદાસ, સંત કબીર, સંત જ્ઞાનેશ્વર મહારાજ, સંત તુકારામ મહારાજ વગેરે અનેક સંતોએ ઠેકઠેકાણે પોતાની વાણીમાં મૂર્તિપૂજા અંગે સખત ટીકા કરેલ છે. એનો અર્થ એવો નથી કે તેઓએ મૂર્તિપૂજા અંગે નિષેધ કરેલો છે. પરંતુ સમાજમાં મૂર્તિપૂજા અંગે અથવા પ્રતિકોપાસનામાં જે અવાસ્તવ આડંબર દર્શાવવામાં આવે છે, તેનાથી સાચી યોગ ક્રિયાથી કે ઇશ્વરના અનુસંધાનથી સત્સાધક વિમુખ થાય છે અને એવા સત્સાધકની બહુજન સમાજમાં કનડગત થાય છે. તેથી ઇશ્વર ભક્તિનું એવું આડંબર કે સ્તોમ (દંભ) ન દર્શાવતાં મનોમન ભગવાનના દર્શનની સાધના કરો. મૂર્તિપૂજાના સમયે કોઇ પણ ઉપાસક પોતાની પૂજા નૈવદ્ય વગેરે ઉપચાર આ પત્થરને કે ધાતુને અર્પણ કરે છે એવું સમજતો નથી, પરંતુ આ ઇશ્વરના સ્વરૂપને હું આ બધું અર્પણ કરી રહ્યો છું, આ જ ભાવના શ્રદ્ધાથી

તમામ ઉપચાર અર્પણ કરે છે, એટલે કે તે મૂર્તિની જગ્યાએ ઉપાસકને ઇશ્વરી ભાવના ધારણ કરવી પડે. અજ્ઞાની અને મૂર્ખ લોકો માત્ર અજ્ઞાનથી મૂર્તિ એ જ દેવ અને મૂર્તિ એ જ આપણું સર્વસ્વ માને છે અને અંત સુધીમાં અંધશ્રદ્ધાથી બદ્ધ થઇ પોતાની ભાવનાઓની - મનની ઉન્નતિ કરી શકતો નથી. તેથી તેને આત્મજ્ઞાન, આત્માનુભૂતિ થતી નથી, તેનો આત્મવિકાસ થઇ શકતો નથી અને તેના વિચારો ટુંકા અને સંકુચિત બનતા જાય છે. બીજાના દ્વેષ, મત્સર, તિરસ્કાર, નિંદા વગેરે દુર્ગુણોના ભોગ બને છે, તેથી મૂર્તિપૂજાનું તત્ત્વ રહસ્ય સમજવું જોઇએ.

મૂર્તિપૂજા એટલે મૂર્ત સ્વરૂપની ઉપાસના છે. મૂર્ત એટલે પ્રત્યક્ષ મૂર્તિમંત વ્યક્ત સ્વરૂપ. ભગવાનના વ્યકત અને અવ્યક્ત એવા સ્વરૂપો છે. વ્યક્ત એટલે કે જે આંખોથી જોઇ શકાય છે, આકારમાં આવે છે, પ્રકટ થઇ શકે છે અને પ્રત્યક્ષ રૂપથી દર્શન આપે છે એવું સ્વરૂપ. અર્થાત્ એવું ભગવાનનું ચૈતન્યમય વ્યક્ત સ્વરૂપ એટલે કે એની વિભૂતીઓ જ હોય. જડ સ્વરૂપને પ્રત્યક્ષ પ્રગટ અથવા વ્યક્ત સ્વરૂપ કહી શકાતું નથી. એટલે મૂર્તિ આ ભગવાનનું ચૈતન્ય સ્વરૂપ નથી પણ જડ સ્વરૂપ કલ્પવામાં આવે છે. વસ્તુતઃ ભગવાનનું વ્યકત ચૈતન્ય સ્વરૂપ એટલે તેનું અવતાર પાત્ર છે. સમયે સમયે અધર્મનો ઉચ્છેદ, ધર્મની સ્થાપના, સૃષ્ટિનું પાલન અને દુષ્ટોનો (ધર્મ વિઘાતક એવા દુર્જનોનો) સંહાર કરવા માટે અને મૂળ સત્ ધર્મમાં દુર્જનોને લીધે આવેલી વિસંગતા દૂર કરી સત્ધર્મ સ્થાપવા માટે ભગવાનના જે ગુપ્ત કે પ્રકટ અવતાર થતા હોય છે, તે જાણીને તે જ વ્યક્ત સગુણ સાકાર અવતાર પાત્રની પૂજા, ધ્યાન, સેવા, સ્મરણ કરવું એ જ ખરેખર મૂર્તિ પૂજા હોય, પરંતુ એવા અવતારી પુરુષ વ્યકત રૂપમાં હોય કે તેની સમજણ પડવી ઘણું જ કઠિન હોય છે, તેથી તેનું માર્ગદર્શન કરનારા સંત, મહાત્મા, સત્પુરુષ, અનુભવી ગુરુ, સદ્ગુરુઓની શરણાગતી સિવાય તેઓ તેમનું સ્થાન દર્શાવી શકશે નહિ. **"સદ્ગુરુ વિના સાપડે ના સો । ધરાવે તે પાય આધી આધી।।"** આ માટે જ સંતપુરુષો કહેતા હોય છે.

**"गुरु गोविंद दोनो खडे, किसे लागु पाय ।**
**बलिहारी उस गुरुदेवकी, जिन्हे गोविन्द दियो बताय ।।"**

ગોવિંદની - ભગવાનની ઓળખાણ અથવા પ્રાપ્તિ સહેલાઇથી થઇ શકતી નથી. ગુરુ, સંત કે મહાત્માઓના અનુગ્રહથી જ ઇશ્વરની પ્રાપ્તિ થઇ શકે છે. શાસ્ત્ર જ્ઞાન શ્રવણ, ગુરુ ઉપદેશ ગ્રહણ કરીને આત્માના ભાવથી જ ઇશ્વર દર્શન થાય છે, એટલે ગુરુએ દર્શાવેલા માર્ગમાં મૂર્તિ પૂજા ગૌણ સ્થાન માનવામાં આવેલ છે.

સતપંથ સંપ્રદાયમાં સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે પ્રબોધેલ ૐ પ્રણવ બ્રહ્મનું સ્મરણ - ચિંતન, જ્યોતિનું ધ્યાન, કલશ પૂજન અને દશ અવતાર ઉપાસના આ પ્રમુખ તત્ત્વોને પ્રાધાન્ય આપવામાં આવેલું છે.

यदक्षरं वेदविदो वदन्ति, विशान्ति यद्यतयो वीतरागाः ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति, तत्ते पदं संग्रहेण प्रवेक्ष्ये ॥
– गीता. ८/११



ओमित्येकाक्षरं ब्रह्म, व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स, याति परमां गतिम् ॥
– गीता ८/१३

વેદવેત્તા પુરુષ જે સચ્ચિદાનંદ ઘનસ્વરૂપ પરમ પદને અક્ષર (અવિનાશી) કહે છે, વિરક્ત અને યત્નશીલ યતિ જેમાં પ્રવેશ કરે છે અને જેની ઇચ્છા કરનારા (મુમુક્ષુ) બ્રહ્મચર્ય વ્રતનું આચરણ કરે છે તે પદ સંક્ષેપમાં એવું છે કે, સર્વ ઇન્દ્રિયો દ્વારા મનને રોકીને હૃદયમાં સ્થિર કરી, પ્રાણ મસ્તકમાં સ્થાપન કરી અને મારુ સ્મરણ કરી જે દેહ છોડે છે, તેને ઉત્તમ ગતિ મળે છે.

ૐ કાર મધ્યે ધ્યાન જો ધરીયા, અને ધુંધુકાર રંચિયા,
ધ્યાન માંહેથી જોગ જો સરજા, જોગમાંથી નિપની કાયા.
રે જોગેશ્વરો, તો જોગની જુગતો અનેરી.
આદે ઉનાદે અહુંકાર ઉપના, તારે શબ્દમાં સર્વે સમાયા,
આદેથી ઉપના તે અંતે સમાયા, તેજ મધ્યે બાંધી કાયા.
રે જોગેશ્વરો, તો જોગના મરમ ના જાણે કોઇ.
– યોગવાણી.



સત્ શબ્દ હે ગુરુ હમારા, તાકો લીખે ન યે સંસારા ॥
સત્ શબ્દ કા કરો વિચારા, ૐ સોહં કરોજી વારંવારા ॥

પ્રથમ ધ્યાન રસનાસુ કીજે, નિસ દિન ૐ સોહં ભણી લીજે ॥
– બ્રહ્મપ્રકાશ

ૐ પ્રણવ બ્રહ્મનું સ્વરૂપ સ્વયં જ્યોતિરૂપ હોવાથી અને આત્મજ્યોતિ સ્વરૂપ ભગવાનનું ધ્યાન કરવાનું માધ્યમ જ્યોતિ, તેજ, સૂર્ય, તારાઓ જેવા હોવાથી જ્યોતિનું ધ્યાન સતપંથ સંપ્રદાયમાં મુખ્યતઃ કરેલું છે.

**हिरण्मये परे कोशे, विरजं ब्रह्म निष्कलम् ।**
**यच्छुभ्रं ज्योतिषां, ज्योतिस्तद्यदात्मविदो विदुः ।।**
**– मुंडक. २/२/९**



**न तत्र सूर्यो भाति न चन्द्रतारकं, नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।**
**तमेव भान्तमनुभाति सर्वं, तस्य भासा सर्वमिदं विभाति ।।**
**– मुंडक. २/२/१०**



**सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा, सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् ।**
**अन्तःशरीरे ज्योतिर्मयो हि शुभ्रो, यं पश्यन्ति यतयः क्षीण दोषाः ।।**
**– मुंडक. ३/१/५**



**જયોતિ સ્વરૂપે જાણીયે, આદબુંદ વિંડ કેવાય રે,**
**નિરાકાર રુપે તો પોતે છે, તે તો અકળ કહાવ્યા નવ જાય રે .**

**ઝવેરી હોવે તો પારખે, અને હીરા ચઉટે બાજાર,**
**મુનિવર હોવે તો પારખે, ગીનાનની સુરતી લગાય રે.**
– ગુરુવાણી

તે નિર્મળ અવયવ વિનાનું પરબ્રહ્મ પ્રકાશમય પરમકોષમાં પરમધામમાં બિરાજમાન છે. તે સર્વમાં વિશુદ્ધ સર્વ જયોતિની પણ જયોતિ છે. આત્મજ્ઞાની જ ફક્ત તેને ઓળખે છે. ત્યાં તે બ્રહ્મને સૂર્ય પ્રકાશી શકતો નથી, ચંદ્ર, તારાઓ અથવા વિજળી પણ તેના પર પ્રકાશ કરી શકતી નથી, તો પછી અગ્નિનો સવાલ કયાં ? કારણ કે તે બ્રહ્મના પ્રકાશથી જ સંપૂર્ણ જગત પ્રકાશમય થતું હોય છે. આ શરીરમાં રહેલા હૃદયમાં બિરાજમાન જ્યોતિ સ્વરૂપ પરમ

વિશુદ્ધ પરમાત્મા નિ:સંદેહ સત્ય ભાષણ, તપ અને બ્રહ્મચર્યપૂર્વક યથાર્થ જ્ઞાનથી જ હંમેશાં પ્રાપ્ત થનારા છે. તેને સર્વ પ્રકારના દોષ વિનાના યત્નશીલ સાધક જ જોઇ શકે છે.



ૐ પ્રણવ બ્રહ્મના ચિંતન સાથે જ્યોતિ સ્વરૂપ પરબ્રહ્મનું ધ્યાન કરવું સતપંથ સંપ્રદાયમાં પ્રામુખ્યથી ગણવામાં આવેલ છે. સતપંથ ઘટપાટ પૂજા વિધિના સમયે શુદ્ધ ઘીની ત્રણ જયોતિ બ્રહ્મા, વિષ્ણુ, મહેશના પ્રતિકાત્મક રીતે પ્રગટાવી તેમનું એકરૂપતાથી ધ્યાન કરવું, આ નિર્ગુણ નિરાકારની ઉપાસના કહેવામાં આવેલી આ સંપ્રદાયની મહત્વની ઉપાસના – સાધના છે. આ સંપ્રદાયમાં કલશ ઘટપાટ પૂજા પણ એક ઉપાસના પદ્ધતિ છે. આ વિષે હિંદુ ધર્મ શાસ્ત્રમાં આ પ્રમાણેનો મંત્ર આપવામાં આવેલ છે.

**कलशस्य मुखे विष्णुः, कण्ठे रूद्रः समाश्रितः ।**
**मूले तत्र स्थितो ब्रह्मा, मध्ये मातृगणाः स्मृताः ।।**
**कुक्षौ तुं सागरा, सर्वे सप्तद्विपा वसुंधरा ।**
**ऋग्वेदोऽथ यजुर्वेदः, सामवेदो ह्यथर्वणः ।।**
**अंगैस्च सहिताः सर्वे, कलशं तु समाश्चिताः ।**
**अत्र गायत्री सावित्री, शांतिपुष्टिकरी तथा ।।**
**आयान्तु देवपूजार्थं, दुरितक्षयकारकाः ।**
**गंगे च यमुने चैव, गोदावरी सरस्वतीः ।।**
**नर्मदे सिंधु कावेरी, जलऽ स्मिन्सन्निधिं कुरू ।**
**वरुणाय नमः सर्वेपचारार्थे, गंधाक्षतपुष्पं समर्पयामि ।।**

કળશ પૂજા એટલે સર્વ દેવતાઓની ઉપાસનાનું સાધન કહેવાય. મંત્રોપચારોથી સર્વ દેવદેવતાઓને આવાહન, પૂજન, અર્ચન, વંદન, કરી નૈવદ્ય સમર્પણ કરીને તેનું ધ્યાન ચિંતન સ્મરણ કરવામાં આવે છે. અર્થાત મૂર્તિપૂજા મુજબ આ કળશ પૂજન પ્રતિકોપાસના જ છે, પરંતુ તે દ્વારા કોઇ પણ ઇચ્છા કરેલ દેવતા સ્વરૂપની આરાધના કરી ઇચ્છિત હેતુ પૂર્ણ કરી શકાય છે. અનાદિ કાળથી આ કળશ પૂજન યજ્ઞવિધિ ચાલતી આવેલ છે. કળશ ઘટપાટ પૂજા એટલે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, આદ્યશક્તિ અને આદ્યનારાયણ આ સતપંથ પંચાયતની પૂજા એવો સતપંથ સંપ્રદાયનો સકેત છે. તે અંગે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ કહે છે :

સંસાર સાગર ભુલી મત જાવો, ઘટ પૂજોને ઘટ તીરથ ન્હાવો.
એણે ઘટે બ્રહ્માને એણે ઘટે વિષ્ણુ, એણે ઘટે દેવ મહેશ્વર સોયે.
એણે ઘટે જયોતિ એણે ઘટે જુગતી, એણે ઘટે પ્રાણી પાવે મોક્ષ મુગતી.
- ગુરુવાણી.

આવ્યા રે નારાયણ દેવ, આ ઘટ સ્વામી.
આવ્યા રે નિષ્કલંકી દેવ, આ ઘટ સ્વામી.
આજકાલ વારા પુરુષ, તમે સેવો રે સારંગધર,
સેવો તમે પાત્ર નિષ્કલંકી રે ભાઇ, દુઃખીયાને તારણહાર.
- ગુરુવાણી.

This concept is not present in Hinduism. This concept is used by Islam to abrogate all existing religions and to super impose Islam as continuity of all existing religion in form of Islam.

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે યુગધર્માનુસાર અલગ અલગ યુગમાં અલગ અલગ ઉપાસના પદ્ધતિઓ કહેલી છે. 'મૂળ સ્તંભ' આ ઘણા જ જુના ગ્રંથમાં પણ યુગ ધર્મની માહિતી આપવામાં આવી છે, તેની સાથે સરખાવતાં સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે દર્શાવેલ યુગ ધર્મ પરંપરા પ્રમાણે મળતો છે એવું જણાય છે. સત્યયુગનો યુગ ધર્મ એવો છે. -

યુગ પુરુષ બ્રહ્મદેવ, ઋગ્વેદ પ્રાધાન્યભૂત, ઉત્તર દિશા ધ્યાનગમ્ય, સુવર્ણ ઘટ પાટ કળશપૂજા, અવતાર ચાર - મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ. પ્રત્યેક અવતારની કાલમર્યાદા ૪ લાખ ૩૨ હજાર વર્ષ. જેથી ૧૭ લાખ ૨૮ હજાર વર્ષ સત્યયુગનું પ્રમાણ. પ્રાધાન્યભૂત અવતાર નૃસિંહ એટલે નૃસિંહ મૃત્યુંજય ગાયત્રી મંત્રનો જાપ યુગતારક મંત્ર. ભક્ત ચાર - રૂખ્માંગદ, અંબરીષ, ધ્રુવ અને પ્રહ્લાદ, વ્રત ગુરુવાર, એકાદશીના દિવસે યુગ આરંભ થયેલ હોવાથી તે યુગ તિથિ ગણવામાં આવી. દાનનો પ્રકાર હાથીદાન (હાથીના કિંમતનું દાન), શરીરમાં વાયુતત્ત્વનો પ્રાદુર્ભાવ વધુ એટલે વનદાગ પ્રાધાન્યભૂત, ક્ષેત્ર હંસપુર, દ્વારામતી અવતાર કાર્યનું ક્ષેત્ર. મનુષ્ય શરીરનું પ્રમાણ ૨૧ હાથની ઉંચાઇ, ગાયના દૂધનું વિપુલ પ્રમાણ, તે પર આશ્રમ ધર્મ વ્યવસ્થાનો નિર્વાહ. ધર્મનીતિ નિયમોનું પ્રમાણ સેંકડે ૯૭.૫ અને પાપ કર્મનું પ્રમાણ સેંકડે ૨.૫ એવું હતું.



ત્રેતાયુગમાં યુગ પુરુષ વશિષ્ઠ મુનિ, પ્રાધાન્યભૂત વેદ યજુર્વેદ, પૂર્વ દિશા પૂજનીય, ધ્યાનકર્મ માટે શ્રેષ્ઠ રૂપાના ઘટપાટની કળશ પૂજા ઉપાસના, અવતાર પાત્ર ત્રણ-વામન,

પરશુરામ અને શ્રીરામ. પ્રાધાન્યભૂત અવતાર શ્રીરામ. જેથી રામતારક ગાયત્રીમંત્ર આ મુક્તિનો જાપ. પ્રત્યેક અવતારનું કાર્ય ૪ લાખ ૩૨ હજાર વર્ષ એટલે ત્રેતાયુગનું પ્રમાણ ૧૨ લાખ ૯૬ હજાર વર્ષ. સદ્ભક્ત કમલધ્વજ, કમલાપતિ અને હરિશ્ચંદ્ર હતા. રવિવાર ચતુર્દશીના રોજ યુગની શરૂઆત જેથી તે ત્રેતાયુગની યુગ તિથિ છે. શરીર રચનામાં જલતત્ત્વ વધુ એટલે જલદાગ પ્રાધાન્યભૂત. ક્ષેત્ર મહાપુર, બગપૂર આ અવતાર કાર્યનું ક્ષેત્ર. મનુષ્ય શરીરનું પ્રમાણ ૧૪ હાથ ઉંચું. દાન કર્મ અશ્વને ગણવામાં આવતું હતું. આશ્રમધર્મ વ્યવસ્થા ગાયો પર ચાલતો હતો. ધર્મ નીતિ નિયમ પાલનનું પ્રમાણ સેંકડે પંચોત્તેર અને પાપાચરણનું પ્રમાણ સેંકડે પચ્ચીસ હતું.

દ્વાપર યુગમાં પ્રાધાન્યભૂત વેદ સામવેદ, યુગ પુરુષ વેદ મૂર્તિ વ્યાસ. દક્ષિણ દિશા પૂજનીય. તાંબાના ઘટપાટની કળશપૂજા ઉપાસના. અવતાર પાત્ર બે - શ્રીકૃષ્ણ અને બુદ્ધ. પ્રાધાન્યભૂત અવતાર શ્રીકૃષ્ણ એટલે શ્રીકૃષ્ણનો તારક ગાયત્રી મંત્ર મુક્તિનો જાપ, દરેક અવતારનું કાર્ય ૪ લાખ ૩૨ હજાર વર્ષ એટલે યુગનું પ્રમાણ ૮ લાખ ૬૪ હજાર વર્ષ. સદ્ભક્ત પાંડવ યુધિષ્ઠિર, સોમવાર અમાસના દિવસે યુગની શરૂઆત એટલે સોમવતી અમાસ યુગ તિથિનું વ્રત. વિપુલ દુધાળ ગાયો આ દાનનું પ્રમાણ. આશ્રમ ધર્મ અન્ન ધાન્ય અને દૂધ ઉપર ચાલતો હતો. શરીર રચનામાં અગ્નિ તત્ત્વ વધુ એટલે અગ્નિ દાગ પ્રાધાન્યભૂત. મનુષ્ય શરીરનું પ્રમાણ ૭ હાથ ઉંચું. ધર્મ નીતિ નિયમોનું અને પાપનું પ્રમાણ અર્ધુ એટલે સેંકડે પચાસ એવું હતું. ક્ષેત્ર શામપૂર (ગોકુળ), કુરુક્ષેત્ર આ અવતાર કાર્યનું ક્ષેત્ર હતું.

કલિયુગમાં પ્રાધાન્યભૂત વેદ અથર્વવેદ, પશ્ચિમ દિશા પૂજનીય ધ્યાન કરવા માટે શ્રેષ્ઠ. માટીના ઘટપાટ કલશની પૂજા ઉપાસના. અવતાર પાત્ર એક જ શ્રી નિષ્કલંકી નારાયણ, તેનું પ્રમાણ ૪ લાખ ૩૨ હજાર વર્ષ એટલે યુગનું પ્રમાણ પણ તેટલું જ. સદ્ભક્ત કમલાકુંવર, કાર્ય ક્ષેત્ર કુંવારીકા ભૂમી, શુક્રવારે સુદ બીજના દિવસે યુગની શરૂઆત એટલે તે યુગ તિથિ. દાનનું પ્રમાણ અજીવા અને આયુધ લોઢાનું. શરીર રચનામાં ભૂમી (પૃથ્વી) તત્ત્વ વધુ એટલે ભૂમી દાગ પ્રાધાન્યભૂત. ક્ષેત્ર હેમપુર, ભરતખંડ-કુંવારિકા આ અવતારનું કાર્ય ક્ષેત્ર. મનુષ્ય શરીરનું પ્રમાણ સાડા ત્રણ હાથ ઉંચાઇ. ધર્મ નીતિનું પ્રમાણ સેંકડે અઢી અને પાપ કર્મનું પ્રમાણ સેંકડે ૯૭.૫૦ એવું છે.



એવા પ્રકારનો યુગ ધર્મ સતપંથ સંપ્રદાયના ધર્મ સાહિત્યમાં માર્ગ પ્રવર્તક સદ્ગુરુ શ્રી

ઇમામશાહ મહારાજે દર્શાવેલો છે. તેનું ટુંકમાં સમર્થન નીચે જણાવ્યા પ્રમાણે સમજવું.

ભરતખંડ જાંબુદ્વિપમાંના કુંવારીકા ક્ષેત્રના પશ્ચિમ દિશા તરફ રહેલા શ્વેતદ્વિપ અથવા સહસ્ત્રદ્વિપમાં ભગવાન શ્રી વિષ્ણુ નારાયણનું શેષશૈયા ઉપર વાસ્તવ્ય સ્થાન છે એવું આપણા વિષ્ણુપુરાણ, માર્કન્ડેયપુરાણ, બ્રહ્મવૈવર્તકપુરાણ વગેરે અનેક હિંદુ ધર્મ ગ્રંથોમાં ગ્રંથીત કરેલું છે. કલિયુગમાં પ્રાધાન્યભૂત અવતાર એ તે જ શેષ શૈયા વિષ્ણુ નારાયણનો હોવાથી અને તે હજી સુધી પ્રકટ ન થયેલ હોવાથી, તેના આગમન માટે પશ્ચિમ તરફ મુખ કરીને કલિતારક શ્રી નિષ્કલંકી ગાયત્રી મંત્રનો જાપ કરવો એવી સતપંથ પ્રવર્તકોની આજ્ઞા છે. કલિયુગમાં ઘેરાયેલા ઘોર અજ્ઞાન અંધકારમય સ્થિતિમાંથી પાર જવા માટે સોળ કળાઓથી યુક્ત એવા ભગવાનના ષોડશાક્ષર મંત્રનો જાપ કરવો એવું કલિસંતરણોપનિષદમાં પણ કહેલું છે. સતપંથમાંના ષોડશાક્ષર મંત્ર "।। ॐ **श्री निष्कलंकी नारायण जनार्दनाय** ।।" એવો છે અને ગાયત્રી મંત્ર '**ॐ नमो श्री निष्कलंकी नारायण जनार्दनं, भस्मायुधाय विद्महे दिव्यनेत्राय धीमहि तन्नोज्वरहः प्रचोदयात् ॐ शांतिः शांतिः शांतिः** ।' એવો છે. આ ષોડશાક્ષર મંત્રથી અને ગાયત્રી મંત્રના ધ્યાન ચિંતન અને જાપથી ષોડશકલાથી યુક્ત એવા જીવાત્માને પરમાત્મ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે એવું પ્રશ્નોપનિષદ્ (૬/૪), મુંડકોપનિષદ્ (૩/૨/૭), શ્વેતા શ્વરોપનિષદ (૫/૧૪) વગેરે અનેક ગ્રંથોમાં કહેલું છે. એ જ સતપંથ પ્રવર્તકોએ ઉપદેશ કરેલું છે. શ્વેત દ્વિપ અથવા સહસ્ત્રદ્વિપ ભૂમંડલના સપાટી ઉપર ઉત્તર ધ્રુવ પ્રદેશ શ્વેત બરફથી આચ્છાદિત પ્રદેશ તરીકે સહસ્ત્રદ્વિપ પ્રદેશ પ્રસિદ્ધ છે. નારદ સનકાદિ ઋષિઓનું આ વાસ્તવ્ય સ્થાન છે એવો ઉલ્લેખ શ્રીમદ્ ભાગવતમાં પણ છે અને આ પ્રદેશ જાંબુદ્વિપના પશ્ચિમ તરફ હોવાથી મોટાભાગના મંદિરોમાં મૂર્તિની સ્થાપના પૂર્વાભિમૂખ હોય છે અને પૂજા કરનારનું મુખ પશ્ચિમ તરફ જ હોય એવું ધ્યાનમાં આવે છે.

False statements

શુક્રવાર શુદ્ધ (સુદ) બીજ એટલે ચંદ્રદર્શન આ કલિયુગનું યુગ તિથિનું વ્રત છે. તેને અજવાળી બીજ અથવા થોર બીજ એવું પણ કહેવામાં આવે છે. શુક્રવાર બીજના દિવસે કલિયુગની પ્રત્યક્ષ શરૂઆત થઇ. તેથી ચંદ્ર દર્શન અને શુક્રવાર હોય તે દિવસે ઉપવાસ વ્રત કરી દાન ધર્મ કરવો, એવો સતપંથ પ્રવર્તકોની આજ્ઞા છે. શુક્રવાર આ ઘણા જ માનવ સમાજોના 'દેવોનો' દિવસ ગણવામાં આવે છે. આ ચંદ્રદર્શનનું વ્રત હિંદુ ધર્મશાસ્ત્રમાં 'બાલેન્દુ વ્રત' તરીકે પ્રસિદ્ધ છે. તેમજ ચંદ્રદર્શન, સહસ્ત્રચંદ્રદર્શન વ્રત વિષે પંચાંગમાં વિસ્તૃત માહિતી આપેલી હોય છે.

 શુદ્ધ (સુદ) બીજનો ચંદ્ર કર્તૃત્વનો પ્રતિક છે. શુદ્ધ (સુદ) બીજની ચંદ્રકલા મુજબ આપણા જીવન કલાનો પણ ઉત્તરોત્તર વિકાસ થાય છે. તે માટે બીજના ચંદ્રનું દર્શન કરવું. ભારતીય સંસ્કૃતિ ઉદારપણું અને કર્તૃત્વની પૂજક છે. ચંદ્ર શુદ્ધ (સુદ) પક્ષમાં કમાવે છે અને વધ (વદ) પક્ષમાં પોતાની કળાઓનું દાન કરે છે. અમાસના દિવસે તે ખાલી થઇ જાય છે અને શુદ્ધ (સુદી) બીજથી પાછો કળા કમાવવાના ઉદ્યોગને લાગી જાય છે. એવા આ વિશ્વજીત યજ્ઞ કરનારા કર્મયોગીને જેણે સમસ્ત વિશ્વનું વૈભવ પ્રાપ્ત કર્યુ છે પરંતુ સમસ્ત વિશ્વના કલ્યાણ માટે તે વૈભવનું દાન કર્યુ છે એવા આ કર્મયોગીને ભગવાન શીવે પોતાના માથા પર ધારણ કર્યો છે. શુદ્ધ (સુદ) બીજના ચંદ્રનું દર્શન કરી લોકો કૃતાર્થ થઇ જાય છે. તેનું દર્શન પવિત્ર, મંગળમય, પાવનકારી અને અમૃતોપમ છે. ચંદ્રના કિરણો અમૃતનો સ્ત્રાવ કરે છે તેથી તેનું દર્શન પુષ્ટિમય અને તુષ્ટિદાયક છે. ઔષધીના વનસ્પતીમાં તેનું અમૃત રેડાય છે. તેના સેવનથી મનુષ્ય, પશુઓ પુષ્ટ અને તુષ્ટ થાય છે તો પછી પ્રત્યક્ષ તેના દર્શનથી કેમ ન થાય ? તેથી દર માસના ચંદ્રદર્શનને અને શુક્રવારના ચંદ્રના દર્શનને સતપંથ પ્રવર્તકોએ ખાસ મહત્વ આપ્યું છે. શુક્રવાર અથવા ચંદ્ર આ દુનિયાના કોઇ અમુક સમાજ માટે કે ધર્મ પંથ માટે ભગવાને નિર્માણ કરેલા નથી પરંતુ અખિલ વિશ્વ ભૂત પ્રાણી માત્ર માટે તેની નિર્મિતી છે.

Who is imamshah to give "Pradhanya"/ Preference to Atharv Ved? No such concept in Hinduism

યુગધર્મને અનુસરીને સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજએ અથર્વવેદને પ્રાધાન્ય આપેલ છે. અર્થાત્ સતપંથ ઘટપાટ કલશ પૂજાવિધિ મંત્રો, અથર્વવેદના અનુરોધ મુજબ તૈયાર કરેલા છે એવો ઉલ્લેખ સત્પંથ સાહિત્યમાં દેખાય છે. અથર્વવેદ અને તેના ઉપનિષદોને આધાર માની સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે આ સત્પંથ ધર્મ નિર્માણ કરેલો છે. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના મન ચિત્તવરણી (ચિંતામણી), ગુરુવાણી, યોગવાણી જેવા અનેક તત્વગ્રંથો પરથી આ સ્પષ્ટ જણાય છે.

**ચાર વેદ ચારે મુખેથી બોલીયા, સતગુરુ બ્રહ્મા તે સરવે આયે,**
**એ ગીનાન તો શ્રીનારાયણે આપીયાં, જે છે સર્વે વેદ માંહે.**
**તે બ્રહ્માના મુખમાંહેથી ઉપના, તે તો પરવરીયા પૃથ્વીની માંહે,**
**ઋગ્વેદ યજુર્વેદ સામવેદ કહીયે, અને તેની માંયેની છે અથર્વવેદ માંહે.**
**અથર્વવેદ માંહેથી કાઢી કરી, તે તો આપી સતપંથીયોને આજ,**
**રેહેણી રાખો તમે નિશ્ચે કરી, તો સરસે આપણા જીવના કાજ.**

– ઋષિવર ચેતામણી.

સતપંથ સેવો મારા મુનિવરો, તો પામીયે મુગત દરશન,
આજ કલજુગ સંઘે મત ભુલજો, હરિને માનસ રૂપે અવતાર.

અથરવવેદ ભણે મારા મુનિવરો, તમે સતસું જાગો મારા વીર,
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર જાણીયા, આજ કલિમાં સાચા સદ્ગોર.

ભાઇ અમર દેહા કીજિયે, અને હેતે વરસે મેહ,
અથરવવેદ માંહે એમ ભાકીયા, હવે જુગનો આવ્યો છેહ.

\- ગુરુવાણી.



અનંત રૂપે ચૌદ ભુવનના ભૂપ, વેદ પરમાણો રૂપ ખોલો.
અથર્વવેદની જુગતી જાણી, એણી જુગતીયે જોગને સાધો.
રે જોગેશ્વરો, નિરંજન લાધે તો જોગને કાઢે.

\- યોગવાણી.



અથરવવેદમાં એમ ભાકીયા, અને મુનિવર કીજે ઉત્તમ કામ,
જો મન મુંડન કીજીયે, તો વૈકુંઠમાં પામીયે ઠામ.

નાભી કમલથી દમ ઉઠે, શ્વાસ ઉશ્વાસ હોય રે,
દમે દમે હરિને જપીએ, તો અમર હોયે સોય રે.

ત્રિવેણી ત્રિપુટીમાં ન્હાઇએ, અને પુરા સંગમ હોય રે,
ચાંદો સુરજ બે દીપ કહીયે, તો જયોતમાં જયોત સમાય રે.

સુરત લગાડીને ચહડિયે, અને પુરા ગુરુને સાથ રે,
અજંપા જાપને જપીએ રે, તો પ્રાછત સઘલાં જાય રે.

કહેત ઇમામશાહ સુનો મુનિવરો રે । તમે સાચું જાણો નિર્ધાર,
અથરવ વેદમાં એમ ભાકીયા, આગળ નથી અગીયારમો અવતાર રે.

\- ગુરુવાણી.



**અમર થવાનો જપવો અજંપા જાપ, અથર્વવેદની કાંડી ભણી ઉતારવો પાપ.**



આ અને એવા અનેક અવતરણો પરથી પ્રમાણિત થાય છે કે સતપંથ પ્રવર્તક સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે અથર્વવેદ અને તેના જ્ઞાનગમ્ય ઉપનિષદ ગ્રંથ આધારભૂત ગણેલા છે. અથર્વવેદમાં અને ઉપનિષદોમાં સતપંથનો સ્પષ્ટ ઉલ્લેખ ન હોવા છતાં પણ દેવયાન માર્ગ, આત્મજ્ઞાન યોગમાર્ગ અથવા મુક્તિમાર્ગનો ઉલ્લેખ તો સ્પષ્ટ જ જણાય છે. અર્થાત તે માર્ગનું અવલંબન કરીને ચોર્યાશી લાખના ફેરા મટાડી જીવાત્મા સ્વયં પ્રકાશ આત્મ સ્વરૂપને ઓળખી શકે છે અને સ્મરણ ચિંતન ધ્યાનથી તે સ્વરૂપમાં લીન થઇ શકે છે. આ બ્રહ્મ વિદ્યાની ક્રિયા સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે સતપંથ જ્ઞાન સાહિત્યમાં નિવેદન કરેલી છે. એવો બ્રહ્મ વિદ્યાથી ઓતપ્રોત ભરેલો આ અથર્વવેદ યુગ ધર્માનુસાર કલિયુગમાં પ્રમુખ છે. તેમાંનો કુંભ કલશ ઘટપાટ એટલે વરૂણયજ્ઞ-જલયજ્ઞ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે સ્વીકારી તે દ્વારા મૂળ સત્ ચિત્ આનંદઘન ઇશ્વરની ઉપાસના અને અન્યોન્ય દેવતાઓનું પૂજન અર્ચન, નમન, નૈવધ, સમર્પણ, વંદન અને તે દ્વારા તેની કૃપા આશીર્વાદ ગ્રહણ કરવાનું સાધન સતપંથ પૂજા વિધિ દ્વારા માર્ગદર્શીત કરેલું છે. નિત્ય નૈમિતિક અને કામ્ય કર્મો કરીને નિષ્કર્મ થઇને છેલ્લે આત્મજ્ઞાન શ્રવણ, સત્સંગ, જ્ઞાનચર્ચા, મનન, નિદિધ્યાસન વગેરે સાધનોથી મન શાંત સ્થિર કરી ભગવાનના નિર્ગુણ નિરાકાર સત્ ચિત્ સ્વરૂપનું ધ્યાન ચિંતન કરતાં કરતાં પોતાની તમામ વૃત્તિઓની - કામનાઓનું લય તેમાં કરવાની યોગિક ક્રિયાઓનો આ વેદના આધારે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે ઉપદેશ પ્રબોધેલ છે.

**अष्टचक्रा नवद्वारा देवानां पूरश्योध्या ।**
**तस्यां हिरण्मयः कोशः स्वर्गो ज्योतिषावृत्तः ।।**
**- अथर्ववेद. १०/२/३१**



**आत्मानं रथिनं विद्धि, शरीरं रथमेव तुं ।**
**बुद्धिं तु सारथिं विद्धि, मन प्रगहमेव च ।।**
**इंद्रियाणि हयानाहुर्विषयास्तेषु गोचरान् ।**
**आत्मेन्द्रियमनोयुक्त भोक्तेत्याहुर्मनीषिणः ।।**
**- कठोपनिषद्. १/३/३-४**

 શ્રી સતપંથ જ્ઞાનપદ સાહિત્યના એક પદમાં સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ કહે છે :

મુંડ કમંડલ કાહી થર કરી રાખો, નાભી કમલથી જગાવો.
સતગુરુ શબ્દકા માંહે બાજાં બજાઇએ, સુરતી સુહાગ ચઢાઇએ.
મુખ વિના ગાઇયે શ્રવણ વિના સુણીયે, બીન કરતાલ બજાઇયે.
ઝાંઝ પખવાજ મૃદંગ બાજે, બીન રસના ગુણ ગાઇએ.
ઇંગળા પિંગળા સુષુમ્ના નાડી, ત્રિવેણી તીરથ પરઠે રહીયે.
ભ્રમર ગુફા ઉપર તખત વિરાજે, બાજાં નિશાણ બજાઇયે.
કહેત ઇમામશાહ સુણો મોરા ભાઇ, એમ કરી દર્શન પાઇયે.



ગુરુવાણીના એક જ્ઞાન પદમાં સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે આ યોગ અંગેના ક્રિયા વિષે ક્રમશઃ વિવેચન કરેલું છે, તેઓ કહે છે :

આદ ઉનાદના નાથ રે, સ્વામી તમે છો કરતાર.
ભરતખંડ જાંબુદ્વિપ માંહે, દસમો છો નિષ્કલંકી રૂપ.
સતગુરુ કેરા હાટમાં, જડી ગીનાન શબદ કેરી જડ.
ગીનાન દિપક સમારીયે, સતગુરુ દેખાડસે અમર ભેદ.
અમરપદ ગુરુ ગમ જડી, તા તો પાપ તે પરળા જાય રે.
પાંચ તત્ત્વની રચના બની, તારે ત્રણ જગ કર્યા પ્રકાશ.
પાંચ હી રસને વારીયે, તેના રૂપ છે સહસ્ત્ર પચાસ.
નાભી કમલથી ઉપજે, તાહાં ગૈલી તે ગર્જના થાય.
શૂન શિખરમાં સુરતા ધરી, તાહા થાયે છે અજંપા જાપ.
ઇંગળા પિંગળા સંગમ માંહે, તાહા સુષુમ્ના વહે અતિ સાર.
અનહદ બાજાં તાહાં ગડગડે, તાહાં વરતાયે જયજયકાર.
બંક નાલના ઘાટ માંહે, તાહા અનહદ થાયે પ્રકાશ.

આ ઘેરથી અમી ઉતરે, તાહાં પીયે હરિજન વિરલા કોય.
સુરત નુરતની જુગત ભણી, પરિબ્રહ્મા છે પોતાને પાસ.
અખંડ જ્યોત તાહાં ઝગમગે, એ તો અલખ પુરુષ કેરા મેલ.
અલખ નિરંજનને સેવીયે, તારે જનમ મરણનો ભય જાયે.
કહેત ઇમામશાહ સુણો મોરા ભાઇ, તમે ગાવો શીખો સાંભળો ભાઇ.



આ પદો પરથી અને એવા જ સ્વરૂપનું વર્ણન જેમાં છે તે શ્રી નિષ્કલંકી ગીતા, ચિદ્‌વિચાર, શ્રી દેવી નારાયણ સંવાદ, બ્રહ્મપ્રકાશ, ગુરુવાણી વગેરે અનેક ગ્રંથોમાં કથન કરેલા આ યોગ માર્ગ અથવા બ્રહ્મ વિદ્યા પ્રાપ્તિનો માર્ગ સદ્‌ગરુ શ્રી ઇમામશાહ મહારાજે અથર્વવેદનો આધાર લઇને જ કથન કરેલો છે. જેથી તેઓએ અથર્વવેદ અને તેના ઉપનિષદોને પ્રમુખ માનીને આ સતપંથની રચના કરેલી છે. સતપંથનું શિક્ષણ આપતાં તેઓ સૂચવે છે કે :

શુદ્ધ બુદ્ધે રાચો હો મુનિવરો, દિલથી મેલ જ થાયે દૂર,
હૃદયથી જો મેલ દૂર થાયે, તો સ્વામીજી હોવે હજૂર.



સ્વામી દયા સારુ તને સર્જિયો, કાયે ભુલો વારોવાર,
મનુષ્ય દેહી ફરી નહીં મળે, તમે ચેતીને ચાલો ગેમાર.
ભાઇ જેના દિલમાં દયા નહીં, તેના દિલમાં નાખો ધૂલ,
તે તો ફુટી હાંડી તોલ છે, તેનું કોડી ના આવે મૂલ.
જેના હૃદયમાં ક્ષમા આવશે, તેણે જાણો અરીસા પ્રમાણ,
અરીસામાં જેમ પ્રકાશ છે, તેમ સ્વામી ભીતર તુંજ રે જાણ.
ભાઇ સતપંથે સાચા ચાલસો, તેના જીવ અમરપુરમાં જાયે,
અમરાપુર તમે એમ પામસો, જો જીવતા મૃતક થાયે.

ભાઇ કાચી કાયા છે તારી કારમી, તેણે જાતાં નહી લાગે વાર,
જેમ સપનાંતરનું પેખણું, તેવો છે રે આ સંસાર.

**અંધ ભાવે તેણે કાહી ના સુજે, એ સ્વામી છે તુજ પાસ,**
**કામ ક્રોધ મત્સર પરહરો, અને થાવો સતગુરુજીના દાસ.**
**ગુરુ ઇમામશાહ એમ બોલીયા, સાંભલો મુનિવર એ ગીનાન ,**
**સતગુરુના કહ્યા જે કોઇ માનશે, તેના થાસે એકોત્તરસોના કામ.**

- ગુરુવાણી.

શુદ્ધ બુદ્ધિનો ઉપયોગ કરી કર્મો કરવાં, હૃદય નિર્મલ પવિત્ર રાખવું. આંતરબાહ્ય મલીનતાનો ત્યાગ, દયામય અંતઃકરણનું અવલંબન કરવું, સદ્વિચાર સતત જાગૃત રાખી અમુલ્ય માનવ જન્મને સાર્થક કરવો. દયા, ક્ષમા, યથાશક્તિ દાન અને યથાલાભ સંતોષથી પોતાનું અંતઃકરણ અરીસા માફક નિર્મળ સ્વચ્છ કરી આત્મ પ્રકાશ તેમાં જોવો. સતપંથ સત્ય ધર્મનું આચરણ કરી જીવનમુક્તિ પ્રાપ્ત કરવી અને તે યોગે અમરપદનું - આત્માનંદનું સુખ અનુભવવું જોઇએ. શરીર નાશવંત છે. જીવન એ દીર્ઘ સ્વપ્ન છે. જગત આ એક દીર્ઘ નાટય છે. આપણે બધાને તેમાં પોતપોતાની ભૂમિકાઓ ભજવવાની છે. નટ જે પ્રમાણે પોતાનું સ્વત્ત્વ કાયમ રાખી અલિપ્ત રહી નાટક ભજવે છે તે પ્રમાણે આ સંસાર મોહજાળમાંથી આપણે બધા કર્મો કરી અલિપ્ત રહેવાનું છે. તે માટે અવિદ્યા-અજ્ઞાનનો ત્યાગ કરવો, જ્ઞાન દૃષ્ટિનો આધાર લઇ કામ, ક્રોધ મત્સરને આશરો ન આપો. સદૈવ સદ્ગુરુ જેવા અનુભવી ગુરુના આશ્રિત થઇને રહો. તેમનો અનુગ્રહ પ્રાપ્ત કરી આ જ્ઞાન આત્મસાત કરો. તે યોગે આપણે પોતાનો ઉદ્ધાર કરવો અને આપણી સાથે એકસો એક પેઢીનો પણ ઉદ્ધાર થશે. આ પ્રકારનો અમરપદનો અમર માર્ગ અસ્થિર - ચંચલ એવા મનને સ્થિર કરનારો, સાધનાની જાણકારી આપનાર અથર્વવેદ પરથી સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે ઉપદેશ કરેલો છે.

કલિયુગના યુગધર્મની જાણકારી આપતાં સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે ઘટપાટ સ્થાપનાના એક મંત્રમાં કહ્યું છે કે :

**સ્વામી તમે ૐકાર માંહે આપોઆપ, શક્તિ રૂપી જપાવ્યો જાપ.**
**શક્તિ રૂપી રચ્યો સંસાર, શક્તિ વેદ ઉત્તમ આચાર.**
**હેઠે શક્તિને ઉપર કલા, પાંચે દેવ તો સભરે ભર્યા,**

**આસન શક્તિ નૂરે તેજ, નૂરે સરજા નિરંજન હેત.**
**શ્રેષ્ઠ શક્તિ માટી સહી, માટી વિના ન ઉપન્યા કોઇ.**
**માટી ઘટ ને માટી પાટ, માટી મોક્ષ મુક્તિની વાટ.**

આ સ્થૂલ શરીર પૃથ્વી તત્ત્વના વધુ પ્રમાણથી બનેલું છે. યુગ ધર્માનુસાર પૃથ્વી તત્ત્વ આ શરીરમાં વધુ પ્રમાણમાં છે. સત્યયુગમાં વાયુ તત્ત્વ વધુ હોવાથી પ્રેત (મૃતદેહ) સંસ્કાર વન દાગથી થતો હતો., ત્રેતાયુગમાં જલ તત્ત્વ વધુ જેથી પ્રેત (મૃતદેહ) સંસ્કાર જલ દાગથી થતો હતો. દ્વાપરયુગમાં તેજ તત્ત્વ વધુ જેથી અગ્નિ દાગ અને કલિયુગમાં પૃથ્વી તત્ત્વ વધુ હોવાથી પ્રેત (મૃતદેહ) સંસ્કારની ક્રિયા ભૂમિદાગ પદ્ધતિથી કરવી એટલે કે ભૂમિ દાગ કરવો એવો ઉલ્લેખ અથર્વવેદમાં ૧૮માં કાંડમાં છે. પ્રેત (મૃતદેહ) સંસ્કાર વિષે અથર્વવેદની આજ્ઞા છે કે; -

**ये निखाता ये परोप्ता ये दग्धा ये चोद्धिता ।**
**सर्वास्तानग्ने आवह पितृन् हविषे अत्तवे ।।**
**- अथर्ववेद. १८/२/३४**

ઓ અગ્નિદેવતા ! જે પિતર (જીવાત્માનું કલેવર) જમીનમાં દાટેલું છે, જે પાણીમાં દૂર વહી ગયા છે, જે અગ્નિએ બાળી નાખેલા છે, તે જ રીતે જે જમીન ઉપર ખુલ્લામાં છોડી દીધેલા છે એવા સર્વ પિતરોનો તું હવી ભક્ષણ માટે લઇ આવ.

ખરેખર આજકાલ કેટલાક ભક્તો મૃતદેહનો અગ્નિ સંસ્કાર આપે છે અને ત્યારબાદ ત્રીજા દિવસે એક પથ્થર (અસ્મી) લઇ તેને જમીનમાં દાટે છે. તેમજ મૃત વ્યક્તિના અસ્થિઓ ભેગા કરી એક માટીના માટલામાં રાખે છે અથવા ઝાડ પર લટકાવે છે. મોટાભાગના લોકો તો નજીકના નદીના પાણીમાં વહાવે છે. જો આ પણ ન થઇ શકે તો લોટના અથવા ચોખાના પિંડ બનાવી તે પર મૃત પિતરો પ્રિત્યર્થે પૂજા કરી તે પિંડ નદીમાં પધરાવી દે છે. મૃત્યુ પછીના દસમા દિવસે આ પ્રમાણે પિંડ બનાવી ઘરના બહાર ખુલ્લી જગ્યામાં પિંડ રાખવામાં આવે છે, કાગડાએ તેને સ્પર્શ કરવો જોઇએ એવો તેનો હેતુ હોય છે. જ્યાં સુધી કાગડો તેને સ્પર્શ ન કરે ત્યાં સુધી અંતેષ્ટી સંસ્કાર પુરો થયો નથી એવું સમજવામાં આવે છે. પારસીઓ પણ પ્રેત (મૃહદેહ)ને હવામાં ખુલ્લો રાખે છે, તેનો આ સકેત છે. આ પ્રકારની ચાર વિધિઓ હિંદુઓમાં વિભિન્ન રૂપોથી પ્રયોજવામાં આવે છે. તેમાંની ભૂમિદાગ આપવાની પ્રથા છે તે વિષે અથર્વવેદમાં વ્યક્ત કરેલું છે કે, -

**अभि त्वोर्णोमि पृथिव्या मातुर्वस्त्रेण भद्रया ।**
**जीवेषु भद्रं तन्मयि स्वधा पितृषु सा त्वयि ।।**
**– अथर्व. १८/२/५२**

ઓ પ્રેત (મૃતદેહ) ! તને માતા પૃથ્વીના કલ્યાણમય વસ્ત્રોથી આચ્છાદિત કરૂં છું, અર્થાત્ જમીનમાં તને સમાધિ આપું છું. જીવીત રહેવામાં જે કલ્યાણ છે તે મારામાં આવે અને પિતરોમાં જે સ્વધા છે તે તારામાં આવે એટલે કે તને પ્રાપ્ત થાઓ. આ પરથી વેદમાં સ્પષ્ટ શબ્દોમાં ભૂમિદાગનું સમર્થન કરેલું છે.

**इदमिद वा उ नापरं दिवि पश्यसि सूर्यम् ।**
**माता पुत्रं यथा सिचाभ्येनं भूम ऊर्णु हि ।।**
**– अथर्व. १८/२/५०**

ઓ મૃત પુરુષ તું જ એક છે જે દ્યુતલોકમાં સૂર્યને જુએ છે, બીજા નથી. જે પ્રમાણે માતા પુત્રને પોતાના પાલવથી ઢાકે છે તે મુજબ ઓ પૃથ્વી, તું પણ આ મૃત પુરુષને ચારે બાજુથી ઢાંકી દે.

**असौ हा इह ते मनः ककुत्सलमिव जामयः ।**
**अभ्येनं भूम उर्णु हि ।।**
**– अर्थर्व. १८/४/६६**

હે અમુક નામ ધારણ કરનાર પ્રેત (મૃતદેહ), અહીં તારૂં મન છે. ઓ પૃથ્વી ! જે મુજબ સ્ત્રીઓ પોતાના બાળકને વસ્ત્રોથી ઢાકે છે અથવા કુલવાન સ્ત્રીઓ પોતાનું શીર કમલ ઢાકે છે તે પ્રમાણે તું આ પ્રેત (મૃતદેહ) ને સર્વ બાજુઓથી ઢાંકી દે.

**पृथिवीं त्वा पृथिव्यामावेशयामि देवो नो धाता प्रतिरात्यायुः ।**
**परापरैता वसुविद वो अस्त्वधा मृताः पितृषु सं भवन्तु ।।**
**– अथर्व. १८/४/४८**



મૃત્તિકાથી બનેલ ઓ મૃતપુરુષ ! તને આ માટીમાં પુરૂં છું. અર્થાત્ મૃત્તિકાથી બનેલું આ સ્થૂલ શરીર જમીનમાં જ દાટું છું. ઓ ધારક દેવ ! અમારૂં આયુષ્ય વધવા દે. ઓ

પિતર! પ્રકૃતિ અનુરૂપ દેહ ધારણ કરેલ જીવાત્મા તું અમારાથી ઘણો જ દૂર ગયો છે. તારા માટે ધાતા દેવ આશ્રયરૂપ થાઓ અને આ મૃત પિતરોની ઉત્તમ પ્રકારની ગતિ થાઓ અર્થાત્ પિતૃલોકમાં જઇ મળો.

આ અનેક શ્લોકો પરથી પ્રેત (મૃતદેહ) સંસ્કાર ભૂમિદાગથી કરવાથી કોઇ પ્રત્યવાય નથી. કારણ ભૂમિદાગ, જલદાગ, અગ્નિદાગ અને વાયુદાગ આ ચારે વૈદિક પ્રથા પરથી જ પ્રચલીત છે. તેથી સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે યુગધર્માનુસાર પ્રેત (મૃતદેહ) ને ભૂમિદાગ આપવાની આજ્ઞા કરેલી છે.

આ સર્વ વિવેચનો પરથી સ્પષ્ટ થાય છે કે સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે માર્ગદર્શિત કરેલો સતપંથ અનાદિ કાળથી પ્રચલિત છે. યુગધર્માનુસાર તેના બાહ્ય સ્વરૂપમાં બદલ થયેલો છે પરંતુ અંતરંગ સ્વરૂપથી મૂળ સનાતન વૈદિક ધર્મનો જ એક ભાગ છે - શાખા છે. દેશ કાળ અને પરિસ્થિતિ અનુસાર ધર્મનું બાહ્યાંગ બદલાતું હોય છે. સતપંથમાં નિર્ગુણ નિરાકારની ઉપાસના, ૐ પ્રણવબ્રહ્મનું સ્મરણ ચિંતન, જ્યોતિ સ્વરૂપ ભગવાનનું ધ્યાન, કળશ ઘટપાટની ઉપાસના, દશાવતારની ઉપાસના, શુક્રવાર ચંદ્રદર્શન વ્રતનો ઉપવાસ કરવો, ભૂમિદાગ આપવો વગેરે અનેક પ્રથાઓનું મૂલતઃ ગેર સમજ થઇ હોવાથી અને લોકોએ સતપંથ ધર્મના અનુયાયી પર કરેલા અત્યાચારથી આ ધર્મનો જોઇએ તેઓ પ્રચાર થઇ શક્યો નથી.

સતપંથના અનુયાયીઓમાં લેઉવા - કડવા - પાટીદાર, મરાઠા, ગુજ્જર, રાજપૂત, ભાવસાર, સાળી, માળી, બારીયા, કાસાર, સોનાર, રાણા, કાછીયા, કોળી, રબારી વગેરે અનેક જાતિ ઉપજાતિઓનો સમાવેશ છે. કચ્છ, સૌરાષ્ટ્ર, ભાવનગર, ખંભાત, ઉત્તર ગુજરાત, દક્ષિણ ગુજરાત, કાંઠા વિભાગ, મહારાષ્ટ્રમાંના જલગાંવ, ધુલીયા (પૂર્વ અને પશ્ચિમ ખાનદેશ), મધ્યપ્રદેશમાંનો નિમાડ વિભાગ, વિદર્ભમાં આકોટ - અંજન વગેરે ભાગોમાં આ પંથના અનુયાયીઓ મોટી સંખ્યામાં છે.

સતપંથ - સત + પથ = સત્ પદ પ્રત્યે પહોંચવાનો માર્ગ, એવી સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજની માન્યતા છે. તેઓ કહે છે કે :

**"પંથી રે કોઇ ખોટા નથી, ચાંદરણ માર્ગે નયને જોયે."**

કોઈ પણ માર્ગ ખોટો અથવા બિનઉપયોગી નથી. આ પંથના તત્ત્વરૂપી પ્રકાશ પ્રત્યે દૃષ્ટિ કરી જુઓ, આ પ્રકાશનો અનુભવ કરી જુઓ. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે તેમના ભજનો દ્વારા અત્યંત સરલ ભાષામાં અને વ્યવહારીક દૃષ્ટાંતો આપી લોકોને બ્રહ્મજ્ઞાનનો - આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો છે. તેમના ઉપદેશમાં સત્ય અને શુદ્ધ નીતિનો જ સમાવેશ થયેલો છે. તેથી આ પંથને સતપંથ એવું નામ આપવામાં આવ્યું. સતપંથી લોકો શુદ્ધ, પવિત્ર આચરણ કરી વ્રતનું પાલન, ઘટપાટ પૂજા યજ્ઞવિધિનું આચરણ કરે છે. માદક પદાર્થોને ત્યાજ્ય સમજે છે. તેથી અભક્ષ્ય-ભક્ષણ અને અપેયપાનથી તેઓ અલિપ્ત રહે છે. કુળાચાર પાળવો અને સ્પર્શા સ્પર્શનો સૂક્ષ્મ વિવેક રાખવો એમાં પણ તેઓ ભૂલ કરતા નથી. પરમેશ્વર એક છે, જ્યાં નિશ્ચય કરશો ત્યાં જ તે તમને પ્રાપ્ત થશે એવું સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનું કહેવું છે.

સતપંથનું સાહિત્ય જોવા જઇએ તો તેમાંના સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના જ્ઞાન પદ સંગ્રહમાં અત્યંત ઉચ્ચ કોટીનું તત્ત્વજ્ઞાન જણાય છે. એકંદરે નિરીક્ષણ કરતાં આ અથર્વવેદના આધારે નિર્માણ થયેલું છે. અથર્વવેદનો જ ઉલ્લેખ કરેલો છે. માનવ જીવનનું ધ્યેય એટલે આત્મ સાક્ષાત્કાર પોતે જ પોતાને ઓળખવું આ હોય. એક પદમાં સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ કહે છે : -

**સતપંથ ધરમ સો કહીયે, જેણે ઓળખ્યા સતગુરુ નૂર રે,**
**પરિબ્રહ્મ વિષ્ણુને ઓળખ્યા, તે તો અમર હુવા તતખેવ રે.**

સત્‌ગુરુ રૂપ પ્રકાશનો એટલે સત્‌નો જેણે અનુભવ કર્યો તે જ ખરો સતપંથી કહી શકાય. સતપંથ જ્ઞાનના અનુભૂતિનો માર્ગ છે. તેથી તે તત્ત્વ સમજવાં અત્યંત કઠીન હોય છે. સર્વ સામાન્ય વ્યક્તિ સંસારના સુખોપભોગના દૃષ્ટિકોણથી ધર્મ તરફ જોતો હોય છે. ભિન્નભિન્ન કામના, વાસના, હેતુ મનમાં રાખી તેઓ ધર્મ કૃત્ય કરે છે. આ કર્મો સકામ હોય છે. તેમનું ફળ પણ મળે છે, પરંતુ કર્મ વાસનાઓથી બદ્ધ થયેલા જીવાત્મા માત્ર આ કર્મકાંડમાં જ આખર સુધી અટકી રહે છે. તે રસ્તો છોડી સામે જઇ શકતો નથી તેથી જ્ઞાનની સાચી અનુભૂતિથી તેઓ પરાઙ્મૂખ રહે છે. સતપંથ સંપ્રદાયના પ્રવર્તક નિષ્કામ કર્મ આચરણ અંગે અને અભિમાન

છોડી લોકોનું કાર્ય કરવા ઉપર વિશેષ મહત્વ આપે છે. વૈરાગ્ય વિચાર સતત ચિત્તમાં સ્મરણ કરી જીવન જીવવું. જન્મ સફળ થવા માટે જીવનમાં હંમેશાં સાવધાની રાખો. જીવન ક્ષણભંગૂર જાણીને સદાચારથી વર્તો. એ જ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનો ઉપદેશ છે. માનવ જીવનની સફળતા માટે  જ તેઓએ આ સતપંથ માર્ગ.માર્ગદર્શીત કરેલો છે.



# પ્રકરણ - ૨

## ※ સતપંથનું જ્ઞાન સાહિત્ય ※

**કોઇ પણ ધર્મ, પંથ અથવા માર્ગ હોય તેનો મૂળ પાયો કહીયે તો તેનું જ્ઞાન સાહિત્ય હોય.** તે તે પંથના અથવા માર્ગના સંસ્થાપકોએ, માર્ગદર્શકોએ તત્ત્વજ્ઞાન જે પ્રણાલિકાઓ અનુયાયીઓને સંબોધન કરી ઉપદેશ આપેલ હોય છે તે, તે પંથના અથવા માર્ગના સાહિત્યરૂપે અસ્તિત્વમાં રહે છે. કોઇપણ માર્ગને તત્ત્વજ્ઞાનની બેઠક ન હોય તો તેનું કંઇ પણ મૂલ્ય અથવા સ્થૈર્ય રહેતું નથી. **સાહિત્ય એ તે માર્ગનો આત્મા છે**. સંત મહાત્માઓનું ચરિત્ર અથવા તેમના પૂર્વજ - વંશજોના ઇતિહાસને સાહિત્ય કહી શકાય નહીં. કોઇ એક મહાન અલૌકિક દિવ્ય શક્તિના મહાત્માએ પોતાના અનુયાયીઓને પોતાની અનુભૂતિથી ઇશ્વર દર્શન - આત્મસાક્ષાત્કાર વિષે કરેલા ઉપદેશનો સાહિત્યમાં સમાવેશ થઇ શકે. પરંતુ તે મહાત્મા સ્થૂલ રૂપથી આ દુનિયામાંથી પાર નીકળી ગયેલા હોય તો એવા સમયે તેમનું સાહિત્ય જ તેમના રુપનું કાર્ય કરતું હોય છે. મહાપુરુષ પોતે આ ઉપાધિથી અલગ રહેવાનો પ્રયત્ન કરે છે. તેમને પોતાના નામની અથવા કીર્તિની આસક્તિ હોતી નથી એટલે તેઓ કોઇ તત્ત્વ જ્ઞાન ગ્રંથ લખવાના પ્રયત્ન કરતા નથી. તેમના મુખેથી જે વાણી નીકળતી હોય છે તે જ એક મહાન ગ્રંથ બની જાય છે અને એવા તત્ત્વ રૂપ અમૃતનો વર્ષાવ વારંવાર થઇ શકતો નથી, જ્યારે એ મહાપુરુષ બ્રહ્માનુભૂતિમાં મગ્ન થાય છે ત્યારે જ તેમના મુખેથી જ્ઞાનામૃત છૂટે છે. સદ્ભક્ત અનુયાયીઓ આ જ્ઞાનામૃત પ્રવાહ વહીને નષ્ટ ન થાય તે માટે અથવા અસ્મરણ ન થાય તે માટે પોતાની જ્ઞાનશક્તિના બળથી જે શકય હશે તે પ્રમાણે

જ્ઞાનામૃતનો સંચય કરે છે. આગળ જતાં તે સાહિત્ય રૂપથી પ્રસિદ્ધ થાય છે. પ્રાથમિક અવસ્થામાં તે સાહિત્ય હસ્ત લિખિત જ હોય છે, પછીથી વિદ્વાન બુદ્ધિમંતોના પ્રયત્નોથી તેને સાજ શૃંગાર, અલંકાર, સમાસ, કાવ્યના રૂપથી સૌંદર્ય પ્રાપ્ત થાય છે અને આ ગુણોથી તેને પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે.

સતપંથ જ્ઞાન સાહિત્યના બાબતે પણ એવું જ થયું છે. સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ અને તેમના જીવન વૃત્તાંત પરથી જણાય છે કે તેઓને આ આત્મજ્ઞાનનો વારસો વંશ પરંપરાથી મળેલ હતો. કોઇ દેહધારી ગુરુ પાસેથી અનુગ્રહ પ્રાપ્ત થઇ તેમની સાધનાનો અભ્યાસ કરી આ આત્મજ્ઞાન તેઓએ પ્રાપ્ત કર્યાનો ઉલ્લેખ તેમના ચરિત્રમાં નથી, પરંતુ પરંપરાના દૈવી શક્તિનો પ્રવાહ તેમનામાં વહેતો રહેલો ઉપલબ્ધ ઇતિહાસ પરથી જાણી શકાય છે. તેને 'દૈવીકળા' એવું કહેલું છે. એને યોગશાસ્ત્રમાં શક્તિપાત કરવાની ક્રિયા કહે છે. એવા પ્રકારની દૈવીકળા સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજને યુગયુગાંતરથી જ પ્રાપ્ત થયાનો ઉલ્લેખ તેમના ચરિત્રમાં છે. તે પ્રાપ્ત થતાં અગાઉ પણ સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનું ઉપદેશ કાર્ય ચાલુ જ હતું. આ પરથી તદ્દન બાલ્યવસ્થાથી જ તેમને વેદ ગતિનું જન્મજાત જ્ઞાન હતું એટલે કે તેઓ યોગનિષ્ટ મહાત્મા પુરુષ જ હતા અને કોઇ બાકી રહેલો યોગ પુરો કરવા માટે અથવા લોકસેવા માટે ઇશ્વરથી પ્રેષિત જીવનમુક્ત મહાત્મા પુરુષ આ પૃથ્વી પર અવતરિત થયા હોવા જોઇએ એમ જણાય છે, એમની બુદ્ધિમત્તા અને જ્ઞાનાધિકાર ઘણા જ મોટા હતા.

**સતપંથ જ્ઞાન સાહિત્યનું સંપૂર્ણ નિરીક્ષણ કરવામાં આવે તો તેના મુખ્યતઃ ત્રણ ભાગ લગભગ ક્રમશઃ જણાઈ આવે છે.**

**(૧) શ્રી સતપંથ યજ્ઞવિધિ - ઘટપાટ - પૂજા વારિ યજ્ઞ વિધિ :** આ એક સ્વતંત્ર વિભાગ થઇ શકે છે જેમાં પંથની સ્વતંત્ર અલગ અથર્વવેદ ઉપર આધારિત કર્મકાંડની રીતો આપણે જોઇ શકીએ છીએ. એમાં મુખ્ય ત્રણ પ્રકાર છે. ૧. નિત્ય પૂજાવિધિ, ૨. નૈમિત્તિક પૂજાવિધિ, ૩. કામ્ય પૂજાવિધિ. પૂજામાં કલશ પૂજા અને ઘૃત જ્યોતિ આ મુખ્ય વાતો છે. આ સિવાય પૂજા થઇ શકતી નથી અને પ્રસાદ વગર પૂજાનો અંત થતો નથી. પ્રસાદમાં ફળો અને શીરો આ આવશ્યક હોય છે. કવચિત ચોખા, દૂધ અને ખાંડનો પણ પ્રસાદ બનાવવામાં આવે છે.

**(૨) સ્માર્ત સાહિત્ય :** સતપંથના સાહિત્યમાં ખાસ કરીને પુરાણમાંથી કથાઓમાં ફક્ત

રામાયણ અને મહાભારતનો મુખ્ય ઉલ્લેખ જણાઇ આવે છે અને શ્રીમદ્‌ભાગવતમ્‌માં વર્ણન કરેલા દશાવતારનો આધાર લઇ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે કરેલો ઉપદેશ જણાઇ આવે છે. ધ્રુવ, પ્રહ્‌લાદ, હરિશ્ચંદ્ર, પાંડવ વગેરે સદ્‌ભક્તોના ચારિત્ર્ય પર આધારીત અમુક કાવ્યાત્મક સાહિત્ય છે. તેમજ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે શિક્ષાપત્રી, આ પુસ્તકમાં રોજના જીવનક્રમ માટે આચાર શુદ્ધ રાખવા માટે સો નિયમો જણાવેલા છે. સતપંથી લોકો એનું રોજ નિયમથી નિત્યપઠન કરે છે. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ પછી તેમનું ચરિત્ર અને ચમત્કાર એનો એક સ્વતંત્ર વિભાગ સતપંથી લોકોમાં વધુ પ્રમાણમાં હોવાથી તે પર રચાયેલા ભજનો લોકો અત્યંત શ્રદ્ધાથી અને આદરથી બોલે છે.

**(૩) સતપંથ જ્ઞાન સાહિત્ય પરિચય :** સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનું જ્ઞાનપદ સંગ્રહ છે તે ભજન રૂપી છે. પરંતુ એમાં ફક્ત શુદ્ધ બ્રહ્મ જ્ઞાન અને યોગ જ્ઞાન જોવામાં આવે છે. વેદમાં ઉપનિષદાદિ સત્‌ ગ્રંથોમાં ઉલ્લેખ કરેલું તત્ત્વજ્ઞાન કાવ્યરૂપથી એમાં સમાવિષ્ટ થયેલું છે. તેમાં પૂજા અથવા સ્માર્ત-સાહિત્ય એનો ઉલ્લેખ દેખાતો નથી. કોઇક ઠેકાણે નહિ જેવો ઉલ્લેખ છે. જ્ઞાનપદ સાહિત્યમાં સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે અન્ય વાતો કરતાં પોતાના (મનુષ્યના) આત્માને મહત્વ આપવાનો અને આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો બોધ જણાઇ આવે છે.

ઉપર જણાવેલ ત્રણે પ્રકારો એકબીજાથી તદ્દન સ્વતંત્ર છે, છતાં પણ સતપંથી લોકોના ધાર્મિક જીવનમાં તે એકબીજામાં એટલાં સહજતાથી વણાઇ ગયેલાં છે કે જ્ઞાન, ભક્તિ અને કર્મ એનો સ્વતંત્ર વિચાર આ લોકોએ કરી જોયો હોય એવો આજ સુધી તેમના સાહિત્યમાં ઉલ્લેખ પણ જણાઇ આવતો નથી.

સતપંથ આ એક ગુરુ ઉપદેશ છે અને તે શ્રુતિ, સ્મૃતિ, પુરાણો અને ઉપનિષદોમાંના તત્વને ધ્યાનમાં રાખી સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે કરેલો છે. શ્રીમદ્‌ ભગવદ્‌ ગીતા, ભાગવત, રામાયણ, મહાભારત, યોગવશિષ્ઠય વગેરે ગ્રંથોને સતપંથી લોકો પવિત્ર માને છે. શ્રીમદ્‌ ભાગવતના દ્વાદશ સ્કંદની એક હસ્તલિખિત પ્રત ૩૦૦ વરસ પહેલાંની સતપંથી લોકોના પવિત્ર ગ્રંથમાં સમાવિષ્ઠ થઇ. સતપંથના વિશિષ્ઠ જે ગ્રંથો છે તેમાં પ્રથમ વિષય એટલે સતપંથ એ વૈદિક ધર્મને અનુસરે છે એ સ્પષ્ટ થાય છે. આ ગ્રંથો આગળ જણાવ્યા પ્રમાણે છે.

 (૧) મૂળબંધ (૨) સત્‌વચન (૩) શ્રીમદ્ ભગવદ્ દશાવતાર (૪) મુનિવર ચેતાવણી (૫) ઋષિવર ચેતાવણી, (૬) મન ચિંતામણી (૭) સંતવાણી (૮) યોગવાણી (૯) ગુરુવાણી (૧૦) આગમવાણી (૧૧) શિક્ષાપત્રી (૧૨) અમૃતવાણી (૧૩) કલશ ઘટપાટ પૂજાવિધિ-યજ્ઞવિધિ (૧૪) મન ચિત્તવરણી (૧૫) સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ જીવન વૃતાંત (૧૬) ભાભારામ સુબોધ (૧૭) પ્રેમપાઠ (૧૮) સતપંથ ધર્મ દર્શન (૧૯) નિત્ય પ્રાર્થના પાઠ (૨૦) ઉત્તમ અમૃતધારા પાઠ.

આ ગ્રંથોમાં ખાસ કરીને જે વિષયોનું પ્રતિપાદન કરેલું છે તેનો સાર આગળ જણાવ્યા પ્રમાણે છે.

## ૧. મૂળબંધ :-

Why Mulbandh is not published so far?

**ખંડ- ૧ : "દશ ધુંધુ:કાર"** *(ભાષા-સંસ્કૃત મિશ્ર ગુજરાતી)* : એમાં ૧૭ સ્તબકો છે. પ્રથમ સાત સ્તબકોમાં પરબ્રહ્મ પરમાત્માના નિર્ગુણ નિરાકાર નિરંજન સ્વરૂપનું વર્ણન કરેલું છે. તે સ્વયં જયોતિ સ્વરૂપ ભગવાને સંકલ્પ માત્રથી અનંતકાળમાં ભિન્ન ભિન્ન સ્વરૂપો ધારણ કરી આપણી પોતાની પ્રકૃતિ સાથે અનંત લીલા - ક્રિડા કર્યાનું સુરેખ વર્ણન ટુંકમાં કરેલું છે. ગુજરાતી શબ્દોને જ સંસ્કૃત રૂપ આપી અનુપ્રાસ તૈયાર કરેલી એવી મધુર પણ કઠિન ભાષા આ ગ્રંથની છે. મોટા ભાગે આખો ગ્રંથ દ્વિરુક્તિથી ભરેલો છે. આઠમા સ્તબકથી માંડી ક્રમશઃ ૧૦ ધુંધુ:કારની નિર્મિતી જણાવેલી છે. તે પૈકી પ્રથમ અનંત ધુંધુ:કાર, બીજું લીલ ધુંધુ:કાર, ત્રીજું કલપ ધુંધુ:કાર, ચોથું શેષ ધુંધુ:કાર, પાંચમું મહા ધુંધુ:કાર, છઠ્ઠું શંખ ધુંધુ:કાર, સાતમું દ્વિપ ધુંધુ:કાર, આઠમું અરબ ધુંધુ:કાર, નવમું નરબ ધુંધુ:કાર અને દસમું તેજ ધુંધુ:કાર. એવા પ્રકારના દશ ધુંધુ:કારોમાં પ્રકૃતિના ઇચ્છાનુરુપ ઉત્પત્તિ અને જગતની રૂપરેખા થઇ. નારાયણે જ ભિન્ન ભિન્ન સ્વરૂપો સ્વસંકલ્પથી નિર્માણ કરી આ જગતમાં અનંત ચૈતન્ય મૂર્તસ્વરૂપથી તેઓ જ તમામ ક્રિડાઓ કરી રહેલ છે તેનું વર્ણન આ ગ્રંથમાં છે.

**ખંડ - ૨ : "દેવી નારાયણ સંવાદ"** *(ભાષા-સંસ્કૃત મિશ્ર ગુજરાતી)* :  મુળબંધના આ બીજા ખંડમાં શ્રી શક્તિ દેવી અને શ્રી નારાયણનો સંવાદ રૂપથી પુરુષ, પ્રકૃતિ, મહતત્ત્વ, અહંકાર, આ તત્ત્વોની પિંડમાં નિર્મિતી. બ્રહ્માંડમાં માનવ, દાનવ, દૈવ્યકુળ, નાગકુળ, વનસ્પતિ આદિ ચેતન સૃષ્ટિની નિર્મિતી, ચોવીસ દેશોની

રચના, તેમાં નિર્માણ થયેલા માનવ પ્રાણીમાત્રનું વર્ણન, આહાર-વિહાર-વ્યવહારની રૂપરેખા આપેલ છે. તે પછી આ સૃષ્ટિની કાલગણના, ચાર કલ્પોની રચના, ચાર યુગોની રચના, ચાર ખાણી, ચાર વાણી, વર્ણાશ્રમ ધર્મની રચના, સત્ધર્મની - મુક્તિમાર્ગની રચના, ધર્મના ઉપાંગોની રચના, દશાવતારોનું વર્ણન અને કાર્ય, જીવની નિર્મિતી, ત્રિગુણનું કાર્ય, ચતુર્મૂર્ત સ્વરૂપની ઇશ્વરી લીલા, જગતની ઉત્પત્તિ અને પ્રાણીમાત્રનો જપ, પૂજા, ધ્યાન સેવાથી લય કેવો થાય છે તેનું વર્ણન એમાં છે. સ્વર્ગના સુખની પ્રાપ્તિ અને મોક્ષ પ્રાપ્તિના માર્ગ ભિન્ન હોવાથી મોક્ષ પ્રાપ્તિનાં સાધનો, શક્તિની મહત્તા વગેરે વિષયોનું વર્ણન આ ગ્રંથમાં છે.

**ખંડ - ૩ : "શ્રી દેવી-નારાયણ સંવાદ", 'ગર્ભગોળ'** *(ભાષા-ગુજરાતી)* : આ ખંડમાં પિંડની નિર્મિતી અંગેનું વર્ણન છે અને ૐકાર સ્વરૂપની રચના, જીવ પિંડની રચના, માતાના અને પિતાના ગુણ, પ્રકૃતિના ગુણ વગેરેનું વર્ણન કરેલું છે. પિંડથી બ્રહ્માંડ તત્ત્વની રચના દર્શાવી છે અને બોતેર કોઠા, ચૌદ ભુવનો, સાત સમુદ્ર, નદીઓ, પર્વતો, વનો, વેદ વિદ્યા, શાસ્ત્રો વગેરે સર્વ આ પિંડમાં ભગવાને નિર્માણ કરેલું છે. કસ્તુરી મૃગના નાભીમાં રહેલી કસ્તૂરી પ્રમાણે સર્વ કયા પિંડમાં છે. આ ઇશ્વર શોધનમાં - શિવદર્શન માટે જીવાત્મા બહાર ધક્કા ખાય છે અને ઇશ્વર દર્શન સિવાય નાશ પામે છે. આગળ પંચીકરણનું વર્ણન કરેલ છે. ત્યારબાદ ષડ્ચક્ર વર્ણન, ષડ્દર્શન સ્વરૂપ વર્ણન ગુરુ શિષ્યના સંવાદ રૂપથી કરેલ છે. તે પછી બ્રહ્મ, માયા, જીવ, પંચકોશ, કર્મ, ભક્તિ, જ્ઞાન, વિવેક, વૈરાગ્ય, દમ, શમ, મુમુક્ષુત્વ, મુક્તિના સાધનોનું વર્ણન કરી ષડ્ધર્મ અષ્ટાંગ યોગ સાધનનું વર્ણન કરેલું છે. જ્યારે જીવાત્મા પિંડ છોડી જાય છે ત્યારે તેનાં ચિન્હો, મનુષ્યનાં ત્રીસ ધર્મ લક્ષણોનું વર્ણન કરી પછી ગર્ભ ગોલ અંગે શિવ-પાર્વતી સંવાદ રૂપથી તત્ત્વોનું વર્ણન કહેલું છે.

**ખંડ - ૪ : "નિષ્કલંકી ગીતા" 'દેહીશોધન' 'ચિત્તવિચાર'** *(ભાષા - ગુજરાતી)* : ગુરુ-શિષ્ય સંવાદ રૂપથી આ ગ્રંથમાં ચતુર્શૂન્ય નિરૂપણ, ચતુર્દેહ નિરૂપણ, પંચમહાભૂતોનું પંચીકરણ, ષડ્ચક્ર દર્શન ભેદન અને બ્રહ્મચક્ર દર્શનનું વર્ણન, ચતુર્મુદ્રા, ચતુર્મુક્તિ, આત્મતત્વ નિરૂપણ, હઠયોગ સાધન, દિવ્ય માર્ગ કથન, નવવિદ્યા ભક્તિ નિરૂપણ, અષ્ટસિધ્ધિ નવનિધિનું વર્ણન, લિંગદેહની છત્રીસ કલાઓનું વર્ણન, ગાયત્રીપદ

નિરૂપણ એવા અનેક વિષયોનું સંક્ષેપથી વિવરણ ચોવીસ પ્રકરણમાં કરેલું છે. ઘણી જગ્યાએ મૂળ ભાષામાં લખાણ હોવાથી થોડા પ્રમાણમાં કઠિન જણાય છે.

**ખંડ - ૫ : "શિષ્યપુરાણ"** *(ભાષા - ગુજરાતી)* : ગુરુ શિષ્ય સંવાદ રૂપથી આ ખંડમાં જીવ, બ્રહ્મ, માયા, ગુણતત્વ નિરૂપણ, જીવન મુક્તિનું લક્ષણ, વિદેહ મુક્તિનું લક્ષણ વર્ણન કર્યા પછી દુનિયાના પાખંડીઓનો વ્યવહાર, ધૂર્તપણાનું લક્ષણ જણાવી લોકોને સાચી મુક્તિથી પરાવૃત્ત કરવા માટે અનેક ચમત્કાર કરી દર્શાવનારાઓ અને લોકોને ભ્રાંતીમાં નાખનારાઓને ખરાબ ફળ મળે છે તેનું વર્ણન. જગતને માયાજાળથી સાવધ રહેવાનું શિક્ષણ આપ્યું છે. અનેક સિધ્ધિ, સાધન કરી ભાવિક ભોળા લોકોને ફસાવી ખોટા માર્ગે જવાના પ્રકારોથી સાવધ રહેવા સુચવ્યું છે.

**ખંડ - ૬ : "વિરાટ સ્વરૂપ"** *(ભાષા - ગુજરાતી)* : આમાં બ્રહ્માંડની ઉત્પત્તિ અને રચના એનું વર્ણન છે. પ્રથમ સપ્ત પાતાલની રચના, પછી કૃતક ત્રૈલોક્ય જેમાં મૃત્યુલોક, ભૂલોકનું વર્ણન છે અને તેમાં સપ્ત દ્વિપ નવ ખંડ પૃથ્વીની રચના વર્ણવેલી છે. તદ્ઉપરાંત નરક લોકની રચના, એકવીસ સ્વર્ગ, ભુવર્લોક-પિતૃલોક તેમાં ઇન્દ્રભુવન-અમરાવતીપુરી, સંયમિનીપુરી-યમપુરી, બાવન યમઘાંટીનું વર્ણન, ઇંદ્રપુરી, રુદ્રપુરી, બ્રહ્મપુરી, વિષ્ણુપુરી, માયાપુરી, ક્ષીરસાગર, શિવપુરી, સ્વર્ગલોક તેમાં સૂર્યમંડલ, ચંદ્રમંડલ, તારા-નક્ષત્રમંડલ, ગ્રહ-જ્યોતિર્મંડલ, શિશુમારચક્ર, ધ્રુવમંડલ, કૈલાસ સ્વર્ગ - કૈલાસપુરી, પુણ્યસ્વર્ગ - વસંતપુરી, ગણસ્વર્ગ-કૃષ્ણપુરી, ગંધર્વસ્વર્ગ-સુભહાગપુરી, માલતંત સ્વર્ગ, ઉંચ સ્વર્ગ, રેવત સ્વર્ગ, નીલ સ્વર્ગ, રુદ્રમંડલ, મહર્લોક (કૃતકાકૃતક લોક), અમરાપુરી મંડલ, જનલોક (અકૃતકત્રૈલોક્ય), તપોમંડલ-તપોલોક, તેજોમંડલ-સત્યલોક અને નિજધામ-નિરંજનપદ-મોક્ષપદ આ સર્વનું વર્ણન આ ગ્રંથમાં છે. છેલ્લે વાયુની સાત શાખાઓનું વર્ણન આવેલ છે.

**ખંડ - ૭ : "યુગસૃષ્ટિનું મંડાણ"** *(ભાષા - ગુજરાતી)* : વિશ્વની રચના કરવા માટે લાગેલા કાળનું - યુગનું વર્ણન. એમાં ૨૮ પ્રકરણો છે અને ૨૮ યુગોમાં ભગવાને આ વિશ્વની રચના કેવી રીતે કરી એનું સવિસ્તાર વર્ણન આ ગ્રંથમાં કહેલ છે.



**ખંડ - ૮ : "જડબંધ"** *(ભાષા-ગુજરાતી)* : આ ગ્રંથમાં પૃથ્વીની જડ કેવી રીતે બંધાઇ એટલે કે પંચમહાભૂતોથી પૃથ્વીની -સ્થૂલરુપની રચના કેવી રીતે થઇ તેનું

 વર્ણન, આદ્ય કળશ ઘટપાટ સ્થાપના અને સૃષ્ટિની ઉત્પત્તિ, ત્રિગુણાત્મક ત્રણ દેવોની નિર્મિતી, ધર્મની ઉત્પત્તિ, ચાર ખાણીની ઉત્પત્તિ, દશરાયણ, દેવગુણ, લીલવગુણ કલ્પોનું મંડાણ અને કરણ કલ્પોનું મંડાણ, સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિયુગનું મંડાણ એનું વર્ણન છે અને ચાર યુગોના ચાર વેદોના ગાયત્રી મંત્રોનું વર્ણન એમાં કહેલું છે.

એવા પ્રકારનો આ મૂળબંધ ૮ ખંડોમાં આલેખાયેલો છે.

## ૨. સત્‌વચન :- *(ગુજરાતી - હિંદી મિશ્ર ભાષાઓથી બદ્ધ)* :

આ ગ્રંથમાં કાવ્યરૂપમાં શ્લોક છે અને ભગવાનના નિરંજન સ્વરૂપનું, તેના પ્રાપ્તિના સાધનોનું વર્ણન આવેલ છે. પરિમીત રુપથી પંચ વિષય સેવન અને ષડ્‌રિપૂ (છ દુર્ગુણો રૂપી શત્રુ)નો ત્યાગ આ પૌરાણિક દૃષ્ટાંતથી વર્ણન કરેલ છે. તેના બીજા ભાગમાં મુનિવરોને સદાચારનો સદુપદેશ કરેલ છે. માનવ જન્મનું મહત્વ અને સાફલ્ય આ વિષે ઉપદેશ કરેલો છે અને આત્મજ્ઞાનથી જ મોક્ષ મળી શકે છે તેનો અનુભવ પોતે જ લઇ પ્રાપ્ત થાય છે, આ સદુપદેશ આ ગ્રંથમાં સદ્‌ગુરુએ સમજાવી દીધો છે.

## ૩. શ્રી દશાવતાર :- *(ભાષા - ગુજરાતી )* :

આમાં ભગવાનના દશ અવતાર લીલાઓનું વર્ણન છે અને ભગવાનને દશ અવતાર લેવાનું પ્રયોજન શું ? એનું સુરેખ વર્ણન કરેલ છે. ભગવાનના ચરિત્ર સાથે જ સદ્‌ભક્તોનું જીવન દર્શન પણ સદ્‌ગુરુએ દર્શાવેલું છે. દુષ્ટોનું નિર્દલિન, સૃષ્ટિનું પાલન, સંરક્ષણ અને ધર્મની સ્થાપના કરવા ભગવાનને જે અવતાર લીધા તેની રચના વગેરે......

| | | | |
|---|---|---|---|
| ૧ | : મત્સ્ય અવતાર | - શંખાસુર દૈત્ય | - સદ્‌ભક્ત રુખ્માંગદ |
| ૨ | : કૂર્મ અવતાર | - મધુકૈટક દૈત્ય | - સદ્‌ભક્ત અંબરીષ |
| ૩ | : વરાહ અવતાર | - મોરધ્વજ-હિરણ્યાક્ષ | - સદ્‌ભક્ત ધ્રુવ |
| ૪ | : નૃસિંહ અવતાર | - હિરણ્યકશ્યપુ | - સદ્‌ભક્ત પ્રહ્લાદ |
| ૫ | : વામન અવતાર | - દાનવેન્દ્ર બલિરાજા | - સદ્‌ભક્ત કમળાધ્વજ |
| ૬ | : પરશુરામ અવતાર | - સહસ્ત્રાર્જુન | - સદ્‌ભક્ત કમળાપતિ |
| ૭ | : શ્રીરામ અવતાર | - રાક્ષસરાજ રાવણ | - સદ્‌ભક્ત હરિશ્ચંદ્ર |

૮ : શ્રીકૃષ્ણ અવતાર - કંસાસુર - સદ્‌ભક્ત પાંડવ

૯ : શ્રી બુધ્ધ અવતાર - દુર્યોધન - સદ્‌ભક્ત યુધિષ્ઠિર
૧૦ : શ્રી નિષ્કલંકી અવતાર - કાલિંગો દૈત્ય - સદ્‌ભક્ત કમલાકુંવર

આમાં ભક્ત ધ્રુવ આખ્યાન, હરિશ્ચંદ્ર આખ્યાન અને પાંડવોનું આખ્યાન - સ્વર્ગારોહણ, આ આખ્યાનોનો સમાવેશ થયેલ છે.

## ૪. મુનિવર ચેતાવણી :- *(ભાષા - ગુજરાતી)* :

આ ગ્રંથમાં સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે મુનિવરને સંબોધીને જ્ઞાનોપદેશ કરેલ છે. મનુષ્યપ્રાણીના બાળ, તારૂણ્ય, પ્રૌઢ, વાર્ધક્ય (વૃદ્ધ) આ અવસ્થાઓને યુક્ત એવું કર્માચરણ માણસે કરવું જોઇએ. દેહાભિમાન ન રાખતાં પરમાર્થ સેવન કરવું, કાયા રૂપી ખેતીનું ખેડાણ ઉત્તમ પ્રકારે કરવું, કારણ તેમાંથી જ આપણને આત્માનુભવ રૂપી આવક મેળવવાની છે. સાચો મુનિવર વાનપ્રસ્થી કોણ ? તેનાં લક્ષણો સદ્‌ભક્તોના દૃષ્ટાંતોથી ઉપદેશ કરેલો છે. સાચો બ્રાહ્મણ કોણ ? ક્ષત્રિય, વૈશ્યના ધર્મનાં લક્ષણો શું ? માનવ દેહની નશ્વરતા જાણી પ્રાપ્ત પરિસ્થિતિમાં જીવન સફળ કરવું. કાયા માટલાના દૃષ્ટાંત દ્વારા, નાવના દૃષ્ટાંત દ્વારા, મૃદંગના ઉદાહરણ દ્વારા આ તત્ત્વ સમજાવ્યું છે. પંચેન્દ્રિયદમન, જપ, તપ, તીર્થ, વ્રત, ઉપવાસ આદિ કર્માચરણથી ચિત્ત શુદ્ધ કરી ભગવતની પ્રીતિનું સંધાન થઇ શકે છે પણ આખર સુધી તે જ સાધનો સાથે પ્રવૃત રહેવાથી આત્મ સાધના કયારે થશે ? તે માટે પવિત્ર નિષ્કામ બુદ્ધિથી આ કર્મો કરી આત્મ પ્રાપ્તિ કરો એવું સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે આ ગ્રંથમાં પ્રતિદાન કર્યું છે.

## ૫. ઋષિવર ચેતાવણી :- *(ભાષા - ગુજરાતી)* :

સતપંથી ગૃહસ્થાશ્રમી અનુયાયીઓને પોતાનો સંસાર ઉત્તમ રીતથી કરવો અને પરમાર્થ સાધન કરવા જે ત્યાગ બુદ્ધિથી કર્માચરણ કરવું તેનું વર્ણન આ ગ્રંથમાં સદ્‌ગુરુએ ઉત્તમ પ્રકારે કરેલું છે. દાન, દયા, તપશ્ચર્યા, શુચિર્ભૂતતા (પવિત્રતા) આ ધર્મની બેઠક છે, તેને અનુસરીને માણસે પોતાનું જીવન વ્યતિત કરવું, તો જ તેમના જન્મનું સાર્થક થાય છે અને જે એવું આચરણ કરી શકતો નથી - શુદ્ધ વિચાર, વિવેકથી વર્તન રાખી શકતો નથી તેને વારંવાર જન્મ મરણના ચારે ખાણીના ફેરા ખાવા પડે છે.

**૬. મનહર જ્ઞાન :-** *(ગુજરાતી કાવ્યાત્મક પંચકડી શ્લોક) :*

આ નાનકડા ગ્રંથમાં સદ્‌ગુરુએ માનવ મનને સદુપદેશ કરી વિષય, વૈરાગ્ય વિષે વર્ણન કરેલું છે. માનવ મન અસ્થિર, ચંચલ, વિષયાનુવર્તી છે તેને સ્થિર, શાંત અને સંતોષી બનાવી પ્રભુ સાથે લીન કરવું, આ અંગે ઉપદેશ છે.

**૭. સંતવાણી :-** *(ગુજરાતી - હિંદી મિશ્ર કાવ્યાત્મક પંચકડી શ્લોક) :*

ભગવાનની પ્રાપ્તિ માટે જે નવવિદ્યા (નવધા ભક્તિ) કહેલી છે, તે કરીને સદ્‌ભક્ત આર્ત અર્થાર્થી, જિજ્ઞાસુ, જ્ઞાની, એને પાર કરી નીકળી ગયેલા છે એવા પ્રેમલક્ષણા ભક્તિનું યથાર્થ વર્ણન આ ગ્રંથમાં કહેલું છે. પ્રેમભક્તિ વૈરાગ્ય પર ઉપદેશ આમાં કહેલો છે.

**૮. યોગવાણી :-** *(ગુજરાતી ભજન સંગ્રહ) :*

એમાં સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે યોગી લોકોને ધ્યાનમાં રાખીને યોગ સાધના વિષે અને અષ્ટાંગ યોગ સાધનાનું મહાત્મ્ય વર્ણન કહેલ છે.

**૯. ગુરુવાણી :-** *(ગુજરાતી ભજનસંગ્રહ) :*

એમાં સદ્‌ગુરુએ વેદાન્ત સિદ્ધાન્ત તત્ત્વોનો કાવ્ય રૂપથી સદ્‌ભક્તોને ઉપદેશ કહેલો છે. ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, મુક્તિ એનો વિચાર તે વ્યતિરીક્ત ધ્યાનયોગ, જપયોગ, લયયોગ, પ્રેમયોગ સાધ્ય કરી કેવી રીતે ભગવાનની પ્રાપ્તિ કરવી અને માનવ જન્મનું કલ્યાણ કરવું એનું વર્ણન આ ભજનાવલીના રૂપમાં સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે કહેલ છે.

**૧૦. આગમવાણી :-** *(ગુજરાતી ભજનસંગ્રહ) :*

એમાં શ્રી સદ્‌ગુરુએ આગમ-અગમ્ય વાણીનું વર્ણન કહેલું છે. ભગવાનના ભવિષ્યમાં થનાર અવતાર અને તેનું સ્વરૂપ દર્શન, અવતાર કાર્ય અને સદ્‌ભક્તોનો ઉદ્ધાર, દુષ્ટ દુર્જનોનો સંહાર, ધર્મની સંસ્થાપના કરવા માટે જે શ્રી નિષ્કલંકી અવતાર થવાનો છે તેનું માર્ગદર્શન આ ગ્રંથમાં ભજનો દ્વારા સદ્‌ગુરુએ કરેલું છે. અવતાર કાર્ય પુરૂ થયા બાદ થનાર સૃષ્ટિલયનું પણ વર્ણન અત્યંત સંક્ષેપથી સુંદરતાથી કરવામાં આવેલ છે.

## ૧૧. શિક્ષાપત્રી :- *(ભાષા - ગુજરાતી) :*



એમાં માનવમાત્રનાં કર્તવ્યો, તેમનો જીવનક્રમ કેવો હોવો જોઇએ, આપણી શારિરીક શુધ્ધિ કેવી રીતે રાખવી, માનસિક પાવિત્ર્ય કેવી રીતે રાખવું, આત્મિક ઉન્નતિ કેવી રીતે પ્રાપ્ત કરવી, મનુષ્યનો આહાર, વિહાર, વ્યવહાર, દિનચર્યા વગેરે કેવાં હોવાં જોઇએ એટલે કેવો આદર્શ માનવ ગણવામાં આવશે એ વિષે શાસ્ત્રશુદ્ધ જે નિયમાવલી સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે કહેલી છે તે આ શિક્ષાપત્રી ગ્રંથમાં સમાવિષ્ટ કરેલી છે. દરેક દીક્ષા લીધેલ સતપંથીને આ નીતિ નિયમોનું જ્ઞાન હોવું આવશ્યક છે. તે પ્રમાણે જ નિત્યપાઠ પ્રમાણે દરરોજ વાચન કરવું અને તે નિયમોનું પાલન કરવું આવશ્યક છે. તો જ સતપંથની દીક્ષા લીધાનું શ્રેય છે, નહીં તો **'ધર્મ લીયા તો શું થયા, ગુરુસુ ના લાગા રંગ, જેમ પાણીમાં પત્થર વસે, તેનું નીરે ના ભીજે અંગ.'** એવા પ્રકારની સ્થિતિ થાય તો તે ધર્મ સ્વીકારનો કોઇ જ અર્થ રહેતો નથી. જે પવિત્ર બંધનથી સતી સ્ત્રી પોતાના પતિ સાથે એકનિષ્ઠ રહી શકે છે, તે જ પવિત્ર બંધનથી સત્ શિષ્યે - સદ્‌ભક્તે પોતાના જ્ઞાનોપદેશક ગુરુ સાથે એકનિષ્ઠ રહેવું જોઇએ તો જ તેનું જીવન સફળ થતું હોય છે, અવ્યભિચારી ભક્તિથી જ જીવાત્મા મુક્ત થાય છે.

## ૧૨. અમૃતવાણી :- *(સદ્‌ગુરુના શ્લોક - ગુજરાતી દોહા) :*

એમાં જ્ઞાનોપદેશ પર, વ્યવહારોપયુક્ત એવા શ્લોક અથવા દોહામાં સદ્‌ગુરુએ ઉપદેશ કરેલો છે.

## ૧૩. યજ્ઞવિધિ-ઘટપાટ પૂજા વારિયજ્ઞ :- *(ભાષા - ગુજરાતી) :*

આ મંત્ર સાહિત્ય કળશ ઘટપાટ પૂજા વારિયજ્ઞ વિધિનું છે. આ પૂજા વિધિ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે માનવ જીવનની ઉન્નતી માટે દૈવી સાધના કરી દૈવીશક્તિ જોડવા માટે સ્વીકારેલ છે. તેમજ મૃત જીવાત્માને શાંતિ લાભ મળે અને તેની વાસનાઓ, ઇચ્છાઓ કે કામનાઓમાંથી તે મુક્ત થાય તે માટે એક સ્વતંત્ર પિંડ શ્રાદ્ધ ઉઠાસન વિધિની ક્રિયા સતપંથ પ્રવર્તક સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે કરેલી છે તેનો સમાવેશ એમાં કરવામાં આવેલ છે.

આ પ્રકારનો સતપંથ જ્ઞાન સાહિત્યનો આ અલ્પ પરિચય છે. આ સંપૂર્ણ સાહિત્યનો સમગ્ર અભ્યાસ કરીને પૂર્ણતાથી સમજવામાં આવે છે કે સતપંથ પ્રવર્તક સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે આપેલ સદ્‌બોધ માનવ માત્રના કલ્યાણ માટે અને આત્મોન્નતી માટે જ છે, કંઇ પણ નવું શોધીને વાદવિવાદ કરવા માટે નથી. તેમની રહેણી અને કૃતિ વેદાંતની જ છે. તેમની રહેણી જ્ઞાનદષ્ટિ સંકુચિત નહિ પરંતુ વિશાળ છે. આ સર્વ સાહિત્ય હસ્તલિખીત છે. પરંપરાગત ઉતારાઓ કરી આજ પર્યંત તે ટકાવી રાખવામાં આવેલ છે. ધીમે ધીમે તેમાંનું અમુક સાહિત્ય પ્રકાશિત થઇ રહ્યું છે.



# પ્રકરણ - ૩

## ❊ સતપંથમાં કર્મકાંડ ❊

કર્મકાંડ એ ધર્મનું પ્રથમ પગથીયું છે. ઉપાસનાનો આધાર લઇ મનુષ્ય પોતાની આધ્યાત્મિક ઉન્નતિ તરફ જતો હોય છે. હિંદુસ્થાનમાં અનેક પંથ પ્રચલિત છે. જો કે તેમનું મૂળ એક જ છે, તેમ છતાં વિભિન્ન નામ રૂપથી પ્રચારમાં આવેલા છે. જે પ્રમાણે વૃક્ષનું થડ એક જ હોય છે અને તેમાંથી અલગ અલગ શાખાઓ નીકળતી હોય છે. દરેક શાખાનું થડમાં જ પોતાનું મૂળ સ્થાન હોય છે પણ અલગ રીતે આપણી દૃષ્ટિમાં આવે છે. આ નિયમને અનુસરીને મૂળ સનાતન ધર્મનાં તત્ત્વો એક જ હોવા છતાં તે બહુજન સમાજને તે સુગમ કરી સમજાવવા માટે અનેક મહાપુરુષો શાખાના રૂપથી આ મૂળમાંથી પ્રકટ થતા હોય છે, તેને જ આપણે પંથ એવું નામ આપીએ છીએ. દરેક પંથમાં જીવનના આચાર અને વિચારની ઉન્નતિ માટે ઉપાસના અને કર્મકાંડનો આધાર લેવામાં આવે છે અને તે મારફત લોકોને તત્વજ્ઞાન કહેવામાં આવે છે. સતપંથમાં પણ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનું ઉચ્ચ તત્વજ્ઞાન સમજાવવા માટે અમુક વિશિષ્ટ પ્રકારને કર્મકાંડ વિધિ કહેવામાં આવેલ છે. સતપંથી લોક વેદ પ્રણિત વર્ણાશ્રમ ધર્મ પાળે છે. ચતુર્વેદ, ઉપનિષદો અને દશાવતાર પ્રમાણને માને છે. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, આદ્યશક્તિ અને આદ્ય નારાયણ આ તેમના ઇષ્ટ દેવતાઓ છે. ઘટ-પાટ, વારિયજ્ઞ અને અખંડ જ્યોતિ એની તેઓ પૂજા કરી તે દ્વારા પરમાત્માની આરાધના કરે છે. 

પ્રથમ પૂજા સ્થાનને ધૂપ-અગરબત્તી વગેરે સુગંધી પદાર્થ યોગે શુદ્ધ અને પવિત્ર કરવામાં આવે છે. પૂજા વારિયજ્ઞ વિધિના સમયે શુદ્ધ ઘીની ત્રણ જ્યોતિઓ પ્રગટાવવામાં

આવે છે. ત્રિગુણાત્મક દેવતાઓના પ્રતિક તરીકે આ જ્યોતિઓની સ્થાપના થાય છે. શ્રી  નિષ્કલંકી નારાયણ ભગવાનના સિંહાસન અને ઘટપાટની સ્થાપના મંત્રોપચારથી કરવામાં આવે છે. દરેક વારિયજ્ઞ પૂજાવિધિની ક્રિયા સમયે તેને અનુસરીને મંત્ર બોલવામાં આવે છે. કળશને ઇશ્વરના પ્રતિક તરીકે સ્થાપી તેની કેશર, કસ્તુરી, ફૂલ, ચંદન, અત્તર વગેરે સુગંધી દ્રવ્યોથી તેની યથા વિધિ પૂજા કરવામાં આવે છે. તેમાં મંત્રોપચારથી શુદ્ધ જલ (અમુક ઠેકાણે દૂધ) ભરીને અક્ષત વગેરે સ્થાપી અને ગુરુચરણામૃતની સહાયથી તીર્થ (અમીરસ - અમૃત) તૈયાર કરવામાં આવે છે. આ કળશના પ્રત્યે - કળશમાંના તીર્થ જળમાં સર્વ દેવદેવતાઓના મંત્રોપચારથી અને તે દેવદેવતાઓના નામોચ્ચારથી નમન કરી આહ્‌વાન કરવામાં આવે છે એટલે કે કળશમાંનું તીર્થ સર્વ દેવદેવતાઓના આશીર્વાદ યુક્ત પવિત્ર બને છે. શુદ્ધ ઘી, ખાંડ, રવો, દૂધ, ચોખા, ગોળ, સુકો મેવો, પંચ મેવો, મિષ્ટાન્ન અને ફળોના સહાયથી કરેલા પ્રસાદના પાંચ ભાગ કરી પ્રથમ ભગવાન વિષ્ણુના નૈવદ્યનો પછી અનુક્રમે બ્રહ્મા, મહેશ, આદ્યશક્તિ, સર્વ દેવો અને અક્ષયપાત્ર (અન્નપૂર્ણા) આ દેવતાઓના નૈવદ્યના મંત્રો થાય છે. સર્વ સામાન્ય રીતે હંમેશાં નિત્ય એવી પૂજાવિધિ હોય છે. તીર્થ પ્રસાદના સેવનથી માણસના ત્રિવિધતાપની નિવૃત્તિ થઇ માનવ જીવન સુખ સંતોષથી યુક્ત બને છે એવી સામાન્ય રીતે સમજ રહેલી છે. માનવ જીવનની અમુક મુખ્ય ઘટનાઓનો આ પૂજાવિધિમાં સમાવેશ રહેલ છે.

સ્થૂલરૂપે જોતાં સતપંથ ઘટપાટ વારિયજ્ઞ પૂજાવિધિમાં ત્રણ પ્રમુખ કર્મકાંડનો સમાવેશ થતો હોય છે. (૧) નિત્ય કર્મ, (૨) નૈમિત્તિક કર્મ, (૩) કામ્ય કર્મ.

## (૧) નિત્યકર્મ :-

નિત્યકર્મમાં નિયમિત રીતે સવારે ચાર વાગે મંદિરમાં શુદ્ધ ઘીની જયોતિ પ્રગટાવી મંત્રોચ્ચારથી ઉદધૂપ સર્વ જગ્યાએ ફેરવી વાતાવરણ નિર્મળ શુદ્ધ અને પવિત્ર કરવામાં આવે છે. જયોતિને, કળશને, સદ્‌ગુરુ ચરણ પાદુકાઓને અને વેદોપનિષદાદિ પવિત્ર ગ્રંથોને ઉદધૂપ કરી પુષ્પ, ફુલહાર, અત્તર-ચંદન વગેરે વિધિ-વિધાનથી પૂજન કરી વંદન કરવામાં આવે છે. નગારાં-દુદુંભી અને ઘંટનાદ કરી  દશાવતાર અને સદ્‌ગુરુની આરતી કરવામાં આવે છે, તે પછી ગુરુમંત્ર જપ અને ધ્યાન કરવામાં આવે છે. ત્યારબાદ સદ્‌ગુરુ ચરણામૃત લેવામાં આવે છે. આ થઇ સતપંથ

મંદિરમાંની પ્રથા. ઘર ઘરમાં નિત્ય વિધિ તરીકે સતપંથ સંપ્રદાયના લોકો દ્વારા ઘીની જ્યોતિ પ્રગટાવી સદ્ગુરુ મહારાજની અને શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાન અને દશાવતારોના પ્રતિકોને ઉદધૂપ કરી ફુલો અથવા ફૂલહાર ચઢાવી પૂજા કરવામાં આવે છે અને મંત્ર જપ કરે છે. કેટલાક લોકો નિત્યપાઠ અને આરતી કરે છે. બપોરના પ્રહરે જમતી વખતે અન્ન બ્રહ્માર્પણ કરવાનો મંત્ર કરી જમે છે. જે ભગવાનની કૃપાથી આ અન્ન પ્રાપ્ત થયું છે અને જેનાથી આપણું પાલન પોષણ થાય છે તે અન્ન બ્રહ્મ રૂપ છે. તે માટે ઇશ્વર સ્વરૂપ એવા અન્નને નમસ્કાર કરી ભગવાનનું નામસ્મરણ, ચિંતન, ધ્યાન કરીને તે ગ્રહણ કરવું. સંધ્યા કાળે મંદિરમાં ઘીની જ્યોતિ પ્રગટાવી ઉદધૂપ કરી નગારાં-દુદુંભી અને ઘંટનાદ કરી દશાવતારોની આરતી બોલવામાં આવે છે અને મંત્ર જાપ થાય છે. દરેક ગુરુવારે રાત્રે પૂજા અથવા ભજન સત્સંગ કરવામાં આવે છે. ઘેર ઘેર લોકો જ્યોતિ પ્રગટાવી અગરબત્તી કરી આરતી બોલે છે. દરરોજ મધ્ય રાત્રે મનોમન ઇશ્વરનું ધ્યાન, સ્મરણ, ચિંતન અને નામ સ્મરણ કરે છે. આ પ્રકારે સતપંથ સંપ્રદાયમાં આ ચાર સમયની સંધ્યાઓ નિત્યકર્મમાં ગણવામાં આવે છે. સતપંથ સંપ્રદાયના નિયમ પ્રમાણે સતપંથની દીક્ષા લીધા બાદ - કાંકણ બાંધી દીધા બાદ તે વ્યક્તિ સતપંથ સંપ્રદાયનો ગણવામાં આવે છે, પરંતુ જે ચાર સંધ્યા કરી ભજન-પૂજન-સત્સંગ કરે છે એ જ સાચો સતપંથી ગણાય છે.

## (૨) નૈમિત્તિક કર્મ :-

(અ) જન્મનિમિત્તથી
(બ) મંત્રદીક્ષાગ્રહણથી
(ક) લગ્નનિમિત્તથી
(ડ) વ્રતોપવાસ નિમિત્તથી
(ઇ) દૂધ દહીં શુદ્ધિ નિમિત્તથી
(ઈ) ઉત્તરકાર્ય-મૃતસંસ્કાર પિંડ દાન શ્રાદ્ધ નિમિત્તથી



**(અ) જન્મનિમિત્તથી :-** (લાઇ સૂતક) જનનશૌચ સ્ત્રી અને પુરુષે સંતાનના

જન્મ પછી સવા મહિના (લગભગ ચાલીસ દિવસ) પછી દેવદર્શન કરવાની આ વિધિ છે. જનનશૌચ હોવાથી ગોત્રજોએ અગીયાર દિવસ પર્યંત જનનશૌચ સૂતક પાળવું. સંતાનના માતાપિતાએ ચાલીસ દિવસ પર્યંત જનનશૌચ પાળી તે પછી સ્નાનાદિથી પવિત્ર જઇ મંદિરમાં જઇ વિધિયુક્ત પૂજા કરવી. જન્મ થયેલ બાળક અને તેના માબાપોને મંત્રોચ્ચાર દ્વારા તીર્થ જળ લઇ પવિત્ર કરવામાં આવે છે. નામકરણવિધિ સામાજીક પદ્ધતિથી કરવામાં આવે છે, તે માટે મંદિરમાં વિધિ કરવાની જરૂર હોતી નથી. મૂળ નક્ષત્ર પર જન્મ થયેલ બાળકની શાંતિ માટે મંદિરમાં પૂજાવિધિ કરવામાં આવે છે, તેને જન્મશાંતિ અથવા મૂળશાંતિ કહે છે. જન્મ નક્ષત્ર, જન્મ યોગ સદોષ હોય તો તે બાળકને તકલીફ રહે છે, તે માટે બાળકને નામથી સ્વતંત્ર પૂજાવિધિ કરી તેના દોષ દૂર કરવામાં આવે છે.

**(બ) મંત્રદીક્ષાગ્રહણ :-** બાળકો સમજતાં થાય એટલે કે વીસ વર્ષનાં થયા બાદ તેને પૂજાવિધિથી ગુરુમંત્ર-દીક્ષા આપવામાં આવે છે, તેને કાંકણ બંધન પણ કહેવામાં આવે છે. તે નિમિત્તે પૂજાવિધિ કરી તીર્થજળથી યુક્ત સુગંધી ફૂલ દીક્ષા લેનારના જોડેલા હાથના કાંડા પરથી ફેરવવામાં આવે છે, પછી તેને મંત્રોચ્ચારથી શુદ્ધ અને પવિત્ર કરી ગુરુમંત્ર આપવામાં આવે છે. તે જ તારકમંત્રનું આમરણ સ્મરણ કરવું પડે. આ વિધિ થયા બાદ તે વ્યક્તિ સતપંથની અનુયાયી ગણવામાં આવે છે. છોકરીના બાબતે દીક્ષાગ્રહણ ઇચ્છાનુરૂપ રહે છે. કારણ વિવાહ સમયે છોકરી પરગોત્રમાં જતી હોય છે. સતપંથનો અનુગ્રહ મોટે ભાગે વંશ પરંપરાગત ચાલે છે.

**(ક) લગ્નનિમિત્તથી :-** સંપૂર્ણ લગ્નકાર્ય વિધિ વૈદિક સનાતન પદ્ધતિ પ્રમાણે બ્રાહ્મણ દ્વારા જ કરવામાં આવે છે.



**(ડ) વ્રત-ઉપવાસ નિમિત્તે :-** દરેક મહિનાના શુદ્ધ (સુદ) બીજના ચંદ્રદર્શનના દિવસે નકોરડો ઉપવાસ કરી સાંજે ચંદ્રદર્શન કરી ઉપવાસનું પારણું કરવું. તે

નિમિત્તે મંદિરમાં સમૂહ પૂજા થાય છે. થાવરબીજ એટલે અજવાળી બીજ જે સમયે બુધવારે પૂર્ણ અમાસ, ગુરુવારે પૂર્ણ પ્રતિપદા (એકમ), શુક્રવારે પૂર્ણ બીજ અને ચંદ્રદર્શન હોય છે ત્યારે ગુરુવાર અને શુક્રવાર આ બે દિવસનો એટલે કે ૧૨ પ્રહરનો અથવા આઠ પ્રહરનો ઉપવાસ નકોરડો કરવામાં આવે છે. શુક્રવારે સાંજે ચંદ્રનું દર્શન કરી સમૂહ પૂજાવિધિ કરવામાં આવે છે અને ઉપવાસનું પારણું કરવામાં આવે છે. સતપંથની માન્યતા મુજબ કલિયુગનું ઘણું જ મહત્વનું એવું આ વ્રત છે. એને યુગ તિથિ પણ કહે છે. જે પ્રમાણે સત્યયુગમાં ગુરુવારની અગીયારસ, ત્રેતાયુગમાં રવિવારની ચતુર્દશી અને દ્વાપર યુગમાં સોમવતી અમાસ, તેમ કલિયુગમાં આ અજવાળી બીજ મહત્વની યુગ તિથિ તરીકે માનવામાં આવે છે. આ તિથિઓને યુગ તિથિ માનવાનું કારણ એવું છે કે તે દિવસે તે યુગની શરૂઆત થયેલી હોય છે. આ તમામ વર્ણન આપણને "મૂળસ્તંભ" આ ગ્રંથમાં વાંચવા મળે છે. તેમજ સતપંથના "મૂળબંધ" ગ્રંથના "યુગસૃષ્ટિનું મંડાણ" આ વિભાગમાં પણ આવેલ છે.

આ સિવાય ગુડી પડવો, અક્ષય તૃતીયા, ગુરુપૂર્ણિમા, રામનવમી, ગોકુળ અષ્ટમી, વિજ્યા દસમી, એકાદશી, શ્રાદ્ધપક્ષ, નવરાત્રી, ગુરુવાર વગેરે વ્રતો સતપંથી લોકો કરે છે. વ્રત અનુસાર પ્રમાણે તે દિવસે મંદિરમાં પૂજા અર્ચના, ભજન કીર્તન, સત્સંગ વગેરે કાર્યક્રમો થાય છે.

**(ઇ) દૂધ-દહીં શુદ્ધિ નિમિત્તે :-** ગાય અથવા ભેંસ વિયાયા બાદ બારમા દિવસે દૂધ, દહીં અને ઘુત મંદિરમાં લાવી પૂજા વિધિ કરી મંત્રોચ્ચારથી તે શુદ્ધ અને પવિત્ર કરવામાં આવે છે અને ઘીની જયોતિ કરવામાં આવે છે તેને આરતી કરવી એવું પણ કહે છે, તે પછી આ દૂધ વેચવા અથવા પૂજા કાર્ય માટે ઉપયુક્ત બને છે.



**(ઈ) ઉત્તરકાર્ય નિમિત્તે :-**

**પ્રેત સંસ્કાર :-** સતપંથી અનુયાયીઓમાં મૃત દેહને ભૂમિદાગ આપવાની

પ્રથા છે. દેશ, કાળ, પરિસ્થિતિ અને નિમિત્ત વિશેષથી કોઇક પ્રસંગે અગ્નિ સંસ્કાર પણ કરવામાં આવે છે. કોઇ પણ અંતિમ સંસ્કારના સમયે પૂજાવિધિ હોતી નથી. સામાજીક રૂઢી પરંપરા પ્રમાણે સંસ્કાર કરવામાં આવે છે.

સતપંથ ધર્મમાં મૃત્યુ બાદ મૃતદેહને ભૂમિદાગ (સમાધિ) આપવામાં આવે છે. તે ભૂમિદાગ સંપૂર્ણ વેદ આધારિત છે અને અથર્વવેદમાં દર્શાવેલ વૈદિક રીત પ્રમાણે ચાલે છે. ભૂમિદાગ એટલે મૃતદેહને જમીનમાં ચાર ફૂટ બાય ત્રણ ફૂટની પહોળાઇ લંબાઇ અને પાંચ ફૂટની ઊંડાઇ ધરાવતું સમાધિ સ્થળ બનાવવામાં આવે છે. મૃતદેહને પવન પાવડી સહિત સમાધિષ્ઠ પ્રમાણે બેસાડીને જપમાળા તેમજ વેદમાં બતાવેલ સુગંધિત દ્રવ્યો અર્પણ કરવામાં આવે છે. ત્યારબાદ સમાધિ તળની ઊંડાઇથી અંદાજે ત્રણ ફૂટ ઉપર શિલા ઢાંકવામાં આવે છે. તેના પછી શેષ બચેલા ખાડાને માટીથી પૂરી દેવામાં આવે છે. ત્યાર બાદ જમીન ઉપર તેમનું સ્મૃતિ ચિન્હ બનાવવામાં આવે છે. તે સ્મૃતિ ચિન્હ ઉપર પાદુકા મૂકવામાં આવે છે. તે વિધિ મંત્રોચ્ચાર દ્વારા કરવામાં આવે છે.

Burial - This has been changed. See 1988 -Satpanth Navnit [231] for exact process.

મનુષ્યના અવસાન પછીના લૌકિક દિવસો દરમ્યાન ધર્મગ્રંથોનું વાચન કરવામાં આવે છે, ઇશ્વર સ્મરણ કરવામાં આવે છે. નવમા દિવસે મૂંડન-સૂતક ઉતરાવવામાં આવે છે. દસમા દિવસે ઘરને શુધ્ધ પવિત્ર જળથી છાંટ નાખી, ધૂપ-અગરબત્તી અને ઘીનો દીવો કરી વાતાવરણ પવિત્ર કરવામાં આવે છે. અગીયારમા દિવસે ઘટ-પાટની પૂજા વિધિ દરમ્યાન જીવાત્માની સદ્‌ગતિની સઘળી ક્રિયાઓ સતપંથ ધાર્મિક વિધિ-વિધાન મુજબ કરવામાં આવે છે. બારમા દિવસે સગાં-સંબંધીઓ તેમજ ખાસ તો કુંવારી બાલિકાઓને તથા નિયાણીઓને ભાવથી બ્રહ્મ ભોજન આપી યથાશક્તિ દક્ષિણા આપવામાં આવે છે.

This is not as per normal Hindu practice where Brahmins perfrom this rituals.

આ પછી જ જીવાત્માને આગળની ગતિ પ્રાપ્ત થાય છે તેવી માન્યતા છે. તેથી આ સર્વ વિધિ કરવી આવશ્યક હોય છે. પૂજા ભરવી જેમના માટે શક્ય ન હોય એવા લોકો અગીયાર દિવસ પર્યંત મંદિરમાં મૃતાત્માના નામની

શુધ્ધ ઘીની અખંડ જ્યોતિ પ્રગટાવે છે. છન્નું (૯૬) પ્રહર પર્યંત પછી જીવાત્માનો યમપુરીનો પ્રવાસ હોય છે ત્યાં સુધી જીવાત્મા ઘર અગર પૃથ્વી પર ફરતો રહે છે.

**ઉઠાસન વિધિ :-** અગીયારમા દિવસે ગમે ત્યારે તે મૃતાત્માની શાંતિ માટે અને મુક્તિ માટે ઉઠાસન (ઉચ્ચાસન) વિધિ કરવામાં આવે છે. તે સમયે તે મૃતાત્માના નામથી ઘટપાટ પૂજા યજ્ઞવિધિ દ્વારા પિંડ વિધિ કરવામાં આવે છે એટલે કે તેને પિંડશ્રાદ્ધ પણ કહે છે. તેની વિધિ ટૂંકમાં એવી છે કે, મૃતાત્માના વંશના અથવા ગોત્રના કોઇ પણ સતપંથનો અનુશાસન લીધેલ વ્યક્તિ મૃતાત્માના નામના પિંડ અર્પણ કરે છે. પ્રથમ પાંચ નૈવેદ્ય સમર્પણની સહેલી પૂજા થયા બાદ યમદૂતોને નમસ્કાર અને આહ્‌વાનના મંત્રો થાય છે. તે પછી પંચમહાભૂત, પંચજ્ઞાનેન્દ્રિય, પંચકર્મેન્દ્રિય, પંચપ્રાણ, સત્વ, રજ, તમ, મન, અહંકાર, મહતત્વ, પ્રકૃતિ અને પુરુષ આ અઠ્ઠાવીસ તત્ત્વોમાંથી તે જીવાત્માને મુક્ત કરવા (રવો, ખાંડ, ઘી, દૂધ યુક્ત પ્રસાદ) તૈયાર કરી તે પર મંત્રોચ્ચાર થાય છે. તે પછી જીવાત્માના વિવિધ તાપ દૂર કરવા માટે લાઇ સૂતક ઉતારવા માટે મંત્રો થતા હોય છે અને સાત દેવદૂતોને નમસ્કાર અને આહ્‌વાનના મંત્રો થાય છે. ત્યારબાદ ક્રમશઃ હરિવંશના મંત્ર પછી આગળની સર્વ વિધિ થતી હોય છે. તેને સ્વેદજ, ઇંડજ, ઉદ્‌બીજ, જરાજ આ ચાર ખાણીના મંત્ર પછી તે જીવાત્માના જીવનમાં કોઇ દોષયુક્ત, પાપયુક્ત, નિયમબાહ્ય કર્મો બનેલા હોય તે દોષથી -કર્મબંધનમાંથી મુક્ત થવા માટે અપરાધ ક્ષમા કરવાના મંત્ર થાય છે. તે પછી મૃતાત્માના નામથી સુક્રિત એટલે કે દાનપુણ્ય, દસવંત વગેરેના મંત્રો થતા હોય છે. આગળ તે જીવાત્માને મૃત્યુલોકમાંથી સૂર્યમંડલ, ચંદ્રમંડલ, નક્ષત્રમંડલ, વાયુમંડલ, ધ્રુવમંડલ ઉપર પહોંચાડી મહર્લોક, જનલોક, તપોલોક અને ત્યાંથી તેજોલોકમાં એટલે કે અમરપદમાં અથવા બ્રહ્મલોકમાં મોકલવાના મંત્રો થતા હોય છે. મધ્યતરમા રહેલા યમ ઘાટીના પર (બાવન) ઘાટીના મંત્રો થાય છે. તે જગ્યાએ મૃત આત્માના નામનાં પિંડદાન, વસ્ત્રદાન, પાત્રદાન, કાઠીકાંબળ, છત્રી, પાદત્રાણ

This ritual is not as per Hindu religion. Concepts from hindu religion are taken and moulded to suit their own need of having a hindu outwardly look.

The moot question is that the prayers are addressed to whom? Hindu or Muslim god?

Nishkalanki Narayan is a muslim god. Hence the prayers are addressed to muslim god. The language and concepts used to addresss may be hinduised. Otherwise it is a ritual for muslim god.

(મગરખાં) દાન, મેવા-મીઠાઇ, અન્નદાન, સુગંધી દ્રવ્યદાન, મહેલમેડી, ખેતીવાડી, વૃક્ષદાન વગેરે દાનના મંત્રો થાય છે. આ દાન કર્મ ઇચ્છાનુસાર હોય છે. આ જે તે માણસની આર્થિક પરિસ્થિતિનો અને શ્રદ્ધાનો ભાગ છે. તે પછી તે જીવાત્માની સૂક્ષ્મ ઇચ્છા, વાસના, કામના તૃપ્ત થવા માટે અને તેને સુખ, શાંતિ પરમ ગતિનો લાભ થાય તે માટે ભગવાનની આરાધનાના મંત્રો થાય છે. આ સંપૂર્ણ વિધિના યોગથી મૃતાત્માને શાંતિ લાભ થાય છે. તેની ઇચ્છા, વાસના, કામના તૃપ્ત થતાં હોય છે અને તે મુક્ત થઇ જાય છે અથવા તેને સદ્‌ગતિ મળે છે. આ પ્રકારની આ વિધિ છે. આ વિધિમાં શ્રદ્ધા, પવિત્ર્યતા અને મનોધર્યની અત્યંત જરૂર રહે છે. પૂજા કરનાર અને કરાવનાર આ બંનેની માનસિક શક્તિથી અને પવિત્રતાથી, સંતુષ્ટતાથી આ કાર્ય સફળ થાય છે. જેમની શ્રદ્ધા ડગી ગયેલી છે, મનોબળ અધુરૂ છે, આર્થિક બાબતો પર જ કેવળ દષ્ટિ છે, શારીરિક પવિત્ર્યતા ન હોય, સ્પર્શાસ્પર્શ, સૂતક વૃદ્ધિથી યુક્ત એટલે કે સદોષ કાર્ય થયું હોય તો જીવાત્માને આ વિધિનું ફળ મળતું નથી. આવા સમયે મૃતાત્માને દુર્ગતિ કે પુનર્ગતિ મળવાનો સંભવ રહે છે. આ પ્રકારના દષ્ટાંતો ઘણાં થતાં હોય છે અને આ પ્રકારનો શાસ્ત્રાધાર પણ છે, તેથી આ કર્મમાં શુદ્ધતા, પવિત્ર્યતા અને મનોબળ અત્યંત ઉપયુક્ત રહે છે.

This concept is also not there in Hindu religion. In Hindus (all forefathers) are remembered on Shraddh and not select few, like in Satpanth.

In original texts there is no such ritual. This has been introduced later, which gives it a hindu flavour.

**શ્રાદ્ધવિધિ** :- દર વર્ષે તે મૃતાત્માના વરસી નિમિત્તે વંશજો દ્વારા તેના સ્મરણ તરીકે પૂજાવિધિ થાય છે તેને વર્ષ શ્રાદ્ધ પણ કહે છે. કેટલાક લોકોનું કહેવું છે કે, જે મૃતાત્માનું ઉત્તરકાર્ય થયેલું હોય તેનું શ્રાદ્ધ કે વરસી કરવી ન જોઇએ કારણ મુક્ત થયેલ મૃતાત્માને ફરી પાછા આ સાંસારીક ઉપાધિમાં મુકવો ન જોઇએ. પરંતુ શ્રાદ્ધ કે વરસીના વિધિમાં એવો કોઇ સંબંધ હોતો નથી. આ કેવળ પિતૃ સ્મરણ માટેની વિધિ છે. જેથી કરીને ઘરના નાના મોટા જીવોને પોતાના પૂર્વજોનું સ્મરણ રહે તે માટે આ વિધિ કરવાની હોય છે. એવું જો ન કરવામાં આવે તો ગૃહસ્થ જીવનમાં પિતૃયજ્ઞ તરીકે પંચમહાયજ્ઞમાંનો એક યજ્ઞ કર્મ ન કરવાનો દોષ લાગે છે અને ઉત્તમ પ્રકારનો ગૃહસ્થાશ્રમ આચરવાનું શ્રેય પ્રાપ્ત થશે નહીં અને પિતૃબાધાનું દુ:ખ થવાનો સંભવ હોય છે તેથી શ્રાદ્ધ અવશ્ય કરવું જોઇએ.

**(૩) કામ્યકર્મ** (સકામ કર્મ) :-

**(અ) માનીત પૂજા :-** કોઇપણ ઇચ્છાની પૂર્તિ માટે, ઉદ્યોગ ધંધા, વ્યાપાર, વ્યવસાય, ખેતી, વ્યાધિ નિવારણ વગેરે માટે માનતા, બાધા માની કરેલ પૂજાવિધિ.

**(બ) દસવંત-સુકિત રાશીપૂજા :-** આ પૂજા નવી આવેલ આવકનો દસમો ભાગ મંદિરમાં દાનધર્મ તરીકે અર્પણ કરી તે નિમિત્તે બ્રહ્માર્પણ પૂજાવિધિ કરવામાં આવે છે.

**(ક) વ્યાધિપીડા નિવારણાર્થે** (સુખ શાંતિ પ્રિત્યર્થે) :- કોઇપણ પ્રકારની વ્યાધિ અથવા દુ:ખ નિવારણ કરવા માટે જે પૂજા કરવામાં આવે છે તેને નવગ્રહ શાંતિની પૂજા કહે છે. આ પૂજા કોઇ વાસ્તુમાં દોષ હોય અથવા ખેતીના - કુવા વગેરેમાં સદોષ હોય તો તે દોષ નિવારણ કરવા માટે અને શાંતિ પ્રિત્યર્થે આ પૂજા કરવામાં આવે છે.

આ પ્રકારની કર્મકાંડ પૂજાવિધિ સતપંથમાં વિશેષ રૂપે જોવા મળે છે. આ તમામ પૂજાવિધિઓ અથર્વવેદના આધારે રચેલી કર્મકાંડ વિધિ છે. આ વિધિઓનો દરેક મંત્ર અને શબ્દ અગાધ શક્તિ સામર્થ્યથી ભરેલા છે. શુચિર્ભૂત (પવિત્ર) થઇ અને શ્રદ્ધાયુક્ત અંતઃકરણથી કરેલી પૂજા જીવાત્માની સાંસારિક અને પારમાર્થિક ઉન્નતિ લાવે છે.

દક્ષિણ ગુજરાતના ડુમ્મસ આ ગામે સને ૧૯૬૦ માં યોજાયેલ અખિલ ભારત સતપંથ સંમેલનમાં અધ્યાક્ષિય ભાષણમાં બોલતી વખતે વેદમૂર્તિ પં. સાતવળેકરે કહ્યું હતું કે, 'સતપંથ એ જ સાચો સનાતન ધર્મ છે. અથર્વવેદ ઉપર આધારીત આ પંથ હોંઇ એમાંના મંત્રશાસ્ત્ર અને અધ્યાત્મક જ્ઞાન સંપૂર્ણ અથર્વવેદના જ છે. આ પરથી આ પંથના સર્વ અનુયાયી અથર્વવેદી છે. એક મંત્રમાં કહેલું છે કે, ''સ્વામી તમે ૐકાર માં આપોઆપ, શક્તિ રૂપે જપાવ્યો જાપ, શક્તિ રૂપે રચ્યો સંસાર, શક્તિ વેદ ઉત્તમ આચાર.'' આ શબ્દોમાં ઘણી શક્તિ ભરેલી છે, જે તમારામાં, મારામાં અને સંપૂર્ણ વિશ્વમાં છે. આ યોગે માનવ કેટલાક ચમત્કારયુક્ત કાર્ય કરી શકે છે. સર્પ, વિંછી વગેરે ઝેરી પ્રાણીઓના વિષયુક્ત દંશ પણ કેવળ મંત્ર શક્તિથી ઉતરી જાય છે, આ તો સામાન્યમાં સામાન્ય બાબત છે. મંત્ર શક્તિ દુનિયાની

સર્વ શ્રેષ્ઠ શક્તિમાંની શ્રેષ્ઠતમ શક્તિ છે. હું પરમેશ્વરનો પુત્ર છું એવી શ્રદ્ધા અને ધૈર્ય હશે તો જ દિવ્ય શક્તિ પ્રકટ કરી શકાય છે. આ શક્તિ સર્વ સ્ત્રી પુરુષોમાં ગુપ્ત રીતે રહેલી છે તેથી સર્વએ શ્રદ્ધાથી માનવું જોઇએ અને કહેવું જોઇએ કે, હું પરમાત્માનો પુત્ર છું. તેત્રીસ કરોડ દેવતા મારા શરીરમાં છે, એવું દઢ રીતે તમે સમજો તો જ તમારામાં પણ દિવ્ય શક્તિ પ્રકટ થશે આ વિષે શંકા નથી, તો પછી આ પ્રચંડ શક્તિનો ઉપયોગ કેમ થતો નથી ? એવો પ્રશ્ન ઉભો રહે છે. એનું એક જ કારણ છે અને તે એ કે આપણો આત્મ વિશ્વાસ તે પર નથી અને આ શક્તિ પ્રકટ કરવાની રીતની આપણને ખબર નથી.'

'સતપંથ સનાતન ધર્મના ગ્રંથો એ જ કહે છે. સતપંથના આ ધર્મગ્રંથમાં સૂર્ય છે, વાયુ છે, વરુણ છે, અશ્વિનીકુમાર છે, ઈંદ્ર પણ છે, એનો વિચાર મેં કર્યો છે તેથી હું કહું છું કે, માનવોમાં અમોઘ શક્તિ છુપાયેલી છે. પેટમાં કંઇ દુઃખતું હોય તો પેટના દેવતા દ્રૌણ છે. એવું જાણીને તે પર સંપૂર્ણ ધ્યાન કેન્દ્રીત કરો એટલે કે તે જેવો હુકમ કરશે તેવું તમારા શરીરમાં બનતું જશે. હું દીન છું, દુર્બલ છું, આ પ્રમાણે ભિખારીની માફક વૃત્તિ થવા દેવી નહીં, હું તો પરમેશ્વરનો પુત્ર છું અને ગમે તે કાર્ય કરી શકીશ એવી આત્મશ્રદ્ધા અને હિંમત હોવી જોઇએ. એમ થાય તો પરબ્રહ્મ પરમાત્માની દિવ્ય શક્તિનો અંશ તમારામાં ઉતરી આવશે એમાં શંકા નથી અને એ જ અંશ મહાન છે. જે રીતે સુકા ઘાસ પર દેવતાનો એકાદ તણખો જો પડે તો દાવાનલ પ્રકટ થાય છે, તે પ્રમાણે આ મંત્ર શક્તિ અગ્નિની એક ચિનગારી પ્રમાણે છે. દુનિયામાં જેટલી શક્તિ છે તેટલી શક્તિ માનવના દેહમાં ભરેલી છે. સતપંથ સનાતન ધર્મના મંત્રોમાં આ શક્તિનો પુરેપુરો ઉપયોગ રહેલો છે. એનો અનુભવ કરી જુઓ.

અથર્વવેદનો હિંદુધર્મમાં ઘણો મોટો મહિમા છે. તેમાં બ્રહ્મા એ અધ્યક્ષ સ્થાને છે અને તેને માનનારો અથર્વવેદી ગણાય છે. મેં તેનો પૂર્ણ અભ્યાસ કર્યો છે. આ અથર્વવેદમાં વિશ્વનું મોટામાં મોટું શાસ્ત્ર રચાયેલું જણાઇ આવે છે. આ વેદના તમે સર્વ અનુયાયી છો. આ વાત મારા સદ્ભાગ્યની જ ગણાય. સતપંથના ગ્રંથકર્તાએ અથર્વવેદના જ સર્વ દ્દષ્ટાંત લીધેલાં છે. યજ્ઞમાં પણ અથર્વવેદી બ્રાહ્મણ જ જોઇએ. આ વેદનું આટલું મોટું મહત્વ આ માટે જ છે કે દરેક માણસ આ વેદ પ્રમાણે પોતાની શક્તિ વધારી શકે છે. વેદમાં કહેલી ઋચાઓ અનુસાર કૃતિ કરાય તો ઇચ્છા શક્તિના બળ પર માણસ દીર્ઘાયુષી થઇ શકે છે. પ્રાચીન ઋષિ મુનિઓ

અને અવતારી પુરુષો પોતાનું આયુષ્ય સત્કારણે લાવી શમ, સંતોષ, શાંતિથી પ્રદીર્ઘ કરતા હતા. તેવું દીર્ઘાયુષ્ય તમે આજે પણ મેળવી શકો. આજે ગમે તેવો ઘોર કલિયુગ હોય તેનો તમે સત્યયુગ કરી શકો છો એવું અથર્વવેદ કહે છે. વિશ્વના સર્વ દેવોની શક્તિથી હું કાર્ય કરી શકું છું. તેમની પર મારો પ્રભાવ છે. એવી ભાવના તમે જાગૃત કરો ત્યારે જ તે શક્તિ તમને પ્રાપ્ત થશે.

અથર્વવેદમાં તો કેટલીક વિદ્યાઓ છે, તેમાં લખેલું છે કે શરીર પર જો સોનું પહેરવામાં આવે તો આયુષ્ય વધે છે, તો પછી ઇંજેકશનની શું જરૂર ? મન મજબૂત કરો એવું આ વેદ કહે છે. તેમાં એવું પણ કહેલું છે કે વનસ્પતિ પાસે વૈદ્ય જાય અને કહે કે રોગીને દવા આપવાની છે તો તેનો રોગ તું દૂર કર. આ પરથી એવું સિદ્ધ થાય છે કે વનસ્પતિમાં પ્રાણ છે. વનસ્પતિમાં બીજાને દુ:ખ આપવાની ભાવના હોતી નથી. આપણો પણ એવો ધર્મ હોવા છતાં આપણે બીમાર પડીએ છીએ. વેદ કહે છે કે પ્રથમ માણસનું મન બીમાર થાય છે અને તે પછી શરીરમાં બીમારી આવે છે. આપણે જો બાહ્ય જીવન નિરોગી રાખેલ હોય તો આપણે બીમાર પણ ન થઇએ.

સતપંથ અને હિંદુધર્મમાં બીજાં શાસ્ત્રોની અશક્તિ એટલે શાસ્ત્રોનો અનુવાદ થવો જોઇએ તે, આ એક અલ્પ દૂષણ છે. અનુવાદિત થયેલાં આ પુસ્તકો તમે પાસે રાખો. ખ્રિસ્તીઓનું બાઇબલ બારસો ભાષામાં અનુવાદીત થયેલું છે. તે પ્રમાણે વેદોનું પણ થવું જોઇએ. અથર્વવેદનું જો ભાષાંતર કરવામાં આવે તો દેશના ડૉકટરોની સંખ્યા પુષ્કળ ઘટી જશે. આજે માણસની ધાર્મિક ભાવના ઘટી ગઇ છે તેથી જ ડૉકટરોની સંખ્યા વધી ગઇ છે. ગાયનું દૂધ, ઘી, સંધ્યા-હવન વગેરે આ બધું જતું રહ્યું. જ્યારે આ સર્વ હતું ત્યારે આ વ્યર્થ હાડમારી ન હતી. પણ આજે તો તેવી ગાયો નથી અને તેવી ગાયનું દૂધ, ઘી પણ નથી. અથર્વવેદમાં ગાયનો એવો એક અધ્યાય છે અને તેમાં ગાયના વિષે જ્ઞાન આપવામાં આવેલ છે.

ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ આ આપણા ચાર વેદ છે, તેમાં અથર્વવેદ  માનવ જીવનનો મહત્વનો વેદ છે. એમાં કોઇપણ વ્યક્તિ બીમાર નહિ પડવા માટેની ચાવી છે. પાણીમાં સર્વ પ્રકારની દવાઓ છે એવું તેમાં દર્શાવેલું છે. તેનો ઉપયોગ અને પ્રકારોનું પણ

વર્ણન કરેલું છે. આજે ડૉકટર હજારો દવાઓ વાપરે છે પણ અથર્વવેદમાં એકલા પાણીમાં સર્વ દવાઓનો ગુણધર્મ છે તે દર્શાવેલ છે અને તે માટે પાણીનો કેવી રીતે ઉપયોગ કરવો તે પણ જણાવેલ છે. સૂર્ય પ્રકાશ રોગ નિવારણ કેવી રીતે કરે છે તે અંગે પણ માહિતી તેમાં છે. આજે તો યુરોપના લોકો નગ્ન થઇ સૂર્ય સ્નાન કરે છે. ત્યાં બારે માસ હવામાં ગરમી ન હોવાથી સૂર્ય સ્નાન તેમના માટે ઘણું જ મહત્વનું અને આલ્હાદદાયક છે. આપણે ત્યાં તો ઇશ્વરે આપણને જોઇએ તેટલું અને જોઇએ ત્યારે મળે એ રીતે આપેલ છે. સંસ્કૃતમાં ઘરનું નામ રોગ એવું છે, કારણ કે ઘરમાં સૂર્યપ્રકાશ આવી શકતો નથી. છ માસ સૂર્ય કિરણ શરીર પર લેવાનો પ્રયોગ કરી જુઓ, તમને એક પૈસો પણ ખર્ચ આવશે નહીં અને તેમ કરવાથી કેટલીયે બીમારીઓ દૂર થઇ જશે એનો અનુભવ કરો.

રાજકારણ વિષે પણ અથર્વવેદનું સ્થાન કેટલું ઉંચુ છે તે જુઓ, વિચાર કરી કારોબાર ચલાવવો. સરકારમાં સચ્ચાઇ જોઇએ આ તેમાં કહેલું છે અને તે સિવાય રાજકર્તાઓની ભાવના ઉદાર જોઇએ. તદુપરાંત રાજ્યમાં લાંચરૂશ્વતનો પ્રકાર થવો ન જોઇએ, એવું તેમાં જણાવેલ છે. આ જોતાં આપણું તંત્ર કેવું છે એનો વિચાર કરો.

આ પ્રકારે આરોગ્ય, રાજકારણ, ગૃહ વ્યવસ્થા, આદર્શ જીવન સંસ્કૃતિ સિવાય વધારાના કેટલાક વિષયોનું જ્ઞાન પણ જણાવેલ છે. એવું પુસ્તક સર્વ ભાષાઓમાં શબ્દશઃ અનુવાદીત કરવું જોઇએ. તે માટે આ કાર્યમાં કોઇ અડચણ ન આવે તેની કાળજી લો. સતપંથ ધર્મ ગ્રંથમાં જે કંઇ કઠિન સાહિત્ય હોય તે દૂર કરો અથવા તે બધા લોકો સમજી શકે એવું કરો. આ કાર્ય માટે તમને શકય તેવી સલાહ આપવા હું તૈયાર છું. તમારી પાસે આ પ્રકારનું દિવ્ય જ્ઞાન હોવા છતાં તમારી ઉન્નતિ કેમ ન થઇ શકે ? જે પ્રત્યક્ષ છે તેને પ્રમાણોની જરૂર શી ?

નિંદ્રામાં શક્તિ છે અને તે કરોડો રૂપિયાથી મળતી નથી. મહંમદ ગઝની ભારતને લુંટીને ગયો, તે પછી મરવા પડયો ત્યારે ધનના ઢગલા સામે જોઇ રડવા લાગ્યો. રડીને શક્તિ મળતી નથી પણ નિંદ્રાથી શક્તિ મળે છે, ત્યાગથી શક્તિ મળે છે, ભક્તિથી શક્તિ મળે છે. સર્વનું જે ભરણ પોષણ કરે છે તેનું જ નામ નિંદ્રા. તે જો નિયમિત હશે તો આપણે મહાશક્તિના સ્વામી બની શકીશું. ચાર દિવસ ઉંઘ ન આવે તો આપણું ચિત્ત બેચેન બને છે. પરમેશ્વર પ્રાપ્તિ માટે આ વાત ઇષ્ટ છે. પરમેશ્વર પ્રાપ્તિનો સાચો અને સહેલો માર્ગ એટલે શાંત ભાવથી

અને એકાગ્રતાથી તેની પ્રાર્થના કરવી. ભજન, ગાયન, સ્મરણ કરવાથી મોટી તકલીફો દૂર થાય છે અને મનમાં આનંદ મળે છે. પરમેશ્વરમાં તલ્લીન થવા માટે એકાગ્રતાપણું મોટું મહત્વનું સાધન છે.

અથર્વવેદમાં એકંદર છ હજાર મંત્ર છે. આ ઇશ્વરે રચેલા અને ઋષિમુનિઓ રચિત મોટી સંપત્તિ છે તેનો ઉપયોગ કરો, જગત દુ:ખમય નથી. પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ પાસેથી કોઇ દુ:ખ થયું છે ? તો પછી જગત દુ:ખમય હોઇ શકે ? માનવ જીવનને સુખી અને સમૃદ્ધ કરવા એ જ પંચમહાભૂત ઉપયુક્ત રહે છે. એક જલેબી પચતી હોય અને પાંચ ખાધી અને અપચન થયું તો દોષ કોનો ? આપણે પોતે જ દુ:ખ નિર્માણ કરીએ છીએ, પરંતુ જગત તો આનંદમય અને સચ્ચિદાનંદ પરમાત્માના રમ્ય લીલાઓથી ભરેલું છે. હું જે માર્ગનો છું તે જ માર્ગના તમે પણ છો. તમે શક્તિમાન છો એવું માની તમારામાં જે ઓછાપણું હશે તે દૂર કરવાનો પ્રયત્ન કરો.' આ પ્રકારનું ઉદ્‌બોધન પં. સાતવળેકરજીએ કહેલું છે. આ પરથી એ પ્રમાણિત થાય છે કે સતપંથ ઘટપાટ વારિયજ્ઞ પૂજાવિધિ કર્મકાંડમાં દિવ્ય શક્તિ છે. તે જાણીને આપણે પણ આત્મ સાક્ષાત્કાર કરવો છે.

આ કળશ પૂજા વારિયજ્ઞ વિધિ દ્વારા મહાન કર્મ માર્ગ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે સતપંથી અનુયાયીઓને દર્શાવેલો છે. આ કર્મ માર્ગની માનવ જીવનમાં જરૂર કેમ જણાય છે તેની સ્પષ્ટતા કરતાં શ્રી સદ્‌ગુરુ કહે છે કે, -

**દેહને આગે પ્રારબ્ધ કર્મ, તે પોતે અભોગતા બ્રહ્મ,**
**એમ જે જાણે અનુભવ યુક્તિ, તેણે કહીયે જીવન મુક્તિ.**
**દેહને હું માને કોઇ જેહ, મહાદોષી કહીયે તેહ,**
**આત્મબુદ્ધિ જેણે ભાઇ, મહાપુણ્ય-વંત ગણીયે ભાઇ.**

માનવ જીવન સમૃદ્ધ, સુખી અને ઉન્નત કરવા માટે કર્મની આવશ્યકતા છે. જ્ઞાન, ભક્તિ, જપ, તપ વગેરે સાધન કર્મ વગર અધુરા રહે છે કારણ દરેક સાધનના મૂળ પાસે કર્મ હોય જ, માટે આ કર્મ માર્ગનું વિશુદ્ધ રીતે આચરણ કરવું જોઇએ. સતપંથમાં ઘટપાટ, કળશપૂજા વારિયજ્ઞ વિધિ આ એક યજ્ઞ જ છે, કારણ તેમાં અનેકાનેક સૃષ્ટિ ચક્ર ચાલક દેવ

દેવતાઓનું આહવાન કરી આરાધના કરવામાં આવે છે તેથી તે એક યજ્ઞનો મહાન કર્મ માર્ગ  જ છે. ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે કે, -

**नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।**
**शरीरयात्राऽपि च तेन प्रसिद्धयदकर्मणः ।।**
**- भगवद गीता ३/८**

હે અર્જુન ! તું પોતાનું વિહીત એટલે સ્વધર્મોક્ત કર્મ કર. કારણ કર્મ ન કરવા કરતાં કર્માનુષ્ઠાન શ્રેષ્ઠ છે અને સિવાય કર્મનો સ્વરૂપતઃ ત્યાગ કરવાથી તારી જીવન યાત્રા પણ સારી રીતે ચાલશે નહીં. શરીર યાત્રા ચલાવવા માટે કરવું જરૂરી જણાય જે જે કર્મ તે તે અપરિહાર્ય હોવાના કારણે નિયત કર્મની ગણનામાં તેનો પ્રથમ ઉલ્લેખ કરેલો છે. નિયત કર્મ આગળ જણાવ્યા મુજબ છે, - (૧) શરીરયાત્રા ચલાવવા માટે અપરિહાર્ય એવું કર્મ. (૨) સ્વવર્ણાશ્રમધર્મ વિહીત નિત્ય નૈમિત્તિક કર્મ. (૩) સ્વભાવજ કર્મ. (૩) યજ્ઞ તપ દાનાદિ પાવન કર્મ. (૫) લોક સંગ્રહાર્થ પ્રસંગપાત કરવા જરૂરી જણાય તે કર્મ.

પ્રાચીન સમયે સૃષ્ટિના આરંભ સમયે યજ્ઞમૂલક કર્તવ્યનો ઉપદેશ કરી માનવ પ્રાણીઓની ઉત્પત્તિ કરી તેમને પ્રજાપતિએ કહ્યું; આ યજ્ઞથી તમે પોતાની અભિવૃદ્ધિ કરી લો. આ યજ્ઞ જ તમન ઇચ્છિત વસ્તુ આપનારો કામધેનુ બનો. આ યજ્ઞ સાધના વડે તમે દેવોને સંતુષ્ટ કરો અને તે દેવો પણ તમને સંતુષ્ટ કરશે. આ પ્રમાણે પરસ્પરને સંતુષ્ટ કરી તમે બંને આત્યંતિક કલ્યાણ પ્રાપ્ત કરી લો.

બુદ્ધિ વિશિષ્ટ એવો મનુષ્ય પ્રાણી જે સમયથી આ સૃષ્ટિ પર સંચાર કરવા લાગ્યો તે સમયથી તેને યજ્ઞની જરૂર જણાવા લાગી. સર્વ માનવ જાતિને આવશ્યક એવો આ યજ્ઞ કયો ? આ વિષે ગીતામાં સ્પષ્ટ ઉલ્લેખ છે કે કેવળ હોમ હવન કરવું એટલે યજ્ઞ નથી અને હોમમાં જે જે દેવતાઓને ઉદ્દેશીને આહુતિ આપવામાં આવે છે તેટલા જ દેવતા, એવો સંકુચિત અર્થ અભિપ્રેત નથી. જેને જેની સેવા અથવા ઉપાસના કરવી પડે તે તેનો દેવ. સતી પતિની સેવા  કરે છે એટલે પતિ આ સતીનો દેવ, શિષ્ય ગુરુની સેવા કરે છે એટલે ગુરુ શિષ્ય માટે દેવ જ છે. આ દૃષ્ટિથી પુત્રને માતા પિતા, અનાથને રક્ષણકર્તા, આશ્રિતને આશ્રય દાતા, ભીતિગ્રસ્તને અભય દાતા, પતિતને ઉદ્ધારકર્તા એ તે તે કાર્ય પૂરતા દેવ જ છે. બ્રાહ્મણ વર્ગ

જ્યારે સર્વ વર્ણોનો પૂજ્ય હતો ત્યારે તો ભૂદેવ અને રાજા વિષે સમાજમાં આદરભાવ હતો ત્યારે તો નૃદેવ (નૃપતિ) ગણવામાં આવતો હતો.

ઇહલોકના માનવ પ્રાણી કરતાં સ્વર્ગના અદ્રશ્ય વ્યક્તિ વધુ સામર્થ્ય સંપન્ન હોવાથી માનવ જાતીને પરલોકના દેવતા પૂજ્ય અને ઉપાસ્ય જણાયા અને એવા અદ્રશ્ય શક્તિઓને ઉદ્દેશીને જ દેવ આ શબ્દ પ્રચારમાં આવ્યો. ગીતામાંના યજ્ઞ શબ્દની પણ સંકુચિતતા જતી રહી અને તેની વ્યાપ્તિ વધી ગઇ, તેથી યજ્ઞ એટલે પૂજ્ય વ્યક્તિ માટેનો ત્યાગ કે એવો પૂજ્ય વ્યક્તિઓની સેવા એવો અર્થ નિશ્ચિત થાય છે. એવી રીતે સૃષ્ટિનાં માનવી અને પ્રાણીઓની ઉત્પત્તિ યજ્ઞથી જ થયેલી છે. તેથી તમે પરસ્પરને સંતુષ્ટ કરી પોતાનું કલ્યાણ સાધ્ય કરી લેવું જોઇએ. દુનિયામાં શ્રેષ્ઠ તન્મૂલક (દેહમાં રહેલા) સેવ્ય સેવક ભાવ જરૂરી હોવાથી દરેક વ્યક્તિએ તે વસ્તુ સ્વ સામર્થ્યથી પ્રાપ્ત કરી લેવી. અશક્ય હોય તે શ્રેષ્ઠીઓની ઉપાસના કરીને મેળવી લેવી અને તે ઉપાસના માટે પોતાના માલિકીની કોઇપણ પ્રિય વસ્તુનો ત્યાગ કરવા પ્રવૃત્ત થવું જોઇએ. દેવોની ઉપાસના કરી તેમના માટે યજ્ઞ કરી તેમને સંતોષ આપવો અને દેવોએ પણ પોતાના ઉપાસકોને ઇચ્છિત વસ્તુ આપી તેમને સંતુષ્ટ કરવા જોઇએ. એવો આ નિયમ અખંડ પાળવામાં આવે તો સૃષ્ટિનું કાર્ય સુખ સંતોષથી ચાલી શકશે. પ્રજાએ રાજાને વેરો આપવો, રાજાએ પ્રજાનું સંરક્ષણ કરવું. શિષ્યોએ ગુરુની સેવા કરવી અને ગુરુદક્ષિણા આપવી અને ગુરુએ શિષ્યોને શિક્ષણ આપી વિદ્યા સંપન્ન કરવા. કુટુંબના નાનાઓએ વડીલોની આજ્ઞાનું પાલન કરવું અને વડીલોએ તેમનું સર્વતોપરી પાલનપોષણ અને સંવર્ધન કરવું. નિર્ધનોએ ધનિકોની સેવા કરવી અને ધનિકોએ તેમનો સાંસારીક યોગક્ષેમ ચલાવવો. તે પ્રમાણે માનવ પ્રાણીઓએ દેવોને ઉદ્દેશીને યજ્ઞયાગાદિ કર્મો કરી દેવોને પ્રસન્ન કરી લેવા જોઇએ અને દેવોએ તેમના સંકટનું નિવારણ કરી તેમનો અભ્યુદય કરવા એવા આ અન્યોન્ય સંબંધ અખંડ રીતે ચલાવવા જોઇએ, એવો જ ઉદ્દેશ પરમેશ્વરનો આ સૃષ્ટિ નિર્માણ કરતી વખતે હતો અને તે હેતુ ઓળખી દરેક પોત પોતાની રીતે કર્તવ્ય એટલે કે યજ્ઞ કરવા જોઇએ.



એ જ કર્તવ્યની કલ્પના ઋણ આ શબ્દથી પ્રાચીન ઋષિઓએ વ્યક્ત કરેલી છે. પ્રત્યેક મનુષ્ય પોતાની સાથે દેવ ઋણ, ઋષિ ઋણ અને પિતૃ ઋણ એવાં ત્રણ ઋણો લઇ જન્મે છે. આ ત્રણ ઋણોમાં હજુ એક સામાજીક ઋણની ગણત્રી ગીતામાં કરેલી છે, અને તે બદલો

વાળવાનું સાધન એટલે લોક સંગ્રહ માટે કર્મ કરવું અને તે પ્રિત્યર્થે યજ્ઞ કરવા આવશ્યક છે. યજ્ઞ દ્વારા સંતુષ્ટ થયેલા દેવતા તમને ઇચ્છિત વસ્તુ આપશે. જે મનુષ્ય દેવોએ આપેલ ઇચ્છિત વસ્તુ તેમને સમર્પણ કર્યા સિવાય પોતે ભોગવે છે તે ચોર જ છે. દેવના ઉદ્દેશથી યજ્ઞ કર્યા બાદ જે વસ્તુ બાકી રહેશે તેનો ઉપભોગ કરનારો સજ્જન સર્વ પાપોથી એટલે તે વસ્તુ પ્રાપ્ત કરતી વેળા થયેલ દોષથી મુક્ત થાય છે. જે કેવળ પોતાના માટે જ એટલે કે યજ્ઞની ભાવના મનમાં ન રાખતાં અન્ન રાંધે છે તે પાપી જાણે કે પાપ જ ભક્ષણ કરે છે. અન્યનો યોગ્ય ભાગ ન આપવાથી તેનો અપહાર કાર્યનું અને ઋણમુક્તિ સંપાદન ન કરવાનું પાપ તેમને લાગે છે.

ભગવાન શ્રી કૃષ્ણ ગીતામાં કહે છે કે, સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ અન્નથી જ થાય છે. અન્નની ઉત્પત્તિ પર્જન્ય (વરસાદ)થી થાય છે અને યજ્ઞ કરવાથી પર્જન્ય થાય છે. યજ્ઞ કર્મમાંથી નિર્માણ થાય છે. કર્મ વેદાજ્ઞાથી ઉત્પન્ન થાય છે. વેદ સગુણ બ્રહ્માના મુખમાંથી નિર્માણ થયા છે અને આ સગુણ બ્રહ્મ સર્વ વ્યાપી પરબ્રહ્મથી નિર્માણ થયું છે. એવી રીતે પરબ્રહ્મ સર્વ વ્યાપી હોવાથી જ્યાં જ્યાં યજ્ઞ કર્મ ચાલુ હોય ત્યાં ત્યાં પરબ્રહ્મનું અધિષ્ઠાન નિશ્ચિતરૂપે હોય છે. વેદોએ પ્રતિપાદન કરેલું જે કર્મ તેમાં ૐકાર રૂપથી પરબ્રહ્મ અધિષ્ઠિત હોય છે. સિવાય યજ્ઞાર્થ કરેલું કર્મ વેદ પ્રતિપાદિત હોય છે. તેમાં ત્યાગવૃત્તિ, ઉપાસના બુદ્ધિ, અનાસક્તિ વગેરે ગુણો હોવાથી યજ્ઞ માટેનું કર્મ કરવું એ એક ઇશ્વરની ઉપાસના જ હોય અને એવી ઉપાસના કરનારો પુરુષ મોક્ષ પ્રાપ્ત કરી લે છે. અર્થાત્ યજ્ઞ રૂપથી જ્યાં જ્યાં ઉપાસના ચાલતી હશે ત્યાં ત્યાં યજ્ઞકર્તાને મોક્ષસિધ્ધિ થવાનું અભિવચન ભગવાને આપેલ છે. ત્યારે આ યજ્ઞાર્થે કરેલું નિષ્કામ કર્મ બંધનકારક ન થતાં મોક્ષદાયક થાય છે આ સ્પષ્ટ થાય છે.

જે મનુષ્ય આત્મ સુખમાં રમે છે, આત્માનંદમાં જ તૃપ્ત અને આત્મ જ્ઞાનમાં જ સંતુષ્ટ રહે છે તેને કર્તવ્ય જેવું કંઇ રહેતું નથી. તેને કર્મ કરીને કંઇ પોતાનું સુખ મેળવવાનું હોતું નથી અને કર્મ ન કરીને પણ તેને કંઇ પ્રાપ્ત કરવાનું હોતું નથી. તેમજ દુનિયાના કોઇ પણ જીવ માત્ર સાથે તેનો પોતાનો કોઇ અર્થ પ્રાપ્તિનો હેતુ સંકળાયેલો હોતો નથી. તેને બીજાઓથી કંઇ પણ મેળવવાનું હોતું નથી, તેથી જ તેઓ પરોપકાર માટે નિષ્કામતાથી કાર્ય કરી શકે છે. તેથી એવા નિષ્કામ કર્મયોગી પ્રમાણે તમે પણ આત્મ રત, આત્મ તૃપ્ત અને આત્મ સંતુષ્ટ થઇને અનાસક્ત બુદ્ધિથી પોતાનું યજ્ઞમય આવશ્યક કર્તવ્ય હંમેશાં કરતા રહો. કારણ એવા પ્રકારના આસક્તિ રહિત પુરુષ જ નિષ્કામ કર્મનું આચરણ કરતા રહીને પરમ સ્થાન મોક્ષ

પ્રાપ્ત કરે છે. **શ્રેષ્ઠ પુરુષ જેવું આચરણ કરે છે તેવું જ આચરણ સામાન્ય લોકો પણ કરે છે. શ્રેષ્ઠ પુરુષ જે ધર્મ પ્રમાણભૂત માને છે તેને અનુસરીને સામાન્ય લોકો પણ વર્તન કરે છે.** અજ્ઞાની માણસો કર્મના ફળ પ્રત્યે આસક્તિ રાખી કર્મ ઉત્સાહથી કરે છે તેવું જ લોકસંગ્રહ કરવાની ઇચ્છા રાખનારા આત્મજ્ઞાની માણસે આસક્તિ રહિત ઉત્સાહથી કર્મ કરવું. જ્ઞાની માણસે કર્મની જગ્યાએ આસક્તિ હોય તેવા અજ્ઞજનોનો પોતાના સ્વૈર આચરણથી કે કર્મત્યાગથી બુદ્ધિ મન ભેદ કરવો જોઇએ નહીં. આટલું જ નહો પણ તેઓએ સમત્વ બુદ્ધિથી પોતે સર્વ કર્મો કરી દૃષ્ટાંતરૂપે લોકોને તે કર્મ અંગે અભિરૂચી થાય એવું કરવું જોઇએ.

સતપંથ ઘટપાટ પૂજા વારિયજ્ઞ વિધિ દ્વારા સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે પણ સકામ અને નિષ્કામ કર્મ આચરણનું સાધન સતપંથ સંપ્રદાયમાં કહેલું છે. તે જ માધ્યમથી ભગવાનની નિષ્કામ ભાવનાથી ઉપાસના કરવાની શિક્ષા સદ્‌ગુરુએ આપેલ છે. ગુરુવાણીના એક પદમાં તેઓએ કહેલું છે કે, :-

**યુગ પરમાણે વેદને ધ્યાવો મુનિવરો, ભાઇ કાહેને ખોવે પૂર્વજન્મની કમાઇ.**
**એક કરી સેવો ને ગીનાન વિચારો, જીત્યા ફલ તમે કાહે ને હારો.**
**ખરા ખરી વેળામાં રમત માંડી, કહા તમે ચાલ્યા સત છાંડી.**
**પરન્યા મેલીને પરઘર જાવે, બેઇમાની જીવડો વૈકુંઠ ના પાવે.**
**જનમ દુહાગણ હોતી જે નારી, આજ સતપંથ મલીયા સુહાગણ નારી.**
**ચાર જુગની દુહાગણ નારી, દેવ દુનિયામાં રહે છે બિચારી.**
**પાંચ મળીને તેનો વમરસ કીજે, ખરા ખોટા રતન તમે પરખીને લીજે.**
**સાચને મળો ને જુઠ ના બોલો, જેમ શિંગડાથી તુટો છે વેંલો.**
**સત ક્રિયા મુખે સાચું જો બોલો, ગુરુ ગતમાં જઇ અપરાધ ખોલો.**
**આદ ઉનાદ આજે સતપંથ સાચું, એણે પંથે ચઢીયા કોઇ નથી વળીયા પાછુ.**
**સાચે ઇમાને પ્રભુની ભગતી કીજે, કુટુંબ પદ અમરાપુરી લીજે.**
**જ્ઞાન ધ્યાન વેદ કેવાએ ચાલો, સાચા ઇમાની જીવ વૈકુંઠ માણો.**
**નિર્મળ મન કરી દીજે હો દાન, જીકરે જાગી કરો ઉત્તમ કામ.**

આગમ ગુરુજી બતાયા છે ભેદ, ફલ છે અનંત તમે કરો ન ખેદ.

તારૂ સવેળામાં સુમરણ કીજે, ગુરુ ગતમાં જઇ અમરપદ લીજે.
પુરુષ નારીના એ છે ધરમ, કરસો ખમીયા તો નહીં લાગે કરમ.
યહા કછુ દેસો તો આગળ જાઇને લેસો, સુક્રીત વિના જીવ ઝુરી ઝુરી મરસો.
અથર્વ વેદ બોલ્યા આ પર્વ સાચું, ફલ છે પાકુ પણ દીસે છે કાચું.
કહેત ઇમામશાહ કાહી વિલંભ ન કીજે, પવિત્ર દષ્ટે ફલ અમીરસ પીજે.

આ પ્રકારે માનવ જીવન સુખી સમૃદ્ધ થાય, તેમનું દુઃખ, કષ્ટ, કલેશ, દીનતા દૈવી ઉપાસનાથી ક્ષીણપ્રાય થાય, તેની સાંસારીક ઉન્નતિ થાય, સર્વાંગીક વિકાસ થાય અને પરમાર્થનો લાભ થાય. કર્મ દોષ નિવૃત્તિ થાય અને આત્મસાધન જોડાય. તે પાત્ર-યુક્ત થાય તે માટે સદ્‌ગુરુએ આ કર્મ માર્ગ અથર્વવેદના અનુસંગે ઉપદેશ કરેલો છે. કળશ પૂજા એટલે વારિયજ્ઞ કે જલયજ્ઞ થાય એવું કહે છે. **અગ્નિના માધ્યમથી યજ્ઞમાં જે રીતે અલગ અલગ દેવતાઓની ઉપાસના કરવામાં આવે છે, તેવી સૃષ્ટિ ચાલક દેવતાઓની અને ઈષ્ટ આરાધ્ય દેવતોની ઉપાસના પણ આ ઘટપાટ પૂજા વારિયજ્ઞ વિધિ દ્વારા આ સતપંથમાં કરવામાં આવે છે.**



# પ્રકરણ - ૪

## સતપંથમાં ધાર્મિક બાધા-માનતા અને ઉત્સવ

સતપંથ સંપ્રદાયના તીર્થ સ્થાનોમાં અનેક પ્રકારના ચમત્કાર આજ પર્યંત ચાલુ રહેલા જોવામાં આવે છે. આ વાતો એટલે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનાં દિવ્ય શક્તિના પ્રતિકો જ છે. આ પ્રકારની ઘટનાઓનું વર્ણન નીચે જણાવ્યા પ્રમાણે છે.

(૧) ભવિષ્ય વિષયક બેડી - શુકનાવલી.

(૨) ગંગાકુવા માહાત્મ્ય, કુંવારિકા ક્ષેત્ર દર્શન પૂજા.

(૩) સતપંથ તીર્થ ધામ ઉપરની માનતાઓ, બાધા અને પૂર્તતા.

(૪) સામાજિક અને ધાર્મિક ઉત્સવ, વ્રતો.

સાંકળ નથી = સરૈયાનો વળો છે, જોઈએએ પ્રમાણે ખૂલીજ ય અથવા બંધ રહે એવી રીતે પહેરાવી શકાય.

Hajazarveer is hinduised name given to "Hazarbeg" a muslim follower of Imamshah

### (૧) ભવિષ્ય વિષયક બેડી - શુકનાવલી

સતપંથનું મુખ્ય તીર્થ ક્ષેત્ર પીરાણામાં લોખંડની બેડી (સાંકળદંડ જેવી) છે, તે દ્વારા લોકો પોતાના ભવિષ્યના ગૂઢ પ્રશ્નોના ઉત્તરો મેળવતા હોય છે. આ પ્રશ્ન એટલે નોકરી, ઉદ્યોગ ધંધો, રોજગાર, વિવાહ, સંતાન પ્રાપ્તિ, શૈક્ષણિક, નૈતિક કે આરોગ્ય વિષયક એવા અનેક પ્રકારના હોઇ શકે છે.



પ્રથમ આ બેડી સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ અને તેમના સેવક હાજરવીર,

એમની સમાધિ પરથી ફેરવીને હાજરવીરની સમાધિથી વીસ પગલાં દૂર સામે ઉભા રહી પોતાનો પ્રશ્ન સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજને ભક્તિ ભાવથી કહીને હાથ જોડવા. તે પછી બંને પગમાં બેડીઓ પહેરવામાં આવે છે, બન્ને પગની બેડીઓ સાંકળથી એકબીજાને જોડવામાં આવે છે. કોઇપણ પ્રકારનો તનાવ ન આવે એ રીતે ધીમે ધીમે ચાલવા શરૂઆત કરવામાં આવે છે. પ્રશ્ન છૂટવાનો હોય અથવા અનુકૂળ ઉત્તર મળવાનો હોય તો સાંકળ આપોઆપ કડીમાંથી નીકળીને અવાજથી બાજુમાં ફેંકાઇ જાય છે. પગમાંની બેડી જો એક બે પગલામાં જ છૂટી જાય તો સમજવું કે પોતાનું કાર્ય વહેલી તકે સિદ્ધ થશે. પાંચથી છ પગલાં ગયા પછી છૂટી જાય તો સમજવું કે થોડો સમય લાગશે અને હાજરવીરની સમાધિ સુધી જઇને પણ જો બેડી આપો આપ છૂટી ન પડે તો સમજવું કે આપણું કાર્ય સિદ્ધ થઇ શકે તેમ નથી. હજુ પણ આ રીત અસ્તિત્વમાં છે અને ઘણા લોકો આ પ્રકારનું શુકન જોઇ માનતા કે બાધા રાખી પોતાનું જીવન સુખી બનાવે છે.

સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજની હયાતીમાં તેઓ પોતે જ આ સર્વ વાતોનું ભવિષ્ય જાણી કહેતા હતા, પરંતુ તેમના પછી સદ્ભક્તોને થનાર દુ:ખ અને ત્રુટીઓ દૂર કરવા માટે તેઓએ આ પદ્ધતિનો ઉપયોગ કરવા સુચવ્યું. જે કાર્ય થાય છે તે કેવળ તે મહાત્માની દિવ્યશક્તિનો જ પ્રતાપ છે.

## (૨) ગંગા કુવો :-

સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના સમાધિ સ્થાનની પૂર્વ બાજુએ દિવાલને અડીને એક કુવો છે. તે કુવામાંથી સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે ભક્તિભાવથી આહ્વાન કરી ગંગાજળ કાઢી યાત્રીઓના સંઘને સ્નાન કરાવી તેમને કાશી વિશ્વેશ્વરનાં દર્શન કરાવ્યાં હતાં એવો ઇતિહાસ છે.

Reference of Narayan Ramji's work
See: 1) 1921 -Pavitra Veddharmano Prakash Ane Pirana Satapanthnan Pakhaand [600] -Page 6
2) Pirana Satapanthni Pol Sambandhi Saiyad Bavasaheb Ahmadali Khakine Javab [602] -Page 3

ઇ.સ. ૧૯૨૦/૨૧ ના સમય દરમ્યાન કચ્છમાં પટેલ નારાયણ રામજીએ સતપંથ અને તેના પ્રવર્તકોના વિરૂદ્ધ પ્રચાર કર્યો. તેનો દુષ્પ્રભાવ અનુયાયીઓ પર થયો અને તેમના મનમાં સંશય થવા લાગ્યો. તેમનામાંથી અમુક અનુયાયીઓએ

દસોંદ = અનુયાયીઓની વાર્ષિક આવકનો 10%

How can someone believe of such miracles in these modern times? This has never happened. This is fake concocted story.



નિશ્ચય કર્યો કે દસવંતની રકમ જે દર સાલ ચૈત્ર સુદ બીજના દિવસે સંઘ પીરાણામાં લઇને આવે છે તે રકમ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ જ્યાં સુધી કોઇ ચમત્કાર ન દર્શાવે ત્યાં સુધી આપવી નહીં. નક્કી કરેલ સમયે સંઘ પીરાણામાં આવી દાખલ થયો. સંઘનાં પગલાં ગુરુ મહારાજના પ્રવેશદ્વારમાં પડતાં તે જ ક્ષણે જ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે જે કુવામાંથી ગંગાજળ કાઢી યાત્રાળુઓને કાશી દર્શન કરાવ્યાં હતાં તે જ કુવામાંથી એકાએક પાણીનો પ્રવાહ ઉપર આવી કિનારા પરથી બહાર પડવા લાગ્યો. એક સરખું આઠ દિવસ સુધી તે ગંગાજળ વહેતું હતું. કચ્છનો સંઘ તો આ ચમત્કાર જોઇ દંગ થઇ ગયો. તે ગંગા કુવા પાસે ઉભા રહ્યા પછી કુવામાં એવો કંઇ ગડગડાટ થતો હતો, કે જાણે કે અંદર કોઇ યંત્ર બેસાડેલું છે. તે પાણીની દિવ્ય સુગંધ આજુબાજુ પ્રસરીને સર્વ વાતાવરણ દિવ્ય સુગંધમય, આનંદીત અને ઉલ્હાસમય બની ગયું. આજુબાજુના ગામોના લોકો આ સમાચાર સાંભળતાંની સાથે જ બધા દોડતા આવ્યા અને સદ્‌ગુરુ મહારાજના આ પ્રત્યક્ષ પ્રગટ ચમત્કાર જોઇ આશ્ચર્યથી ધન્ય થઇ ગયા. કચ્છના સંઘે પણ પોતાનો વિશ્વાસ સુદઢ બનાવ્યો અને સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજની ક્ષમાની યાચના કરી અને અનન્ય ભાવે નમન કરી તેઓએ દસવંતની રકમ અર્પણ કરી. ત્યાર પછી ફુલો, નારીયેળ, ચંદન, અક્ષતથી સાક્ષાત્ ગંગામાતાની પૂજા અર્ચના કરી ગંગાકુવામાં અર્પણ કરી ત્યારે જ પ્રવાહ વહેતો એની મેળે બંધ થયો. તમામ લોકોએ ગંગામાતાનો અને સદ્‌ગુરુ મહારાજનો અને સનાતન સતપંથનો જયજયકાર કર્યો.

Satpanth is founded on such umpteen number of stories of miracles.

ઇ.સ. ૧૯૨૪ ના અરસામાં મહારાષ્ટ્રના ખાનદેશના ફૈજપૂર ગામનાં લોકોને પણ એવા જ પ્રકારનો ગંગા દર્શનનો લાભ થયો હતો. આ વિષે એવું કહેવામાં આવે છે કે ફૈજપૂર, બામણોદ, રાજોરા, ચિનાવલ, રાઝોદા વગેરે ગામોથી આશરે ૩૦૦ સતપંથી અનુયાયીઓ ગુરુ દર્શન માટે પીરાણામાં આવ્યા હતા, ત્યારે તે સમયના ગાદીપતિ શ્રી લક્ષ્મણકાકા પાસે એવો આગ્રહ કર્યો કે અગાઉ કચ્છી બાંધવોને જે પ્રમાણે અહીં ગંગા દર્શન થયું હતું તે જ પ્રમાણે અમોને પણ થવું જોઇએ. તે સમયે દેવસ્થાનમાં રાજા હરિશ્ચંદ્ર વિષે આખ્યાન ચાલું હતું. કાકાએ કહ્યું કે; તમે

આબાલવૃદ્ધોએ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહની સમાધિ સ્થાને ૧૦૮ પ્રદક્ષિણા કરી અત્યંત ભક્તિભાવથી સ્મરણ કિર્તન કરો. તમારી મનોકામના સદ્‌ગુરુ મહારાજ પુરી કરશે.

સર્વેએ સ્નાન કરી ૧૦૮ પ્રદક્ષિણા કરી ભક્તિભાવપૂર્ણ કિર્તન શરૂ કર્યું, આખ્યાનનો વિષય હરિશ્ચંદ્રની કસોટી અને સત્વ પરીક્ષા એવો જ હતો. સર્વ આખ્યાનના શ્રવણમાં તલ્લીન થયા. તારામતીની અને હરિશ્ચંદ્રની આખરની સત્વ પરીક્ષા ચાલુ હતી, ત્યારે સર્વેના આંખોમાંથી અશ્રુપ્રવાહ વહેતો હતો. તે જ સમયે ભગવાન પ્રકટ થયા. ભગવાનના નામનો જયઘોષ શરૂ થયો અને બહાર મોટેથી જયનાદ શરૂ થયો. "गंगा मैया की जय ! सद्‌गुरु श्री इमामशाह महाराज की जय ! श्री निष्कलंकी नारायण भगवान की जय !! सनातन सतपंथ धर्म की जय !!!"

અંદરનો જયઘોષ થયા બાદ બહારનો કોલાહલ શું છે એ સાંભળતાં, ગંગા પ્રકટ થયાની જાણ થઇ. સર્વ લોક આતુરતાથી ગંગા દર્શન માટે જવા લાગ્યા. દેહનું ભાન ભુલી એકબીજાના શરીર પર પડી, દોડધામ કરી સર્વ લોકો ગંગા કુવા પાસે ગયા. જુવે તો કુવામાંથી પ્રચંડ અવાજ સાથે પાણીનો પ્રવાહ બહાર ઉભરાતો હતો. અમુક લોકોએ તીર્થ તરીકે પાણી ભરવાનાં પાત્રો ભરી લીધાં અને પાણીનું સત્વ જોવા માટે એક વ્યક્તિએ એવી ઇચ્છા વ્યક્ત કરી કે આ પાણીથી દીવો કરવો, પરંતુ તેટલામાં એક અસ્પર્શ રહેલી સ્ત્રીના સ્પર્શથી ગંગા પ્રવાહ વહેતો બંધ પડી ગયો. તે જ્યાંથી નીકળ્યો ત્યાં એક હાથ જેટલો ખાડો હતો, તેમાં પાણી ભરાયેલ હતું. તેમાંનું પાણી લાવી દીવો સળગાવવામાં આવ્યો ત્યારે તે ઘીના દીવાની માફક પ્રગટતો હતો. તે ખાડામાંના પાણીથી લોકોએ ૪૮ કલાક દીવાઓ સળગાવ્યા તે પછી પાણી નષ્ટ થયું.

Completely false and concocted story. This concept (which looks like Hindu) is used to attract Hindus and make them pray at the Islamic Dargah, there by diverting their faith.

ગંગા કુવાની આ જગ્યા હજુ પણ કુવાના રુપથી હાજર છે. કુંવારીકા ક્ષેત્રનું દર્શન કરવામાં આવે છે. કુંવારીકા ક્ષેત્ર એટલે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે સમાધિ લીધેલ સ્થાન. આ ભૂમિ કુંવારી છે એવી માન્યવરોની માન્યતા છે. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના દશાવતાર ગ્રંથમાં વર્ણન આવેલ છે કે ભગવાનનો દશમો અવતાર જ્યારે પ્રકટ થશે અને ભારતમાં જાંબુદ્વિપમાં આવશે ત્યારે આ કુંવારીકા ભૂમિ પર તેમની સેનાનો પડાવ રહેશે ત્યારે આ ભૂમિ સુવર્ણમય થશે. તેમનું અવતાર કાર્ય પુરૂ થયા બાદ આ ભૂમિ કુમારીકાનું રૂપ ધારણ કરી વિજેતા ભગવાનની આરતી

ઉતારી તેમને વરમાળા પહેરાવશે. એવા પ્રકારની આખ્યાયિકા વર્ણન કરેલી છે. સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના સમાધિ સ્થાનને ૧૦૮ પ્રદક્ષિણા કરી નાહી કરી સ્ત્રી પુરુષો પવિત્ર થઇ કુંવારીકા ક્ષેત્રની મહાપૂજાનાં દર્શન કરે છે. ત્યારે સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજને સ્વર્ગલોકમાંથી પ્રાપ્ત થયેલ સોનાની ઇંટ એટલે કે પાટ, સુવર્ણ કલશ, કલ્પ વૃક્ષ, સ્વર્ગ ગંગા વગેરે વસ્તુઓનાં દર્શન પણ કરે છે.

## (૩) સતપંથ તીર્થ ધામ ઉપરની માન્યતાઓ, બાધા અને પૂર્તતા :-

### ૧. હાજરવીરની તડકામાં તપીને પણ સદૈવ ઠંડી રહેનારી સમાધિ :-

The area near the tomb of Hajzar beb (called Hazarvir to attract hindus) is covered by white marble. The property of white marble is to remain cool compared to other stones. This can be experience at any place where white marble is placed alongwith other stone. The other stone would heat up much more in sun than compared to White marble.

હાજરવીર સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના પરમ સેવક હતા. સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના નિર્વાણ સમયે તેઓએ હાજરવીરને વરદાન આપ્યું હતું કે, 'મારી સમાધિ સામે ખૂલ્લા મેદાનમાં તમારી સમાધિ રહેશે અને લોકો પૂજા કે માનતા ઉતારતી વખતે મારા પહેલાં તમને ફૂલોથી પૂજા કરશે અને ખુલ્લા મેદાનમાં તડકામાં પણ તમારી સમાધિ ભર બપોરે તપશે નહીં ઠંડી રહેશે. સદ્ગુરુના વરદાન મુજબ આજે પણ તેમની જ પહેલી પૂજા કરવામાં આવે છે અને ઉપરથી ગમે તેટલો ગરમ તડકો તપતો હોય તો પણ તે સમાધિ ઠંડી જ રહે છે. તેની બાજુ એક સંગેમરમરનો પથ્થર જડેલો છે. તેની આજુબાજુના પથ્થરો અત્યંત ગરમ થાય છે તો પણ આ પથ્થર ઠંડો રહે છે.

### ૨. ભાભારામ અને કીકીબાઇનું ધર્મ ક્ષેત્ર :-

આ બંને ભાઇ અને બહેન મોટાં સંસ્કારી અને યોગી હતાં. સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના અનુગ્રહથી તેમને આત્મ સાક્ષાત્કાર થયો હતો. સદ્ગુરુનો તેમના પર અપાર પ્રેમ હતો. સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે તેમને વરદાન આપ્યું હતું કે, તમારૂ સ્થાન પણ એક તીર્થ ધામ તરીકે ગણાશે અને તમારા સ્થાનમાં પ્રગટતી અખંડ જ્યોતિને કાજળ આવશે નહીં. ખેડા જીલ્લાના દેવા આ ગામે રહેલું સદ્ભક્ત ભાભારામનું સ્થળ અને તેનાથી બે માઇલ દૂર રહેલા ઋણ, આ ઋણ ગામે સાધ્વી કીકીબાઇનું સ્થળ છે. આ બંને

સ્થળોએ સાડાચારસો વર્ષ પહેલાંથી બળતી અખંડ ઘૃત જ્યોતિ પર હજી સુધી કોઇ પણ સમયે કાજળ આવેલ નથી.

આ વાતની સચ્ચાઇ જાણી લેવા માટે વડોદરાના મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડે એક કાંસાની થાળીને ઘી લગાડી તેને તે જ્યોતિ પર પકડી રાખી પરંતુ તો પણ તેને કાજળ જરા પણ આવ્યું નહીં, ત્યારે પ્રભાવિત થઇ તેઓએ તે જગ્યાના દિવાબત્તીના ખર્ચ માટે અમુક જમીન દાન તરીકે આપેલ છે.

## ૩. નાયાકાકાનું ધર્મસ્થાન :-

સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના ભક્ત શિરોમણી સદ્ભક્ત નાયાજી મહારાજ છે. એમને પણ સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે વરદાન આપ્યું હતું કે, કુકસ ગામે તમારુ સ્થાન થશે અને તે યાત્રાધામ તરીકે માનવામાં આવશે. આ સ્થળે દર વરસે ભાદ્રપદ સુદ બીજના દિવસે મેળો ભરાય છે અને અગણિત લોકો આવે છે. હજારો સ્ત્રી પુરુષ આબાલવૃદ્ધ દર્શન માટે આવે છે. પૂજા અર્ચના સત્સંગ મેળાઓ થાય છે. અહીં બળતા અખંડ ઘૃત જ્યોતિને પણ કાજળ આવતું નથી. લોકો અહીં ચાંદીની વસ્તુથી માનતા ઉતારે છે. દા.ત. જેની આંખો ખરાબ થઇ હોય તેઓ માનતા કરે છે કે જો મારી આંખો સારી થશે તો હું ચાંદીની આંખો અર્પણ કરીશ. કેટલાક ઢોર જાનવરોના બાબતે તો કેટલાક સંતાન પ્રાપ્તિ બાબતે એવી માનતા માને છે. તેવા પ્રકારની ચાંદીની નાની મોટી વસ્તુઓ તૈયાર કરી લોકો તે સ્થળે અર્પણ કરતા હોય છે. હજુ સુધી કેટલીક તે પ્રકારની વસ્તુઓ આ સ્થળે જોવાય છે.

આ દેવસ્થાનના પ્રવેશદ્વાર સામે બે ઉંચા પથ્થરો પડેલા છે, એવું કહેવામાં આવે છે કે, એક સમયે બે ચોર ત્યાં ચોરી કરવા માટે આવ્યા અને પ્રવેશ કરતાંની સાથે જ આ સ્થળે પથ્થર થઇ ગયા. કુકસ અને આજુબાજુના ગામના લોકો મોટું વર્ણન કરી આ કથા કહે છે. લોકો આ ધર્મ સ્થાનને ઘણું જ માન આપતા દેખાઇ આવે છે.

## ૪. ફૈજપુરનું સતપંથ મંદિર :-



પૂર્વ ખાનદેશ એટલે કે જલગાંવ જિલ્લામાં ફૈજપુરમાં સતપંથ સંપ્રદાયનું એક વિસ્તૃત બાંધકામવાળું બે માળનું ધર્મસ્થાન ''શ્રી સતપંથ મંદિર'' છે. આ સ્થળના મંદિરના ઇશાન્ય ખૂણામાં ધર્મ ધ્વજા છે. આ સ્થાન આશરે ૩૦૦ વર્ષથી ફૈજપુરમાં છે. આશરે ૧૦૦ વરસ પહેલાં અહીં ધર્મ ધ્વજા પર આકાશમાંથી શુભ્ર અને સુગંધી ફુલોની વૃષ્ટિ થઇ હતી, વૃદ્ધ લોકો કહે છે કે ફુલોમાં અલૌકિક સુગંધ હતી અને ત્યાંથી એક મહાપુરુષની સ્વારી અદશ્ય રૂપે જતી હોવાથી આ પુષ્પ વૃષ્ટિ થઇ હતી. આજે પણ આ સ્થળ લોકો માટે શ્રદ્ધા અને ભક્તિભાવ માટે એક પવિત્ર સ્થળ તરીકે પ્રસિદ્ધ છે. તાજેતરમાં આ મંદિરનો ઘણો જીર્ણોદ્ધાર થયેલ છે અને એક આદર્શ પ્રેક્ષણિય સ્થળ તરીકે આ પરિસર પ્રખ્યાત છે.

ગુડી પડવાના દિવસે નિશાન - ધ્વજ અર્પણ કરવો, સંતતિ પ્રાપ્તિ માટે માનતા કરી તે અનુસાર બાળકના વાળ ઉતારવા, બાળકના ભારોભાર ગોળ, ખાંડ અથવા મિઠાઇ આપવી (તુલા દાન કરવું) તે જ પ્રમાણે છત્રદાન, અખંડ ધૃત જ્યોતિ માટે ઘી અર્પણ કરવું વગેરે અનેક પ્રકારની બાધા, માનતા આ મંદિરમાં ઉતારવામાં આવે છે.

પીરાણામાં જે પ્રમાણે શુકનાવલી જોવા માટે બેડીની પ્રથા છે તેવા પ્રકારની શુકનાવલી જોવાની પ્રથા ફૈજપુરના સતપંથ મંદિરમાં પ્રશ્નાવલી છે. તેને નંદિકેશ્વર પ્રશ્નાવલી કહે છે, બહુ જુના સમયથી આ પ્રશ્નાવલી છે અને અભિમંત્રિત સ્થાન પરથી પૂછેલી સમસ્યાનો અચૂક જવાબ તે પરથી મળે છે.

## ૫. સતપંથ સંપ્રદાયના અન્ય ધર્મસ્થળો :-

ઉપર જણાવેલ ધર્મસ્થાનો સિવાય જુદા જુદા પ્રાંતોમાં અનેક ધર્મસ્થળો છે. ગુજરાતમાં કાનમ જીલ્લામાં અવાખલ, પીસાઇ. ખંભાતનું બાલેશાહનું મંદિર, સૌરાષ્ટ્રમાંનું ભાવનગરનું સતપંથ મંદિર, સુરતનું બોડામુખી સતપંથ મંદિર, કાનબાઇ સતપંથ મંદિર, ઉખામુખી સતપંથ મંદિર, ચારભાઇ

સતપંથ મંદિર, ઇચ્છારામમુખી ઇંદરાપુરા સતપંથ મંદિર વગેરે પાંચ મંદિરો છે. ડુમસ, ભીમપુર, ભાટપુર, ભાઠા, અઠવા, કાદીપોર, નિમરાઇ, બમશેલી, ઉભરાત વગેરે ગામોમાં મંદિરો છે. કચ્છમાં નખત્રાણા, અંગીયા, ખેડોઇ, કોટડા વગેરે ઠેકાણે મુખ્ય અને અન્ય ગામેગામ સતપંથ મંદિરો છે. તે સિવાય સાબરકાંઠા જિલ્લામાં જે સ્થળે કચ્છી કડવા પટેલ સતપંથ બાંધવો ખેતી વ્યવસાય કરવા માટે વસેલા છે તે તે દરેક ગામોમાં સતપંથ મંદિરો છે. મધ્ય પ્રદેશમાં ખંડવા, નિમાડ, ખરગોન તેમજ રાજપીપળા અને નર્મદા કિનારા પર અનેક ગામોમાં સતપંથ મંદિરો છે. મહારાષ્ટ્રમાં ધાનોરા,-અમલનેર, આકોટ, સુરજીઅંજન વગેરે ગામો તેમજ ચોપડે, શિરપૂર, ધુળે, નંદુરબાર, યાવલ, રાવેર, ભુસાવળ આ તાલુકાઓમાંના અનેક ગામોમાં સતપંથ મંદિરો, પૂજાઘરો, દેવઘરો છે. ત્યાં દરેક સ્થળે સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ પ્રણિત સતપંથ ઘટપાટ વારિયજ્ઞ વિધિયુક્ત પૂજા અર્ચના, આરતી, ધ્યાન, સેવા, સત્સંગ વગેરે કાર્યક્રમ ચાલુ રહે છે. દરેક ઠેકાણે માન્યતા મુજબ માનતા, બાધા, સંકલ્પ વગેરે કરી લોકો પોતાનું જીવન સુખમય કરવાનો પ્રયત્ન કરે છે અને સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ પોતાના ભાવિક ભક્તોની મનોકામના પૂર્ણ કરે છે.

## (૪) "સતપંથના સામાજિક અને ધાર્મિક ઉત્સવ"

સતપંથ ધર્મના અનુયાયીઓમાં તત્ત્વ પ્રણાલી અનુસાર દેશ કાળ અને પરિસ્થિતિ અનુરૂપ હિન્દુ પરંપરાગત ચાલુ રહેલા સામાજિક -ધાર્મિક ઉત્સવો ઉજવવામાં આવે છે.



# પ્રકરણ - ૫

## ❋ શ્રી સતપંથનું નીતિશતક ❋

### સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજ પ્રણિત સતપંથની આચારસંહિતા-શિક્ષાપત્રી :

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે માર્ગદર્શિત કરેલ સતપંથ ધર્મમાં આચાર સંહિતા આપવામાં આવેલ છે. મનુષ્યે પોતાનું જીવન ઉન્નત કરી પોતાના સમાજ બાંધવોનું કેવી રીતે કલ્યાણ કરવું એના ઉચ્ચત્તમ કક્ષાના નિયમો શિક્ષાપત્રી નામની નિયમાવલીની નાનકડી પુસ્તિકામાં આપેલ છે. દરેક સતપંથીને તે જાણવું અત્યંત આવશ્યક છે. માનવ જીવનમાં આખર પર્યંત અનેક સમસ્યાઓ આવે છે, તે સમયે જ્ઞાનના અભાવે માણસ અસંસ્કૃત વર્તન કરી સમાજ સ્થિતિ બગાડે છે, આવા સમયે જે સંસ્કારી, જ્ઞાની હોય તેની જ સાચી કસોટી થાય છે. સર્વ સામાન્ય માણસ પ્રમાણે તેઓએ કામ, ક્રોધ, દ્વેષ, લોભ, મોહ, મદ, મત્સર, નિંદા, તિરસ્કાર વગેરે ભાવનાઓના અંકુશમાં ન આવતાં તેઓએ સદ્‌ગુરુ પરની સદ્‌ભાવનાથી પોતાની પ્રતિભા સંભાળવાનો પ્રયત્ન કરવો જોઇએ. અસ્થિર થયેલ મન ને દૃઢ અને ઉંડા વિચારથી સ્થિર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. પણ તે માટે તેને આચારસંહિતાની જાણકારી અત્યંત જરૂરી છે. આ લક્ષમાં લઇને જ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે સતપંથીઓને આ શિક્ષાપત્રીના રૂપથી અનંત વિચારોની અમૂલ્ય બક્ષીસ આપેલ છે. સ્થૂલ રીતે જોવા જતાં

નિયમાવલીના શારીરિક શુદ્ધતા, માનસિક પાવિત્ર્યતા અને અધ્યાત્મિક ઉન્નતિ આ પ્રકારના ત્રણ ભેદ પાડી શકાય. તેમાંથી શારીરિક શુદ્ધતાને સદ્‌ગુરુ મહારાજે પ્રથમ પ્રાધાન્ય આપેલ છે. પશુપક્ષી વગેરે પ્રાણીઓને કેવું રહેવું, કેવું ખાવું, કેવું વર્તવું આ વિષે કોઇ પણ શિક્ષણ આપવાની જરૂર રહેતી નથી, એવી જરૂર ફક્ત જ્ઞાની કહેવાતા માનવ પ્રાણીને જ રહે છે. માનવ બુધ્ધિજીવી હોવા છતાં પણ તેને દરેક બાબતે સમજ આપવી પડે છે. તે આપવા છતાં કેટલોક સમય તેઓ પશુઓથી પણ નીચલી કક્ષાનું વર્તન કરે છે. આ તેનો પ્રકૃતિ સ્વભાવ છે. આ પ્રકૃતિ તેના આહાર, વિહાર અને વિચાર ઉપર જ અવલંબીત હોય છે. તદ્દન પ્રાથમિક સ્વરૂપના શરીર શુદ્ધતાના નિયમોથી સદ્‌ગુરુએ માર્ગદર્શન કરેલું છે.

**"પહેલી ક્રિયા શરીર શુદ્ધિ કરીયે, મેદાને જઇ આવીને પાંચ આચમન કીજીયે.**
**પાણી લઇને લઘુ નીત કરવું, આચમન ત્રણ કરવા સહી.**
**માટી લઇને ધોવો હાથ, દાંત મુખ ધોઇ કરવું સ્નાન.**
**નહાઇ કરી નિશ્ચે થાવો પાક, નિર્મલ થઇને ધરવું ધ્યાન.**
**પ્રભાતે ન્હાઇ કરીને બાહેર નિસરવું, સંસાર કરે તે તવ ન કરવું."**

સવારે સૂર્યોદય પહેલા ઉઠીને શૌચકર્મ કરી સ્વચ્છ થવું. તે પછી હાથ અને પગ સારી રીતે સ્વચ્છ કરવા. માટીથી ઘસી, ધોઇ, લુછીને સ્વચ્છ કરવા. પાંચ આચમન કરી કોગળા કરવા. પેશાબ સમયે પાણી લઇ જવું, પેશાબ પછી ઇન્દ્રિયને ધોઇ નાખવી પછી હાથ પગ ધોઇ ત્રણ આચમન કરવાં, દંતમંજન અથવા દંતધાવનથી દાંત સારી રીતે ઘસી સ્વચ્છ કરવા. મુખ પ્રક્ષાલન કર્યા પછી સ્નાન કરવું. સ્નાન કરી નિર્મળ, પવિત્ર થઇ દેવોનું અર્ચન, પૂજન, દર્શન કરવું. મંદિરમાં જઇ દેવોનું ચરણામૃત લેવું. દેવોનાં પૂજન, દર્શન લઇ આશીર્વાદ લેવો. પ્રાત: સંધ્યા, નિત્યપાઠ વગેરે કરવાં. આ બધું કરવા સમય ન હોય તો ઓછામાં ઓછું પાંચથી દસ મિનિટ ભગવાનનું ધ્યાન સ્મરણ, ચિંતન એકાગ્રતાથી કરવું. પ્રાર્થના-આરાધના કરવી. સવારે સ્નાન પછી આળસથી પાછું ઉંઘવાની અનિષ્ટ આદત રાખવી નહીં. કારણ તેમ કરવાથી આખો દિવસ ખરાબ અને નિરૂત્સાહમાં જાય છે. કોઇ પણ કાર્ય કરવા મન થતું નથી. સવારના પવિત્ર, શાંત સમયે વિષય ભરેલા વિચારોથી વિકારો વધે છે અને તે જીવાત્માની

અધોગતિ થાય છે, મન પ્રસન્ન રહેતું નથી તે કામ, ક્રોધી, વિષયી અને વ્યસની બને છે તે માટે આવા વિચારોને વર્જીત કરવા. શ્રમજીવી લોકોએ અંતઃકરણપૂર્વક શ્રમ કરવો પરંતુ બુદ્ધિજીવી લોકોએ સવારના પ્રહરમાં બહર ખુલ્લા વાતાવરણમાં ફરવા જવું. શુદ્ધ હવાના સેવનથી આરોગ્ય સુધરે છે. માનવીના મન પર આહારની ઘણી જ અસર થાય છે. જે પ્રકારનો અને સંસ્કારનો આહાર મનુષ્ય કરે છે તેવા તેના મનનું ઘડતર થાય છે. સાત્વિક, રાજસી અને તામસી એવા ત્રણ પ્રકારના આહાર હોય છે. તે વિષે સદ્‌ગુરુ કહે છે; -

**શુચિર્ભૂત થઇને નીત નીત જમીએ, અનગળ નીરના પીવું પ્રાણી.**
**અન્નને ખારું માઠું કહેવું નહીં, વખાણવું પણ વખોડવું નહીં.**
**હાલતાં ચાલતાં ખાવું નહીં, ભોજન છોડી ઉઠવું નહીં.**
**ચાંપી આહાર ન કરશો ભાઇ, બોટયું ટાઢુ ઝુંઠુ ખાવું નહીં.**
**ઝુઠું પશુને આલવું નહીં, વણ પૂછે ખાધાનું બહુ છે પાપ.**

જમતાં પહેલા હાથ, પગ, મુખ સારી રીતે ધોઇ આચમન કરવું. અન્નને માન આપી એટલે કે પોતાના બેસવાના આસનથી ઉંચાઇ પર અથવા પાટલા પર થાળી રાખી અન્ન બ્રહ્માર્પણનો મંત્ર બોલવો. જે ઇશ્વરની કૃપાથી આપણને અન્ન મળ્યું છે અને તે ખાઇને આપણને જીવનરસ મળવાનો છે તે ઇશ્વરી શક્તિનું સ્મરણ કરીને જ અન્નનું સેવન કરવું. જમતી વખતે કોઇ પણ પ્રકારની વાતો કરવી નહીં, મૌન પાળવું. અન્નને વખોડવું નહીં. ખારું, ખાટું, તીખું, મોળું વગેરે કહીં અન્નનું અપમાન ન કરવું. શકય હોય તો તેનાં વખાણ કરવાં પણ વખોડવું નહીં. મન ગમતો પદાર્થ ન હોય તો પણ થાળી પરથી તોછડાઇથી ઉઠી ન જવું અથવા સંતાપ ન કરવો કે ફેંકી ન દેવું. ચાલતાં ફરતાં અન્નનું સેવન કરવું નહીં, એક આસને બેસીને જ જમવું.

આશ્રય દોષ, જાતિદોષ અને નિમિત્તદોષ રહેલા અન્નનું સેવન કરવું નહીં. તેનું દૂરદેશી પરિણામ આપણા જીવન રસ ઉપર થાય છે અને મનનું ઘડતર તે પ્રમાણે થાય છે માટે તે દોષ ટાળવો. તેમજ એંઠું, જુઠું, બળેલું, વાશી, સડેલું અન્ન ખાવું નહીં, એટલું જ નહીં

પણ એવો ખોરાક પશુઓને પણ ખાવા માટે ન આપવો. જમીનમાં દાટીને જ તેનું વિસર્જન કરવું. પાણી હંમેશાં ગાળીને જ પીવું અથવા વાપરવું, આરોગ્ય માટે તે હિતકારી છે. ભોજન અતિ પૂર્ણ પેટ ભરીને કરવું નહીં. પેટ ભરીને ભોજન કરવાથી માણસને સુસ્તી આળસ આવે છે અને તેથી ઉદ્યોગ ધંધામાં દુર્લક્ષ થાય છે. ઇશ્વરના ભજનથી વિમુખ થવાય છે. કુટુંબ આગેવાને ઘરનાં બધાની જમવાની પુછપરછ કર્યા વગર જમણ લેવું નહીં, તે પાપ સમાન છે. તેમજ બીજાની વસ્તુ પુછયા વગર લેવી અથવા વાપરવી દોષયુક્ત છે.

**માદક આહાર અમલ તજો રે ભાઇ, ભાંગ તમાકું ન ખાશો કોઇ.**
**જુવા જુગટા ન રમીયે સાધ, નાચ છંદ ન જોઇએ ભાઇ**
**એ છલ ભેદે સદ્ગુરુ શ્રી ખોવા સહી.**

માણસે હંમેશાં શુદ્ધ સાત્વિક આહાર લેવો જોઇએ. ફળો, લીલાં શાકભાજી, કંદ-મુળ, કઠોળ-ધાન્ય, દૂધ-દહીં, જુવાર, બાજરી, ઘઉં, ચોખા વગેરે અનાજનો ઉપયોગ કરી આહાર સમતોલ અને પાચક લેવો જોઇએ. રાજસી આહારનો એટલે પકવાનનો સતત આહાર કરવો નહીં. વાર તહેવારના દિવસે જ પકવાનનો આહાર લેવો. સતત પકવાનનું સેવન યોગ્ય નથી અને પાચન માટે પણ સારૂં નથી. તેનાથી તન સ્વાસ્થ્ય અને મન સ્વાસ્થ્ય નષ્ટ થાય છે અને માણસ રોગીષ્ટ બને છે. તેથી શુદ્ધ સાત્વિક આહારનું જ સેવન કરવું. તામસી આહારની ખરાબ અસર માણસના મન ઉપર પડે છે. તેનાથી માણસ તામસી અને વિકારી બને છે. માદક આહાર એટલે અભક્ષ્ય અને અપેયપાન કરવાથી પણ માણસની વૃત્તિ રાક્ષસી બને છે અને મહત્વાકાંક્ષા વધુ બને છે. સતપંથ તત્ત્વ પ્રણાલીનુસાર મદ્ય-માંસ તો વર્જ્ય જ કરેલું છે પણ લસણ , ડુંગળી, ભાંગ, તમાકું, અફીણ, ગાંજા આ અમલી પદાર્થ પણ ત્યાજ્ય ગણવામાં આવેલ છે. આના સેવનથી સત્સાધકથી સાધનાભ્યાસ કરી શકાતો નથી. તેવા આહારથી માણસનું મન વિચલિત થાય છે. માયા વિકાર પ્રત્યે દોડવા લાગે છે. સદ્વિચાર પર નિયંત્રણ રહેતુ નથી, અસ્થિરતા આવે છે. અમલી પદાર્થની માફક નાચ, છંદ, નાટક, સિનેમા વગેરે શૃંગારીક સાધનોથી પણ મન વિચલીત થાય છે, જુગાર, સટ્ટો, જુવા-સોગઠી બાજી, રેસ, લૉટરી વગેરેથી મનુષ્ય શ્રીમંત થવાનો પ્રયત્ન કરે છે પણ આ સંપત્તિ સાત્વિક ન હોવાથી સુખકર

થઇ શકાતું નથી. અનેકાનેક માર્ગોથી આ સંપત્તિ માનસિક સ્વાસ્થ્ય સાથે નષ્ટ થાય છે અને શુદ્ધ સાત્વિક સદ્ગુરુના માર્ગથી તે જીવાત્મા દૂર જાય છે.

**ગળીનાં વસ્ત્ર પહેરવાં નહીં, નીચની સંગત કરવી નહીં.**
**પાઘડી વાંકી ન જાય ભાઇ, વડા મોટાને માનવા સહી.**
**અરુ પરુ ન કરશો ઋષિ, પડોશીને દુભવી ન કરશો દુ:ખી.**
**કેને ગાળ ન દીજીયે જાણી, કોઇની એબ ન ઉઘાડવી પ્રાણી.**
**સૌની ગાળ સાંખવીને ક્રોધ ન કરવો, અવગુણ કરે તેનો ગુણ જ કરવો.**
**ભાંજગડ કોઇની કરવી નહીં, જોર જવાની વશ જો કરવી.**

ગળીથી રંગેલાં વસ્ત્ર તેમજ ભડકીલાં રંગબેરંગી ચિત્રવિચિત્ર વસ્ત્રો પહેરવાં નહીં. વસ્ત્રો સાદાં શુભ્ર અને સુઘડ પહેરવાં. ગળીના રંગથી વસ્ત્રમાં વિશિષ્ટ વાસ આવે છે, તેનાથી મન મલીન થાય છે. ચિત્રવિચિત્ર પોશાકથી મન ચંચલ અને મૂઢ બને છે. રંગબેરંગી વસ્ત્રોથી મન અસ્થિર અને વિકૃત વિચારોમાં રમણ કરે છે. શુભ્ર ધૌત (સફેદ) વસ્ત્રથી મન નિર્મલ, શીતલ, શાંત અને ઉજ્જ્વલ થાય છે તેથી હંમેશને માટે તેમજ પૂજા અર્ચના સમયે ઉજ્જ્વલ, સ્વચ્છ અને શુભ્ર વસ્ત્રો હોવાં જોઇએ. સ્વચ્છંદતાના સર્વ માદક પદાર્થોનો ઉપયોગ ઓછો કરવો. નીચ પ્રવૃત્તિના લોકોની સંગત કરવી નહી. સોબત તેવી અસર એવી એક લોકોક્તિ છે. તે અનુભવ સિધ્ધ છે તેથી નીચ મનુષ્યની સંગત ન કરવી જોઇએ. મનુષ્ય નીચ જાતિનો હોય પણ સુસંકારી હશે તો તેની સંગત કરવામાં વાંધો નથી. પરંતુ ઉચ્ચ કુળનો હોવા છતાં નીચ પ્રવૃત્તિનો હોય તો તેની સોબત ન કરવી જોઇએ. પાઘડી, પાઘડી વાંકી ન જાય, સમાજમાં તે એક અયોગ્ય લક્ષણ સમજવામાં આવે છે. પોતાના કરતાં ઉમરથી, જ્ઞાનથી, અનુભવથી મોટો હોય તેને માનથી જોવું. તેની અદબ પાળવી. ઘમંડમાં બોલીને કોઇને દુભાવવાં નહીં. સૌની સાથે પ્રેમ ભાવથી વર્તન કરવું. વાણી આ એક મુખ્ય સાધન છે તેનો સારો વ્યવહાર કરવો. વધુ પડતું બોલીને કોઇના પર પ્રહાર (દાબ) કરવો નહીં પણ વિકટ પ્રસંગે તેની સાથે તેવા જ મીઠાશથી વર્તવું.



આજુબાજુના સૌ લોકો સાથે અદબથી વર્તન કરવું. આપસમાં દ્વેષ કરી અથવા

અભદ્ર વ્યવહાર કરી કોઇને પણ દુ:ખી કરવાં નહીં. કોઇની નબળી વાત શોધી તેની ઉપેક્ષા કરવી નહો. પરસ્પર તેને સમજાવી તેની ભૂલ સ્પષ્ટ કરીને કહો પણ મન દુ:ખી કરી વર્તન કરવું નહીં. કોઇ સંતાપથી દ્વેષ, મત્સર, તિરસ્કારથી અભદ્રવાણી બોલે તો પણ એકાએક ક્રોધી ન બનતાં શાંતીથી વિચાર કરી પરિણામકારક બોલવું. શબ્દને પ્રતિશબ્દ વધારી ઝગડો કરવો નહીં. કોઇ દુષ્ટ હેતુથી આપણને સતાવે તો પણ તેની સામે અયોગ્ય વર્તન રાખવું નહીં. ચંદન ઘસવાથી સુગંધ આપે છે. ધૂપ બળીને સુગંધ આપે છે. તેમ સજ્જન માણસે અવગુણો પર ક્ષમા આપી સદ્ગુણોથી વર્તવાનો પ્રયત્ન કરવો જોઇએ. એમાં જ એના ઉત્કર્ષનું રહસ્ય છે. યુવાનીના જુસ્સામાં મદમસ્ત થવું નહીં. આ યુવાની છે ત્યાં સુધી પોતાના આત્મકલ્યાણના કાર્યક્ષેત્રની સારી પ્રગતિ કરો. પછી ઘડપણમાં પોતાનું કાર્ય સુધારવા ગમે તેટલા પ્રયત્ન કરશો તો પણ ઇંદ્રિયો સાથ આપશે નહીં એની સારી જાણ રાખી સાવધાન રહેવું.

**ઓછું કોઇને આપવું નહીં, અધિક કોઇનું લેવું નહીં.**
**લાલચે પ્રીત ન કરશો ભાઇ, માતા કરી જાણો વડીલ ભોજાઇ.**
**માતા, પિતા, ગુરુ આધાર, તેનાં વચન પાલવાં નિરધાર.**
**ધર્મ તણું આળસ ન કરવું, નીત નીત ગતમાંહે જાઇ મલવું.**
**વખત વેળા ન ચુકવુ રે પ્રાણી, ગુરુ મુખી ગતમાંહે નમવું ધાઇ.**

વ્યાપાર ધંધા વગેરે કરતી વખતે કોઇને પણ ઓછું માપીને આપવું નહીં અથવા કોઇ પાસેથી વધુ માપીને લેવું નહો. ખોટું વજન માપ વાપરી કોઇને પણ છેતરવું નહીં. ઉદ્યોગ ધંધો કે વ્યવસાયમાં વધુ લાલચ રાખવી નહીં, વધુ નફાની લાલચ કે લોભ વિનાશકારી હોય છે. અલ્પ નફો, વધુ વ્યાપાર એવો ઉદ્યોગ શાસ્ત્રમાં નિયમ છે. દરેક વ્યવસાયમાં સમજી વિચારી વર્તવું.

માતા, પિતા અને ગુરુ, જેવી અનુભવી વ્યક્તિઓના વચનનું પાલન કરવું, પ્રસંગોપાત તેમનું વચન ખેદજનક લાગે તો પણ તેમની ભાવના આપણા પ્રત્યે સારી હોવાથી તેમના વચનમાં કોઇ અહિત ન હોય, માટે તેમની આજ્ઞા શિરોમાન્ય માનવી. હિંદુ ધર્મમાં માતાપિતા, આચાર્ય અને અતિથિઓને દેવ માનેલા છે. સદ્ભાવનાથી તેમની સેવા કરી કૃપા સંપાદન

કરવી. પોતાનાથી મોટા ભાઇની પત્નિ સાથે માતા પ્રમાણે અને નાના ભાઇના પત્નિ સાથે પુત્રવધૂ અથવા દીકરી પ્રમાણે વર્તવું. તેઓએ પણ તે જ પ્રમાણે વડીલ સાથે અદબ રાખીને વર્તવું.

ધર્મ કર્મ, પૂજન-અર્ચન, તપ, જપ, ધ્યાન, સેવા, સ્મરણ વગેરે બાબતે આળસ કરવું નહીં, નિત્ય પૂજન, ભજન, આરતી, સત્સંગમાં હાજર રહેવું. સતપંથ ધર્મ પ્રણાલી મુજબ ચાર સંધ્યા કહેલી છે. સવાર, બપોર, સાંજ અને મધ્ય રાત્રી આ ચાર વખત તો ભગવાનનું સ્મરણ, ચિંતન, ધ્યાન અવશ્ય કરવું જોઇએ. આ નિશ્ચિત સમય ચુકવો ન જોઇએ. તેમાં આળસ પ્રમાદ ન જોઇએ. ગુરુ ગતગંગામાં, સત્સંગમાં જઇ મુખી આચાર્ય ગુરુને પ્રથમ નમન કરવું તે પછી સર્વ ગુરુબંધુને નમન કરવું. આચાર્યના નિર્દેશ મુજબ સ્થાન ગ્રહણ કરવું. શક્ય તેટલી ગતગંગાની સેવા કરવી તેમના કૃપા આશીર્વાદ સંપાદન મેળવવા.

**નીત નીત ગતમાં અમી પીવે તે ધર્મી, અહંકાર ન મુકે તે કુકર્મી.**
**સુરીજન સાથે ધ્યાન જ ધરવું, દસવંત સુક્રીત ગુરુ દ્વારે દેવું.**
**યુગ તિથિ વ્રત ઉપવાસ કરવું સહી, યુગ પ્રમાણે અવતારને ધ્યાવો રે ભાઇ.**
**તરસ્યાને તો પાવું પાણી, ભુખ્યાને અન્ન આપવું સહી.**
**નાગાને વસ્ત્ર આપીને અરથ જ લેવું, સુપાત્રને દાન દેવું રે પ્રાણી.**
**સગા સંબંધીને ગ્રાસ જ સહેવું, સેવા અભ્યાગતની કરવી સહી.**

ગુરુ ગતગંગામાં જઇ મુખથી નિત્ય સદ્ગુરુનું ચરણામૃત પ્રાશન કરવું અને કર્ણોથી નિત્ય સદ્ગુરુ વચનામૃત શ્રવણ કરી તે જ વચન મુજબ આચરણ કરવું. તે જ ખરો શ્રેષ્ઠ ધર્મ કહી શકાય. જેઓ ધર્મનું રક્ષણ પરિપાલન કરે છે એ જ ધર્મી અને ધર્મ તેનું રક્ષણ કરે છે. સર્વ ભક્ષક એવા અહંકારના મદમાં જે હંમેશાં રહે છે તે કુકર્મી કહેવાય. સદ્ગુરુ ગતગંગામાં અથવા પૂજામાં આવ્યા પછી માત્ર સર્જનહાર જે પરબ્રહ્મ પરમાત્મા છે તેમનું જયોતિ સ્વરૂપમાં જ ધ્યાન ધરવું. સતપંથ માર્ગમાં ઘટપાટ વારિયજ્ઞ પૂજાના સમયે પંચદેવોની ઉપાસના કરવામાં આવે છે. આદ્યનારાયણ (પરમ પુરુષોત્તમ સનાતન સત્ચિદ્ આનંદ સ્વરૂપ ભગવાન), આદ્યશક્તિ (જગત્કારિણી ચિત્કલા પરબ્રહ્મસ્વરૂપીણી શક્તિ-યોગમાયા), બ્રહ્મા

(રજોગુણાધિષ્ઠિત જગત ઉત્પત્તિકર્તા અને જ્ઞાનદાતા), વિષ્ણુ (જગતનું પાલન પોષણ અને સંરક્ષણ કર્તા), મહેશ (જગતનો સંહાર અને લય કર્તા) એવા આ પંચદેવોનું જયોતિ સ્વરૂપમાં ધ્યાન, ચિંતન, સ્મરણ કરવું આ સતપંથનું મુળ તત્ત્વ છે.



યુગ તિથિનું વ્રત, ઉપવાસ, જપ, તપ, પૂજા, સેવા કરવી. યુગ ધર્મ પ્રમાણે દરેક માસના સુદ બીજના દિવસે, ચંદ્રદર્શનના દિવસે ઉપવાસ કરી પૂજા કરવી. શુક્રવારે ચંદ્રદર્શન હોય તો ગુરુવાર, શુક્રવાર આ બે દિવસનો ૧૨ પ્રહરનો ઉપવાસ નિરાહાર અને નિર્જલ કરવો. તે દિવસે જપ, તપ, ધ્યાન, સ્મરણ, ચિંતન, પૂજા, સેવા, દાન ધર્મ કરવાં. દસવંત (ભાવથી સ્વકષ્ટાર્જિત કમાઇનો દસમો ભાગ) સુકીત સતકર્મનો વીસમો ભાગ પૂજામાં મુખીના હાથે ધર્મને અર્પણ કરી તેમનો આશીર્વાદ મેળવવો. યુગધર્માનુસાર પ્રચલિત અવતારી ધ્યેય પુરુષ શ્રી નિષ્કલંકી નારાયણનું નામ સ્મરણ ચિંતન ધ્યાન કરવું.

દાનકર્મ કરતે સમયે અમુક વાતો વિચારંવી કે ભુખ્યાં હોય તેને ભોજન આપી તૃપ્ત કરવાં. તરસ્યાંને જલ આપી શાંત કરવાં. ઉઘાડાને ઓઢવાનું આપી સહાય કરવી. દ્રવ્યદાન કરતી વખતે સુપાત્ર (પાત્ર) જોઇને જ દ્રવ્યદાન કરવું. જ્યાં પાત્રપાત્રતાનો વિચાર કરવા જેવો ન હોય તે સમયે બ્રહ્માર્પણ કરી દાન કરવું. આ પ્રકારનો ધર્મનો આ સૂક્ષ્મ વિચાર છે. સગાંસંબંધી, ઇષ્ટમિત્ર, સંબંધીત લોકો સાથે સૌજન્યથી, સારા ભાવથી વર્તવું અને તેમના પ્રેમ-ભાવ સંપાદન કરવા. અતિથિ, અભ્યાગત, ભિક્ષુક, બીમાર (રોગી) એમની આપણે શકય હોય તે રીતે સેવા કરવી અને તેમના આશીર્વાદ મેળવવા.

**પરસ્ત્રીગમન કરવું નહીં, ભૂંડી નજરે જોવું નહીં.**
**સ્ત્રી આગળ ગુંજ ન કરવી, જુઠી જાણી અજાણી ન દીજે ગવાઇ.**
**જુઠો ખત ન લખવા સતી, લાલચ ન ખાઇયે એક રતિ.**
**ઝહેર ખાઇ ઝંપાલાઇ મરવું નહીં, આવાગમનમાં અવતરવું સહી.**

પરસ્ત્રીગમન અથવા તો તેનું ચિંતન આ બહુ મોટો અનર્થકારી દોષ છે. ધર્મ સંસ્કૃતિમાં આ દોષના નિવારણાર્થે જ વિવાહ જેવા સુસંસ્કાર જણાવેલ છે. સમાજ સ્થિતિ કામ વિકારથી ન બગડે અથવા કુત્સિત (અધમ) ન થાય તે માટે યોગ્ય ઉંમરે દીકરા દીકરીના

વિવાહ કરી નાખવા. પરસ્ત્રીગમન અથવા ચિંતનથી શરીરને હાની, માનસિક વ્યાધી અને આત્મિક અશાંતિ થાય છે. કોઇ પણ વ્યક્તિ તરફ બુરી નજરથી જોવું નહીં. મનના કોઇ પણ પ્રકારના વિકારો ઉપર કાબુ રાખવો એટલે કે કામ, ક્રોધ, દ્વેષ, મત્સર યુક્ત નજરથી જોવું નહીં. સ્ત્રીઓ સાથે કામ સિવાય વધુ વાતો કરવી નહીં. તે જ પ્રમાણે મહત્વની અને ગુપ્ત વાતો સ્ત્રીઓને વિશ્વાસમાં લીધા વગર કરવી નહીં. દેશ રક્ષણ, શત્રુ નિવારણ વગેરે બાબતોમાં ગુપ્તતા રાખવી. ગુપ્ત કાર્યોમાં સ્ત્રીઓના સંબંધથી સર્વનાશ થયાના અનેક ઉદાહરણો છે. આવી બાબતોમાં સાવધ રહી કાર્ય કરવું.

આપણા ધર્મ શાસ્ત્રએ સ્ત્રીઓને સ્વગૃહમાંના મંત્રી તરીકે ઉપમા આપેલ છે. વ્યવહાર કરતી વખતે સ્ત્રીની સલાહ વગર, વિચાર વિનિમય કર્યા વિના વ્યવહાર કરવો નહીં એવો નિયમ રાખવામાં આવેલ છે.

જાણી જોઇને અયોગ્ય સાક્ષી આપવી નહી. અસત્ય પત્ર, દસ્તાવેજ વગેરે લખવા નહીં. વિના કારણ કોઇને પણ લલચાવીને સપડાવવું નહીં. લાંચરુશ્વત આપી અથવા લઇને કાર્ય સાધવું ન જોઇએ. તેનાથી નૈતિક હાની થાય છે. જીવનમાં એવો માણસ ગમે તેટલો સંપત્તિવાન હોય તો પણ સુખી થઇ શકતો નથી. ધંધામાં નુકસાન, વ્યવહારમાં અપયશ, કાર્યમાં મનોભંગ વગેરે થયું હોય તો પણ સહનશીલ વૃત્તિથી મનને કાબુમાં રાખવાનો પ્રયત્ન કરવો. વિષ લઇને, બળીને અથવા કુવામાં પડીને અથવા ગરદનમાં ફાંસો લગાડીને આત્મઘાત કરવો નહીં. તેમ કરવાથી કાર્ય યશસ્વી થતું નથી પણ ઉલટાનું એવા માણસોની અવગતિ થાય છે. અત્યંત દુર્દશાનો યમપુરીનો ત્રાસ ભોગી આવાગમનના ફેરામાં અધુરા રહેલા કર્મભોગ ભોગવવા માટે ભ્રમણ કરવું પડે છે. મનને વિકારોના અંકુશમાં જવા દેવું નહીં.

**અગ્નિ ઉપર પાણી છાંટવું નહીં, લીલું ઝાડ ભાંગવું નહીં.**
**પ્રભાતે ફળ ફૂલ ચુંટયાનું બહુ છે પાપ, અવાચક પ્રાણીને ન કરવી આળ.**
**હાડ વિકરો કરે પાતક સહી, પશુ પાળીને વેચવું નહીં.** 
**જીવ જંતુને ન મારવું જાણી, મુખથી મર ન કહેવું લગારી.**

અગ્નિ પર એઠું કે ગંદુ પાણી નાખવું નહીં. અગ્નિ ઓલવવાનો હોય ત્યારે ચોખ્ખા

પાણીથી ઓલવવો. કારણ અગ્નિ દેવ છે અને તેનું અપમાન કરવું યોગ્ય નથી. હરિયાળાં (લીલા) વૃક્ષ ઉખાડવાં, કાપવાં, તોડવાં એ પણ દોષ છે કારણ તેનામાં પણ જીવ છે. તેમાં વસેલા ચૈતન્યનો નાશ કરવો આ મહા પાપ છે. સવારના પ્રહરે ફળ અથવા પાન તોડવાં દોષાસ્પદ છે. વૃક્ષ પરથી ખરી પડેલાં અથવા દીંટ પરથી છુટાં થયેલાં ફુલો અથવા ફળો વાપરવાં. જેને વાચા નથી, પોતાની વ્યથા બોલી દર્શાવી શકે નહીં એવાં અબોલ પ્રાણીઓ, પશુપક્ષીઓ પર ત્રાસ ગુજારવો નહીં. તે પશુ પક્ષીઓ કરતાં માનવ બુદ્ધિ વધુ હોવાથી ગરીબ બિચારા પશુ ઉપર કષ્ટ કરવું નહીં. હાડનો વિક્રય કરવો નહીં એટલે કે માનવ (સ્ત્રી, પુરુષ, છોકરાઓ, છોકરીઓ)નો વિક્રય તેમજ ગાય, બળદ, ભેંસ, ઘોડો, બકરી, વગેરે પાલતું પ્રાણીઓનો પણ પોતાના સ્વાર્થ માટે વિક્રય કરવો નહીં. જે પશુઓને પાલન પોષણ કરી આપણે રાખેલાં હોય, તેમની પાસેથી સમયે સમયે કામ કરાવ્યું હોય એવાં પશુ - પ્રાણીઓને તેમની વૃદ્ધ અવસ્થામાં બે સહારા તરીકે છોડી દેવું નહીં. નૈતિક દષ્ટિથી તે અપરાધ બને છે. મૃત્યુ પર્યંત તેમની સેવા કરવી. આ પાલનકર્તાનું કર્તવ્ય છે. જીવ જંતુ, સૂક્ષ્મ, સ્થૂલ જીવો તે સ્વેદજ ખાણીના હોય અને ત્રાસ આપતા હોય તો પણ તેમને મારવા નહીં. તેમનો ઉદ્‌ભવ ન થાય એવી કાળજી લેવી.

પ્રાણીમાત્ર વિષે દયાભાવ રાખવાનું સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે શીખવેલું છે. તેમનું કહેવું એવું છે કે પ્રાણીમાત્રને પ્રત્યક્ષ મારવાથી જે જીવની હિંસા થઇ શકે છે તે કેવળ 'માર' એવું બોલવાથી પણ થાય છે. **'ભાઇ માર કહાનો દોષ છે, માર કહેતાં મરી જાયે । તો જીવ હિંસા કરવાનો દોષ છે, ભાઇ શબ્દ એક જ સાર રે ।।'**

**ધરતીનો મૂલ ન કરશો એ છે માતા, કન્યા તણો દ્રવ્ય ન ખાતા.**
**જુઠ રખેશ્વરે બોલવું નહીં, ધન વ્યાજનો આહાર ન લેવો સહી.**

ધરતીનું મુલ્ય કરવું નહી તે અમુલ્ય છે. આ ખડકાળ, આ ખારાપાટ, આ રેતાળ, હલકી, ખરાબ આવાં નામોથી બોલી તેને નીંદવી નહી અને કેવળ આ ધરતી મારી છે, મારી માલિકીની છે, હું જ તેનો ઉપભોગ લેનારો છું એવો અહંભાવ રાખવો નહીં. વંશ પરંપરાગત પ્રાપ્ત થયેલી હોય તો પણ એવો વિચાર કરો કે, આ મારા પિતા પાસેથી મને મળી છે, તેમના

પિતા પાસેથી તેમને મળી હતી. આજ પર્યંત મારા વડીલો રહ્યા નથી કે તેમના વડીલો રહ્યા નથી પરંતુ આ ધરતી માત્ર જેમની તેમ રહી છે, 'ખેતી અવિકારી, નિર્વિકારી છે. તેથી તેની કિંમત કરી તેનું અપમાન કરવું નહીં. તે માતા છે, ક્ષમાશીલ છે. માતા પ્રમાણે તેને માન આપી તેને વંદન કરો. સ્ત્રી પ્રમાણે ઉપભોગ્ય સમજવું નહીં.

કન્યાએ વિશ્વાસથી પિતા પાસે રાખેલું ધન - સંકટ સમયે ઉપયોગી થશે, આ ઉદ્દેશથી જમા રાખેલું દ્રવ્ય, પિતાએ પોતાના કાર્ય માટે વાપરવું જોઇએ નહીં. યોગ્ય સમયે કન્યાને પરત કરવું. કન્યાનો જ નહીં પણ કોઇનો પણ વિશ્વાસઘાત કરવો નહીં. ખોટું બોલીને કોઇને છેતરવું નહીં અથવા કોઇને મુશ્કેલી ઉભી કરવી નહીં. કેવળ પૈસા માટે કુલવધૂને છળવું નહો. સ્ત્રી દ્વારા ધન મેળવી તેમનો આત્મનાશ કરવો નહીં. તેના જેવું મહાપાપ અન્ય નથી. ધન ઉપર જુલમથી વ્યાજ વગેરે લેનાર, સવાઇ કે દોઢી અથવા બમણી રકમ વસુલ કરનારને ઘેર અન્નનો કણ પણ સેવન કરવો નહીં.

**મેલી થાપણ ન રાખવી જાણી, કુડ કપટ સર્વે નાખો કાઢી**
**વિશ્વાસઘાત કેનો કરવો નહીં, પડી જડી વસ્તુ કેની લેવી નહો.**
**ઉધાર ઉછીનું ન રાખવું પ્રાણી, દયા રાખવી દિલમાં જાણી.**
**પારકુ ધન લઇને ભોગવવું નહીં, પુત્ર થઇને તે ધન આપવું સહી.**

કોઇની પણ થાપણ મુકેલી રકમ ઓળવવી (પચાવી પાડવી) નહીં. કોઇ પણ વસ્તુ વગેરે ગીરવે રાખી આપેલ કરજ બાબતે ખોટા દસ્તાવેજ કરી લુંટવા નહીં. જેની રકમ હોય તેને તે પરત કરવી. વિશ્વાસઘાતથી અગર અન્ય બેઇમાની કરી કોઇ વસ્તુ હડપ કરવી નહો. એવી અન્યાયથી ભેગી કરેલી આસુરી સંપત્તિ એ માણસને સુખશાંતિ આપી શકતી નથી. તે આસુરી સંપત્તિ થકી દૈવી સંપત્તિનો સંપૂર્ણ વિનાશ કર્યા વગર રહેતી નથી.



કોઇનો પણ કોઇ જ બાબતે વિશ્વાસઘાત કરવો નહીં. કારણ કે એ મોટું પાપ છે. રસ્તામાં પડેલી કોઇની વસ્તુ હોય તે આપણને મળી હોય તો પણ તે વસ્તુનો પોતે માલિક છે એવું સમજીને લેવી જોઇએ નહીં. તેમજ કોઇની પણ વસ્તુ ચોરીથી, જબરજસ્તીથી લઇ તે

આપણી જ છે એવું કહી તેનો ઉપભોગ કરવો નહીં. તેવું કરવાથી આપણે તેના ઋણમાં બંધાઇ જઇએ છીએ. આ ઋણ પાછું ચૂકવ્યા વગર છુટકો નથી. કોઇની પાસેથી ઉધાર લાવેલી રકમ અગર વસ્તુ પરત કર્યા સિવાય રહેવું નહીં. તે પરત ન કરવામાં આવે અથવા ભૂલી જવાથી તેના ઋણાનુંબંધનમાં આપણે બંધાઇ જઇએ છીએ અને હર પ્રકારે તે પુરૂ કરવું પડે છે. આપણા મનમાં અન્ય લોકો વિષે રહેલા દ્વેષ, મત્સર, વિશ્વાસઘાત તદ્દન કાઢી નાંખવા. બીજાનું ધન અન્યાયથી હડપ કરી ઉપયોગ કરવો નહીં. ઋણાનુંબંધનના નિયમથી તેને પછીના જન્મમાં તે ધન પુત્રરૂપથી અથવા અન્યોન્ય રૂપે પરત કરવું પડે.

**દયા રાખવી દિલમાં જાણી, પવિત્ર દિલે રહેવું નિરધારી.**
**શત્રુ કરે તે ન કરવું, પર દુઃખ જાણીને પાસે રહેવું.**
**મોટાઇનો ગર્વ ન કરવો ભ્રાત, સતે ચાલો તમે દિવસને રાત.**

સર્વ જીવ પ્રાણી માત્ર વિષે મનમાં દયા રાખવી. કાયા, વાચા અને મનથી કોઇને પણ દુઃખ આપવું નહીં. હૃદય હંમેશાં પવિત્ર ભાવનાઓથી યુક્ત હોવું જોઇએ. હૃદય શુદ્ધિ એ સતપંથ શાસ્ત્રમાં નીતિમત્તાનું પ્રથમ ક્રમાંકનું પગથિયું છે. સૂક્ષ્મ વિકારોનો ત્યાગ કરવા સિવાય હૃદય શુદ્ધિ થતી નથી. આહારશુદ્ધિ, વિહાર, વિચાર, સંસ્કાર અને શુદ્ધ આચાર પર જ હૃદય શુદ્ધિ અવલંબે છે.

આપણે મનથી માનેલો શત્રુ જેવું વર્તે તેનાથી ઉલટુ વર્તન રાખવું. એનો અર્થ કેવળ વિરોધ કરવો એવો નથી. શત્રુ પક્ષે પોતાના વિષે જે ગેરસમજ થયેલી હોય તે દૂર કરવા માટે આપણે શુદ્ધ માર્ગથી વર્તવું એટલે શત્રુના મનમાં રહેલા દોષ દૂર થશે અને તેને સત્યતાની જાણ થતાં શત્રુત્વ રહેશે નહીં.

બીજાના અંતઃકરણનું દુઃખ જાણી સહાનુભૂતીથી તેને સહકાર આપવો. પ્રાણીમાત્રનાં કષ્ટો સમજી લઇ તેમને કષ્ટમાંથી મુક્ત કરવાં અથવા તેમના દુઃખનો ભાર હળવો કરવાનો પ્રયત્ન કરવો. ઇશ્વર કૃપાથી આપણે ધન, માન, પ્રતિષ્ઠા, જ્ઞાન વગેરે સાધનોથી સામાન્ય જન કરતાં વિશિષ્ઠ હોઇએ તો તે બદલ અહંકાર કરવો નહીં. અહંમન્યપણુ, ગર્વ, હઠાગ્રહ એ આપણા આત્મિક પ્રગતિમાં મોટો અવરોધ કરે છે. લોકો આપણી તરફ જે મોટાપણાની

અપેક્ષાથી જુએ છે તે પદ સાર્થક કરવા આપણે પ્રયત્નશીલ રહી સાચી મોટાઇ મેળવી લેવી.

રાત દિવસ સત્યતાથી શાણપણથી વર્તવું. આપણા થકી કોઇને દુ:ખ, કષ્ટ, કલેશ, ચિંતા, ઉપદ્રવ ન થાય એ રીતે નમ્રતાથી વર્તવું. આ જગત ખરેખર અસત્ય, મિથ્યા, નાશવંત છે, તેમાં ઇશ્વર જ નિત્ય, અવિનાશી, અખંડ છે અને તેઓ પ્રત્યેક પ્રાણીમાત્રમાં ચૈતન્યરૂપથી અને વસ્તુમાત્રમાં ચિત્જડરૂપે વ્યાપ્ત છે, આ જાણી સર્વ સાથે વિનયથી વર્તવું.

**લોભ ન કરવો લગાર સહી, કામ, ક્રોધ તજવો રે ભાઇ.**
**તપ તીરથ કરવું સ્નાન, ઉપવાસ વ્રતની ન ધરવી આસ.**
**પાણી પાષાણની પૂજા કરવી નહીં, આત્મપૂજા કરવી સહી.**

કોઇ પણ વાતનો અતિ લોભ કરવો નહીં. કોઇપણ વસ્તુનું પોતાના જીવિત કાર્ય માટે જરૂર હોય તેટલું જ નીતિ માર્ગથી ઉપાર્જન કરવું. વધુ પડતો લોભ કરવો નહીં. તે વાસનામૂલક અને વિનાશક હોય છે. કામ વિકાર અને ક્રોધયુક્ત વિચાર એ આપણા દુષ્ટ શત્રુ છે. તેમનો ત્વરીત ત્યાગ કરવો. તેમના જેવા ત્રિભુવનમાં આપણા કોઇ શત્રુ નથી. તેમને આપણા મનનો સાથ મળે તો આપણો ઘાત થઇ જાય.

પ્રત્યેક મનુષ્યે ધ્યાન, ધારણા, સમાધિ, તપશ્ચર્યા વગેરેનું શાસ્ત્રશુદ્ધ નિયમાનુસાર દરરોજ અનુષ્ઠાન કરવું. તીર્થસ્નાન અથવા તીર્થયાત્રા અવશ્ય કરવી. ઇશ્વર સાધના માટે આવશ્યક એવા માનસિક પવિત્રતા માટે તીર્થયાત્રાનું મહત્વ કહેવામાં આવે છે એટલે તીર્થયાત્રા કરતે સમય મન શુદ્ધ અને પવિત્ર રાખવું. વ્રત ઉપવાસોની ફલાકાંક્ષા રાખવી નહીં. પવિત્ર નિષ્કામ બુદ્ધિથી કોઇપણ કર્મ કરવાનો પ્રયત્ન કરવો. ફળની ઇચ્છાથી આ કર્મો કરવામાં આવે તો ફળપ્રાપ્તિ તો થશે જ પણ નિષ્કામનાથી આ કર્મો કરવામાં આવે તો તેનો પ્રભાવ સહેતુક, કર્મ કરતાં વધુ શ્રેષ્ઠ રહેશે.

દેવ જાણીને કેવળ પથ્થરની પૂજા કરવી નહીં. કારણ મૂર્તિમાં જે ઇશ્વરનું અસ્તિત્વ કલ્પવું પડે તે જ ઇશ્વરત્વ પ્રત્યેક પ્રાણીમાત્રના હૃદયમાં ચૈતન્ય રૂપે રહે છે. તેથી મૂર્તિપૂજા કરતાં જીવ પ્રાણીમાત્રની સાથે સારી રીતે વર્તીને પૂજા કરવી સર્વ શ્રેષ્ઠ છે. જડ વસ્તુની પૂજા કરતાં ચૈતન્ય શક્તિની ઉપાસનાનું વધુ મહત્વ છે. મૂર્તિ પૂજા એ ધાર્મિક ભાવનાનું પ્રથમ પગથિયું છે.

માનસિક પૂજા વચ્ચેનું પગથિયું છે જ્યારે આત્મૌપમ્યબુદ્ધિ આખરનું પગથિયું છે. માણસે પગલે પગલે આધ્યાત્મિક ઉન્નતિ કરવી. એક જ પગથિયાં પર અટકવું ન જોઇએ.



**અમર થાયે તો જપીયે જાપ, યોગાભ્યાસ નીત કરવુ સાથ.**
**પ્રથમ હિરદે ધોઇ કીજીયે નિર્મલ, ખટ દર્શન પૂજે નહીં પામે મોક્ષ.**
**વેદશાસ્ત્ર કહે તે કરવું રે ભાઇ, ચતુરાઇ ચોખાઇમાં રહેવું રે ભાઇ.**
**મૂર્ખપણામાં ન રહેવુ રે પ્રાણી, જ્ઞાન દૃષ્ટે જોવું સૌને સહી.**

આત્મોન્નતિ માટે હંમેશાં નામસ્મરણ, જપ, પૂજા ધ્યાનપૂર્વક કરો. સદૈવ અષ્ટાંગ યોગ સાધના કરી તેનો અભ્યાસ કરો. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન કરી સમાધિયોગ સાધ્ય કરો. યમ નિયમ વગેરે સર્વ સાધનોની આપણા જીવનમાં આત્યાંતિક આવશ્યકતા છે. મન:પૂર્વક અજંપા જાપના લક્ષ્યપૂર્વક સાધનાભ્યાસથી માણસ ધીમે ધીમે માયા મુક્ત થતો જાય છે. એકાએક કોઇ પણ વાત આત્મસાક્ષાત્કાર થઇ શકતી નથી. અભ્યાસથી અસાધ્ય વાત સાધી શકાય છે. અસત્ય દર્શન અર્થાત ખટદર્શન અથવા નાસ્તિકતા માણસને પોતાના જીવનમાં કોઇ કાળે યશસ્વી થવા દેતી નથી. વેદશાસ્ત્રનું તત્વ અને નીતિમત્તા અનુભવથી જ આવે છે. તેના ઉપર અશ્રદ્ધા રાખી ચાલી શકાય નહીં. આપણાથી જે જાણી શકાયું નહીં કે અનુભવ થઇ શક્યો નહીં તેથી અસત્ય માનવું નહીં અને મનને નાસ્તિકતા તરફ લઇ જઇ આત્મનાશ કરવો નહીં. માણસે મૂર્ખપણામાં રહેવું નહો. જ્યાં આપણને સમજણ ન પડતી હોય એવા સમયે જાણકારની સલાહ લેવી. જે આપણા કરતાં જ્ઞાનથી, બુદ્ધિથી અને પ્રતિષ્ઠાથી મોટો હોય તેની પાસેથી ધર્મતત્વોની જાણકારી મેળવી લેવી. અહંમન્યતામાં રહી આત્મવંચના કરવી નહીં. સદૈવ જ્ઞાન દષ્ટિના આધારે રહેવું. વ્યવહાર કાર્યમાં આપણે પોતાની બુદ્ધિની કસોટી કરી યશસ્વી થઇએ તેવી જ સદ્બુદ્ધિ પરમાર્થ માર્ગમાં વાપરી જન્મનું સાર્થક કરવું. અજ્ઞાન અંધકારમાં ગોથાં ખાઇ ડૂબી મરવું નહીં. નિત્યા નિત્ય વસ્તુઓનો વિવેક કરી અનિત્ય વસ્તુનો ત્યાગ અને નિત્ય વસ્તુઓનો સ્વીકાર કરી આત્મોન્નતિ કરવી.

**સાચો જુઠો ના કરશો વાદ, ગુરુનું વચન લોપવું નહીં સાર.**
**શિખામણ પુછે તેને સારી દીજે, લઇ સુમરણી હરિ સ્મરણ કીજે.**

હું કહું છું તે જ સાચું બાકી બધું ખોટું. આ પ્રકારનો ખરાખોટાનો વ્યર્થ વાદ વિવાદ કરવો નહીં. વાદ વિવાદ મતમતાંતરના યોગથી મનુષ્યની મતિ સ્થિર રહેતી નથી. અહંકાર થાય ત્યારે બીજાને તુચ્છ માનવા લાગે, તેથી સારાસાર વિચાર કરીને ખોટી વાતોનો ત્યાગ કરો અને સાચા શાસ્ત્રોનો અભ્યાસ કરો. જે કાંઇ સમજણ ન હોય તે ગુરુ પાસેથી જાણી લો. ગુરુનું વચન લોપવું નહીં. ગુરુએ આપેલ વચનની મર્યાદાનું ઉલ્લંઘન કરવું નહીં. સદ્ગુરુએ કથન કરેલા જ્ઞાનનું વાચન કરી શ્રવણ કરી મનન કરવું. તે જ્ઞાન પ્રમાણે યથાશક્તિ યથામતિ આચરણ કરો. યથામતિ તેનો પ્રચાર કરો. આત્મોન્નતિ માટે સદ્શાસ્ત્રોએ અને સદ્ગુરુએ કથન કરેલું જ્ઞાન સંકુચિત વૃત્તિથી પોતાની પાસે છુપાવી રાખવું નહીં. જે વ્યક્તિ સત્ય ધર્મની સન્માર્ગની શિખામણ પુછે, જેને એ જ્ઞાનની આવશ્યકતા હોય, ઉત્કંઠા, જિજ્ઞાસા, તાલાવેલી હોય, જીવનમાં કેવી રીતે વર્તવું આ અંગે જાણવાની આકાંક્ષા હોય તેને યથાબુદ્ધિ યોગ્ય શિખામણ આપવી. સન્માર્ગ દર્શન કરાવવું. અયોગ્ય, અધર્મયુક્ત, અશ્રદ્ધાયુક્ત શિખામણ આપી કોઇને પણ મુશ્કેલ પરિસ્થિતિમાં મુકવા નહીં.

દરરોજ સાંજે સાયં સંધ્યા કરો. હાથમાં જપમાળા લઇ ભગવાનનું નામ સ્મરણ કરો. સંધ્યા ચાર વખત કરવાની સતપંથ આચાર સંહિતામાં જણાવેલું છે. પ્રાતઃસંધ્યા એટલે સવારે સૂર્યોદય પહેલાં ઉઠી પ્રાતઃવિધિ, સ્નાન વગેરે કરી નામ સ્મરણ પ્રાર્થના, સંધ્યા કરવી. બપોરે જમતાં પહેલાં સંધ્યા કરી પ્રાર્થનાપૂર્વક ભોજન કરવું. સાંજે કામધંધા વગેરે પૂર્ણ કરી આવ્યા બાદ સ્નાન કરી અથવા હાથપગ, મુખ પ્રક્ષાલન કરીને ભગવંતના નામથી અગરબત્તી-ધૂપ, દીપ, આરતી કરી યથાવકાશ ભગવંતનું નામ સ્મરણ કરવું. મધ્યરાત્રે હાથ પગ મુખ પક્ષાલન કરી ભગવંતનું ધ્યાન સ્મરણ ચિંતન કરવું. આ પ્રકારની આ સતપંથની આચાર સંહિતા સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજએ પોતાના સદ્ભક્તોને માર્ગદર્શીત કરેલી છે.



આ આચાર સંહિતા પરથી જોતાં માનવના જીવનની નૈતિક ફરજ જ સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે આલેખી છે, તેની શરીરની શુદ્ધતા, માનસિક પાવિત્ર્યતા, આત્મિક ઉન્નતિ અને શ્રેય પ્રાપ્તિ કેવી રીતે થાય છે, તેની દૈનિક દિનચર્યા કેવા પ્રકારની હોવી જોઇએ,

આપણું ઐહિક પ્રેય, પારલૌકિક શ્રેય અને પારમાર્થિક ધ્યેય કેવા આચરણથી પ્રાપ્ત થાય તેનો હૃદય પૂર્વક આ બાબતે ઉપદેશ કરેલો છે. ખરેખર આ આચારસંહિતાનું આચરણ કરવામાં આવે તો માનવમાં રહેલી રાક્ષસી વૃત્તિ મટી તે નરનો નારાયણ બની જશે, નારાયણનો નરોત્તમ થશે અને નરોત્તમમાંથી પુરુષોત્તમ બની જશે.



# પ્રકરણ - ૬

## ❊ શ્રી સતપંથ - તત્ત્વજ્ઞાન ❊

### સતપંથ સંપ્રદાયનું આધ્યાત્મિક વિષય તત્ત્વજ્ઞાન :

સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ પ્રણિત સતપંથ જ્ઞાન સાહિત્યમાં આચારસંહિતા પ્રમાણે જ તત્ત્વજ્ઞાનને ઘણું મોટું પ્રાધાન્ય આપવામાં આવેલ છે. કર્મ, ભક્તિ, ઉપાસના, જ્ઞાન અને પ્રેમભક્તિ આ સર્વ યોગ સાધનોનો અભ્યાસ કરી આત્મ જ્ઞાન પ્રાપ્ત કરીને મનુષ્ય મુક્તિ પામી શકે છે, આ વાત તેઓએ પોતાના સાહિત્યમાં ઠેકઠેકાણે દર્શાવેલી છે. સમાધિ વિષેના અભ્યાસથી જ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે. તત્ત્વજ્ઞાનનો અધિકારી થવા માટે આવશ્યક તૈયારીઓ કરવી પડે છે. આત્મ-અનાત્મ, તત્ત્વવિવેક, વૈરાગ્ય, શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન, મુમુક્ષુત્વ એટલે કે પ્રભુકૃપા સંપાદન કરવા માટે અનન્ય ભક્તિનો તત્ત્વપ્રયોગ એના વડે જ તત્ત્વજ્ઞાન નિર્માણ થાય છે.

**મૂલતત્ત્વ બે છે. આત્મતત્ત્વ અને બીજુ અનાત્મતત્ત્વ.**



પ્રકૃતિ દ્વારા જ પરમ તત્ત્વના અલ્પ સામર્થ્યથી સૃષ્ટિને નિર્માણ કરનાર તત્ત્વ પ્રકટ થયું. જીવાત્માનો તેની સાથે સંબંધ આવ્યો અને સુસુપ્ત અવસ્થામાં પરિવર્તન થયું પછી જાગૃતાવસ્થા પ્રકટ થઇ. જે પ્રકૃતિને પરમેશ્વરે ગતિ આપી તે ત્રણ ગુણોથી યુક્ત હતી. સત્ત્વ,

રજસ અને તમસ. એ જ ત્રણ ગુણો સર્વ તત્ત્વોમાં સમાઇ ગયા. આ ત્રિગુણ જ દુનિયાના  સંપૂર્ણ વસ્તુ માત્રમાં ઓછાવત્તા પ્રમાણથી વિદ્યમાન છે. આ કારણથી જ સૃષ્ટિમાં વિભિન્નતા દેખાઇ આવે છે. નાનાં રૂપ, નાની યોની (શરીર) અને નાની વિચારધારા, નાના નામથી દેખાય છે પરંતુ વસ્તુતઃ આ દુનિયા ત્રિગુણાત્મક પ્રકૃતિના જ એક આવિષ્કાર અને જીવાત્માના કર્મનો જ વિસ્તાર છે.

જ્યાં સુધી જીવાત્મા પ્રકૃતિના તત્ત્વમાં ફસાયેલો છે, તેની વિવિધ કામનાઓની પૂર્તિમાં વ્યસ્ત છે ત્યાં સુધી કોઇ પણ પ્રકારની શાંતિ પ્રાપ્ત થઇ શકે નહીં. દુનિયામાં આધુનિક વૈજ્ઞાનિક કે વિદ્વાન વિચારવંતોએ ગમે તેટલો પ્રયત્ન કર્યો તેમ છતાં ભૌતિક તત્ત્વોને જ પ્રસન્ન કરી અથવા માયામય આજ્ઞાનું પાલન કરી અને અનાત્મ વસ્તુઓને એકત્ર લાવી તેઓ દુઃખ વધારી શકશે પણ માણસને આત્મિક શાંતિ ઉપલબ્ધ કરી શકશે નહીં. આ કાર્યધર્મ સંત પુરુષ અને મહાત્મા પુરુષ જ કરી શકે છે. તેમની અનુભૂતિમાંથી એ જ પુરવાર થાય છે કે સુખ પ્રવૃત્તિમાં નથી પણ નિવૃત્તિમાં જ છે. એ જ બે માર્ગ સૃષ્ટિના લોકો સામે ખૂલે છે, એક પ્રેમ અને બીજો શ્રેય. આ માર્ગોથી જ એક તો આસુરી સંપત્તિ સંગ્રહીત થાય છે અને બીજી દૈવી સંપદા. તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરનારા દૈવી સંપદા પ્રતિ ચાલે છે. તત્ત્વજ્ઞાન ન જાણતા હોય એવા લોકો જ આસુરી સંપદાના નાદે લાગી મૃગજલ તૃષ્ણાના આસક્તિથી દુઃખ સાગરમાં જઇ પડે છે. આજે જગતના બહુતાંશ લોકો આસુરી સંપદા મેળવવાના નાદે પડેલા છે. તે યોગે જગતની ખરેખર ઉન્નતિ અથવા પ્રગતિ થશે કે નહીં એવી શંકા ઉદ્‌ભવે છે. પરંતુ આ શંકા ઉચિત નથી, કારણ કે આસુરી અથવા દૈવી સંપત્તિનો સંબંધ જગતના વિવિધ પદાર્થ વસ્તુ માત્ર સાથે અથવા આવિષ્કાર સાથે નથી પણ અંતઃકરણ સાથે છે. જગતની કોઇ પણ વસ્તુ, ધન, વૈભવ વગેરે આસુરી કે દૈવી નથી. તે નિર્વિકાર છે પણ તેમનો પ્રયોગ જે ભાવનામાંથી, જે વૃત્તિમાંથી, જે ધ્યેયમાંથી અને જે ઉદ્દેશથી કરવામાં આવે છે તે તેને આસુરી કે દૈવી બનાવે છે. ધન એક સાધન માત્ર છે તેનો દુરૂપયોગ આસુરી છે અને સદુપયોગ દૈવી ભાવનાથી કરવામાં આવે છે.

નાના વિવિધ પ્રકારનાં દુઃખો, ઝગડાઓ અને વિપત્તિઓમાંથી છુટવાનું હશે તો પ્રથમ  તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવું પડે. તત્ત્વજ્ઞાન પ્રાપ્તિ બાદ જગત તુચ્છમય જણાય છે. પરમ તત્ત્વના જ્ઞાનથી જ મન સ્થિર થાય છે અને તત્ત્વજ્ઞાન માનવ શરીરથી જ થઇ શકે, અન્ય દેહ થકી નહીં

જ. આ કારણે દુર્લભ મનુષ્યત્વ પ્રાપ્ત થયા બાદ તત્ત્વજ્ઞાન સંપાદન કરવામાં ન આવે તો આ મનુષ્ય દેહનો શું અર્થ રહે ?

**મનખા દેહી તો દુર્લભ છે, તે નહીં આવે વારંવાર,**
**પાત્ર પિછાની પરિબ્રહ્મ પુજીયે, તો કુળના હોવે ઉદ્ધાર.**
**ચાર ખાણમાં જીવ આવીયો, ભુલ્યો તે બહુ અપાર,**
**પૂર્વ પુણ્ય પોતા તણાં, તેણે પામ્યો મનખા અવતાર.**
**મનખા દેહી પામ્યા શું થયું, ન જાણ્યા મુગતીનો ભેદ,**
**માણક મોહુ મોલનું, પડયા હૈ અંતર છેદ.**
**સહસ્ત્ર પચાસ ભોગીને, આવે મનખા દેહ,**
**દયા ક્ષમા ધર્મ જાણ્યા નહીં, જેમ ઉન્હાલે વરસે મેહ.**

માનવ દેહમાં આવી જીવાત્માએ પોતાનું જીવન શાસ્ત્રીય શુદ્ધ માર્ગથી જ જીવન જીવી આત્મજ્ઞાન ગ્રહણ કરવું. આમાં જ આપણા જન્મનું સાર્થક છે. જગતમાં આત્મ તત્ત્વ અને જીવન તત્ત્વ આ બે પૃથક્ અને સ્વતંત્ર સત્તા ધારણ કરનાર ચૈતન્ય પ્રવાહ છે. જીવ તત્ત્વ ત્રિગુણાત્મક પ્રકૃતિના આવિષ્કારથી બનેલું જડરૂપ તત્ત્વ છે. આત્મ તત્ત્વ ચિન્મય જયોતિ સ્વરૂપ ચૈતન્ય સ્વરૂપ છે. આ જડચેતનાના સંયોગથી આવ્યષ્ટી, સમષ્ટી, જીવ, પ્રાણીમાત્ર નિર્માણ થયેલાં છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ આ અષ્ટાંગ યોગ સાધનોના દઢ અભ્યાસથી જીવાત્મા જ્યારે પોતાની મલિન અવિદ્યા સ્વરૂપ જડ તત્ત્વ જાણી તેનો ત્યાગ કરવાનો અભ્યાસ કરે ત્યારે જ ચેતન સ્વરૂપ જ્ઞાનાવલંબનથી તે દુઃખમુક્ત થતો જાય છે દુઃખને કારણ તેનામાં રહેલા ત્રિગુણાત્મક પ્રકૃતિને પોતાના વિવેકથી દૂર કરે છે.

**જીરે મારા હંસા કરડી કમાનો, સ્વામીસુ ખેંચો,** 
**તો તીરથ ત્રિવેણી માંહે તરના.**
**ઢાલ ધણીના ધર્મની બાંધો, તો સતની સમશેર સાથે લઢના,**
**બુદ્ધિની બંદૂક સુરતાની દારૂ, ગીનાનનો ગોળો વચે ધરના.**

યોગ જ્ઞાનના દઢ બળથી આઠે અંગોનું તીવ્રતાથી અને સાવધાનીથી અનુષ્ઠાન કરવું. **યમ એટલે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ અને નિયમ એટલે શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વર પ્રાણીધાન.** આ દસે દસ યમ નિયમોનું આચરણ આપણા જીવનમાં કરવું. યમ પ્રત્યે દુર્લક્ષ કરી કેવળ નિયમોનું જ પાલન કર્યું તો પણ જીવાત્માનું પતન હોઇ શકે છે. તેથી યમ અને નિયમોનું યથાર્થતાથી દઢતાથી આચરણ કરવું, કારણ તે આધારે જ બાકીના યોગ અંગેનો સંયોગ ઉભો કરવો પડે છે.

**અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ** આ પાંચે યમોના ધાર ઉપર જ્યારે સાધકનું જીવન ઘસાય છે ત્યારે તે પ્રજ્જવલિત થાય છે પરંતુ તે પ્રજ્જવલિત થયેલા જીવન ઉપર જ્યારે **શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વર પરાયણતાની** ચમક (પોલિશ) ચઢે છે ત્યારે તે જીવનમાં એક અદ્‌ભૂત દિવ્ય વિદ્યુત શક્તિ પ્રકટ થવા લાગે છે અને તે જ શક્તિ તે જીવાત્માનું આસન દઢ સ્થિર બનાવે છે અને પ્રાણાયામ માટે અનુકૂળ બનાવે છે. તે પછી સાધક પોતાની ઇંદ્રિયો પર નિયંત્રણ રાખી શકે છે. સાધક પોતાની ઇંદ્રિયોના રજોગુણ અને તમોગુણને સાફ કરી શુદ્ધ સાત્વિક ચિત્ત બનાવે છે. પ્રત્યાહારની આ ભૂમિકા દઢ સ્થિર કરવા સુલભ બને છે. એકાકાર વૃત્તિ થયા પછી એક જ વિષય પર નિરંતર સ્થિર કરવાથી ધ્યાન અવસ્થા પ્રાપ્ત થાય છે. એ જ ધ્યાન દીર્ઘકાળ પર્યંત ટકી રહે તો તે સમાધિ અવસ્થામાં પરિણમે છે. આ અવસ્થામાં પહોંચવાનો પ્રયત્ન સતત દઢતાથી કરવો જેથી આત્મ સાક્ષાત્કાર તત્ત્વ દર્શન થાય છે.

સાધકે સમાધિ અવસ્થામાં આ સર્વ તત્ત્વોનો સાક્ષાત્કાર કરવો જોઇએ. સાક્ષાત્‌જ્ઞાન પ્રાપ્ત કરવું એટલે જ 'જાણવું'. તત્ત્વજ્ઞાન વાંચવાથી અથવા શ્રવણથી થતું નથી તે જાણવાનો વિષય છે. ધ્યાન અવસ્થા વિવેક ખ્યાતીમાં પ્રવેશ કરી તત્ત્વોનું સાક્ષાત્ જ્ઞાન જાણવા માટે પ્રથમ શાબ્દિક જ્ઞાન પ્રાપ્ત કરવું અને પછી મનોમન જાણવાથી સાક્ષાત્કાર પ્રાપ્ત થાય છે.

કપિલમુનિ પ્રણિત 'તત્ત્વસમાસ', 'સાંખ્યશાસ્ત્ર' તેમજ ભગવાન શંકરાચાર્યકૃત 'તત્ત્વબોધ' તેમજ વેદ, ઉપનિષદ્, ગીતા, યોગવાશિષ્ઠય ભગવત અને અન્ય ઋષિ મુનિ યોગીઓ દ્વારા જે સૃષ્ટિ વિજ્ઞાન, તત્ત્વ વ્યાખ્યા અને તત્ત્વ નિર્ણય કરવામાં આવેલ છે, તેમાં

પરસ્પર વિરોધ એવો વિશેષ કંઇ નથી, જે કંઇ છે તે કેવળ શાબ્દિક છે. વ્યવહારમાં સર્વ એક રૂપે જ વ્યકત થાય છે. પ્રથમ અનાદિ તત્ત્વો ત્રણ ગુણ છે. (૧) સત્ત્વ (૨) રજસ (૩) તમસ. આ ત્રણે ગુણો જયાં સુધી સમ અવસ્થામાં હોય છે ત્યાં સુધી સર્ગકાલ એટલે નિષ્ક્રિય એવી પ્રલયાવસ્થા હોય છે. પરમાત્મા જ્યારે પોતાના સામર્થ્યથી પ્રકૃતિને ગતિ આપે છે ત્યારે આ ત્રિગુણોમાં વિષમતા આવે છે અને તે દ્વારા વિવિધ પ્રકૃતિ નિર્માણ થાય છે. પ્રકૃતિ આઠ છે. અવ્યક્ત, મહત્, અહંકાર અને પાંચ તન્માત્રા. વિકાર સોળ છે. પંચ મહાભૂત અને અગિયાર ઇંદ્રિયો એવા મળીને ૨૪ તત્ત્વો છે. (૧) અવ્યવક્ત - પ્રકૃતિ (૨) મહત્ - બુદ્ધિ (૩) અહંકાર (૪) શબ્દ (૫) સ્પર્શ (૬) રૂપ (૭) રસ (૮) ગંધ (૯) આકાશ (૧૦) વાયુ (૧૧) અગ્નિ (૧૨) જળ (૧૩) પૃથ્વી (૧૪) ત્વક્ (૧૫) નેત્ર (૧૬) કર્ણ (૧૭) ઘ્રાણ (૧૮) રસના (૧૯) વાક્ (૨૦) હસ્ત (૨૧) પાદ (૨૨) ઉપસ્થ (૨૩) ગુદા (૨૪) મન આ ૨૪ તત્ત્વો છે તે સર્વ જડ છે તેમાં (૨૫) રજ (૨૬) સત્ત્વ (૨૭) તમ અને (૨૮) પુરુષ એમનો સમાવેશ થાય છે તેથી એકંદર ૨૮ તત્ત્વો છે. આ ૨૮ તત્ત્વો મળી જીવાત્માનો પિંડ એટલે સ્થૂલ દેહ બંધાય છે. આ પછીની આત્મતત્ત્વની સ્થિતિ હોય છે કારણ આત્મતત્ત્વનો સંયોગ જ્યાં સુધી આ પિંડમાં ન હોય ત્યાં સુધી તે પિંડ જડ હોય છે. આત્મ તત્ત્વના સંયોગથી જ તે ચેતનમય બને છે અને ત્યારે જ આ જીવ પિંડની સૃષ્ટિ દષ્ટિ ગોચર બને છે.

પ્રકૃતિમાં ભગવાનના સામર્થ્યથી જ્યારે ગતિ પ્રાપ્ત થાય છે ત્યારે પ્રકૃતિ દ્રવાવસ્થામાં આવવા લાગે છે. આ અવસ્થાને જ વેદમાં 'समुद्रोअर्णवः' (સમુદ્રનું લહેરવું) એવું કહેવામાં આવેલ છે. આ લહરનારો સમુદ્ર કેટલાય દીર્ઘ કાળપર્યંત લહેરતો રહ્યો એનો અંદાજ કહી શકાય નહીં. અત્યંત દીર્ઘકાલ પછી તેને સ્થૂલરૂપ આવવા લાગે છે અને તેનાથી સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર, પૃથ્વી વગેરે સ્થૂલલોક - પરલોક નિર્માણ થયાં. આ તો પ્રલયથી સૃષ્ટિ ઉત્પત્તિનું વિજ્ઞાન છે પરંતુ વિશેષ એ છે કે પ્રકૃતિમાં જ્યારે પ્રભુ સામર્થ્ય પ્રકટે છે ત્યારે તે અવ્યકતમાં નિત્ય પદાર્થ અવસ્થિત થયા તે જ મહતત્ત્વ છે. આ અવસ્થાને સમષ્ટિ બુદ્ધિ એવું પણ કહેવામાં આવે છે. જે તત્ત્વ મનુષ્યમાં એટલે કે વ્યષ્ટિમાં બુદ્ધી કહેવામાં આવે છે તે જ સમષ્ટિમાં મહતત્ત્વ ગણવામાં આવે છે. આ મહતત્ત્વમાં વધુ ગતિ પ્રાપ્ત થઇને સૂક્ષ્મતા ઓછી થતી જઇ જડતા આવે છે તેને અહંકાર કહે છે. અહંકાર એટલે અહંભાવ. જ્યારે એ ભાવના

થાય કે, આ કામ મેં કર્યું. હું પણાની ભાવના એટલે અભિમાન હોય. હવે એ નિત્ય સ્મરણ રાખવું કે જે પ્રકૃતિને ભગવાને ગતિ આપી કાર્યાન્વિત કર્યું તે સત્ત્વ, રજસ્ અને તમસ્ ગુણોથી યુક્ત છે. આ ત્રણ ગુણો પ્રકૃતિ અથવા તેની પાસેથી ઉત્પન્ન થયેલા તમામ તત્ત્વોમાં અને પદાર્થોમાં વિદ્યમાન રહેશે જ. અહંકારમાં પણ આ ત્રણ ગુણ હોવાના જ. હવે અહંકારથી પાંચ ભૂતો અને પાંચ સૂક્ષ્મશક્તિ-તન્માત્રા નિર્માણ થતાં હોય છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ આ સૂક્ષ્મ તન્માત્રાથી આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી ઉત્પન્ન થઇ અને આ જ મહાભૂતોથી અનેક પ્રકારની સૃષ્ટિ નિર્માણ થઇ.

બીજા પ્રવાહમાં અહંકારથી જ અગિયાર ઇન્દ્રિયો ઉત્પન્ન થઇ અને તે સર્વનો સંયોગ જ્યારે નિર્માણ થયો ત્યારે જીવાત્માએ પૂર્વ કર્માનુસાર, બુદ્ધિ અહંકાર મનથી યુક્ત જન્મ ધારણ કર્યો. તેથી પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, મન, અહંકાર અને બુદ્ધિ. આમાં બુદ્ધિ જ પ્રધાન પદ પર છે. જગતની અને જીવાત્માની આ રચના છે. એક પ્રકૃતિએ ૨૪ રૂપ ધારણ કરવું અને સિવાય ત્રણ ગુણોના યોગે અનેક રૂપ પ્રાપ્ત કરવું. નાના પ્રકારની સૃષ્ટિઓ, નાના પ્રકારની ખાણો, નાના પ્રકારની જીવયોનીઓ, નાના પ્રકારના સ્વભાવ વગેરે શા માટે છે કે જેથી માણસે ભોગ અથવા અપવર્ગ પ્રાપ્ત કરવા. આ માટે અવ્યક્તના ત્રણ ધર્મ છે : (૧) એકત્વ (૨) અર્થતત્ત્વ (૩) પરાર્થ્ય.

**એકત્વ** એટલે કેવળ એક આત્મરૂપ થઇને રહેવું. **અર્થતત્ત્વ** એટલે પ્રયોજન, પુરુષને ભોગ અને અપવર્ગની પ્રેરણા કરવી અને **પરાર્થ્ય** એટલે કેવળ બીજાના માટે જ કાર્ય કરવું, પોતાને માટે નહીં. જ્યારે જીવાત્મા આ વિકારો સાથે સંયુક્ત થયો ત્યારે ત્રણ પ્રકારોથી તેઓએ કર્મ શરૂ કર્યું અને એ જ કર્મ તેને બંધનકારક થયું. દાક્ષણિક, વૈકારિક અને પ્રાકૃતિકબંધ, **દાક્ષિણિકબંધ** એવો છે કે ફળની કામના કરી ઇષ્ટ પૂર્તિ કામમાં પ્રવૃત્ત થવું. એ જીવાત્મા કર્મભોગ માટે પાછો જન્મ લે છે, મુક્ત થતો નથી. **વૈકારિકબંધ** એવો છે કે જે મન અને ઇંદ્રિયો કેવળ વિકારોની જ ઉપાસના કરી તેના જ ઉપભોગ કરે છે તે પણ દૃઢવાસનાથી પુનર્જન્મ લે છે. મુક્ત થતો નથી. **પ્રાકૃતિકબંધ** એવો છે કે જે જીવાત્મા પૂર્વોક્ત વિચારોથી આગળ ખસે છે અને અષ્ટવિધ પ્રકૃતિના ચિંતનમાં આંટાફેરા ખાય છે. તે પણ સૂક્ષ્મ વાસનાઓથી

પુનર્જન્મ પ્રાપ્ત કરે છે. મુક્ત થતો નથી. સાધકને આ ત્રણે પ્રકારના બંધનમાંથી છૂટવાનું છે. દાક્ષણિક બંધનમાંથી છુટવાનું હશે તો નિષ્કામ કાર્યો કરવાં જોઇએ. બાકી બે બંધનોમાંથી છુટવાનું હોય તો સાધકે પોતાનું ચિત્ત સર્વ વિકૃતિ પ્રકૃતિના આગળ લઇ જવું અને કેવળ આત્મ સ્વરૂપમાં જ સ્થિર કરવું જોઇએ, ત્યારે જ તેની આ બંધનમાંથી મુક્તિ થશે.

જ્યારે આત્માનો આ જડ તત્ત્વો સાથે સંબંધ થાય છે ત્યારે સમષ્ટિમાં જે મહત્ થયું તે જ માનવમાં બુદ્ધિ રુપથી અવસ્થિત થયું. ત્યારે જ પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન આ પાંચ વાયુ કાર્યરત થયા અને ત્યારે જ પાંચ પ્રકારની અવિદ્યાએ તેનો ઘેરાવ કર્યો. **(૧) અવિદ્યા (૨) અસ્મિતા (૩) રાગ (૪) દ્વેષ (૫) અભિનિવેશ.** મનુષ્ય જ્યારે પોતાના શરીર પર આત્મબુદ્ધિની ધારણા કરે છે તેને જ **અવિદ્યા** કહે છે, પોતાની બુદ્ધિને જ આત્મા સમજે તે **અસ્મિતા.** મારી પાસે આ આ પદાર્થ હોવા જોઇએ એવી લોભવૃત્તિ એટલે **રાગ** અને આ આ પદાર્થ દૂર થવા જોઇએ એવી ઘૃણાવૃત્તિ એટલે **દ્વેષ.** હું સદૈવ અમર હોવો જોઇએ, મૃત્યુવશ થવું ન જોઇએ એવી વૃત્તિ એટલે **અભિનિવેશ.** આ પાંચ પ્રકારની અવિદ્યાએ જીવાત્માને દેહ બંધનમાં જકડેલ છે.

**બુદ્ધિના પણ આઠ રૂપો અને ત્રણ વૃત્તિઓ છે. ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, અધર્મ, અજ્ઞાત, અવૈરાગ્ય અને અનૈશ્વર્ય આ બુદ્ધિના આઠ રૂપો છે.** શાંત, ઘોર અને મૂઢ એમ ત્રણ વૃત્તિઓ છે. આ સર્વ રૂપો અને ત્રણ વૃત્તિઓ સત્ત્વ, રજ, તમ આ ત્રણ ગુણો અનુસાર કાર્ય કરે છે. આ સર્વ રૂપો અને સર્વ વૃત્તિઓ બુધ્ધિમાં વિદ્યમાન તો રહે જ છે પરંતુ જ્યારે જ્યારે બુધ્ધિમાં એક રૂપ પ્રધાનતાથી કાર્ય કરતું હોય છે ત્યારે તેના વિરોધી રૂપ અથવા વૃત્તિ દબાયેલી રહે છે. સાધકે આ પ્રયત્ન કરવો પડે કે સારા રૂપો અથવા વૃત્તિઓ ઉન્નત કરવી અને વિરોધી રૂપો અથવા વૃત્તિઓ દબાવવાનો અભ્યાસ કરવો.

બુધ્ધિમાં જ્યારે સત્ત્વ વધે છે રજસ્, તમસ્ દબાય છે, ત્યારે મનુષ્ય ધર્મનું પાલન કરવા (દાન, દયા, તપ, યમ, નિયમ પાલન કરવા માટે) પ્રવૃત્ત થાય છે. જ્ઞાન એટલે પ્રકૃતિના અથવા આત્માનું તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરે છે. સર્વ વાસનાઓમાંથી મનને પરાવૃત્ત કરી વૈરાગ્ય સાથે જોડાય છે. ઐશ્વર્ય એટલે તત્ત્વજ્ઞાનના માર્ગનુસાર વર્તન કરી મન પ્રસન્ન સત્ય સંકલ્પયુક્ત

અને અદ્‌ભૂત જ્ઞાનાનંદમાં મગ્ન થાય છે. આ બુધ્ધિના ચાર સાત્ત્વિક રૂપો છે. એના વિપરીત ચાર તામસ રૂપો છે. સાધકે આ ચાર તામસ રૂપોથી પોતાને બચાવી આત્મિક ઉન્નતિ કરતા રહેવું.



આપણને જે સ્થૂલ શરીર દેખાય છે તેની અંદર વધારાના બે શરીરો છે. સ્થૂલ શરીર પંચીકરણના (પંચમહાભૂતોના) કર્માનુસાર બનેલું છે અને સુખ દુ:ખ ભોગવાનું પ્રધાન સાધન છે. આ સ્થૂલ શરીર નિર્માણ થાય છે, વધે છે, કૃશ બને છે, રોગી થાય છે, વિનાશ પામે છે એવી તેની અવસ્થાઓ થાય છે. તેનામાં પાંચ કોશ, પાંચ પ્રાણ, અગીયાર ઇંદ્રિયો છે. આત્મા તે સર્વ સંઘનો ચાલક રહે છે. એમાં જો સત્ત્વગુણ પ્રાધાન્યથી હશે તો શરીર હલકુ રહે છે. ઇંદ્રિયોને પ્રસન્નતા જણાય છે. બુધ્ધિ નિર્મળ બની પ્રકાશમાન થાય છે. જો શરીરમાં રજોગુણ વધુ હશે તો શરીર દુ:ખરૂપ બને છે. ઉત્તેજના અને ચંચલતા વધે છે. કોઇ પણ એક કામમાં મન ટકાવી શકાતું નથી. તમો ગુણ વધુ હોય તો મોહ સ્વરૂપ ધારણ કરે છે, શરીર ભારે લાગે છે, ઇંદ્રિયો શીઘ્રતાથી કર્મ કરી શકતી નથી. ભજન, સત્સંગમાં નિંદ્રાથી ઘેરાય છે.

આ સ્થૂલ શરીરમાં **(૧) અન્નમય કોષ :** અન્નથી સંતુષ્ટ થનાર અને સર્વ કોષોનો આધાર રહેલો એક કોષ છે. **(૨) પ્રાણમય કોષ :** પાંચ પ્રાણ અને પાંચ કર્મેન્દ્રિયો એમનાં સહયોગને પ્રાણમય કોષ અથવા 'ક્રિયાશક્તિ' એવું કહે છે. **(3) મનોમયકોષ :** મન અને શ્રોત્ર, ઘ્રાણ, ચક્ષુ, જિવ્હા અને ત્વક્. આ પાંચ જ્ઞાનેન્દ્રિયોથી બનેલો આ કોષ ઇચ્છાશક્તિનું કેન્દ્ર છે. **(૪) વિજ્ઞાનમયકોષ :** બુધ્ધિ અને પાંચ જ્ઞાનેન્દ્રિયોના સંયોગથી જે પ્રકાશ ઉત્પન્ન થાય છે તેને જ્ઞાનશક્તિ કહે છે. **(૫)** આ સર્વથી પર એવી આનંદની માત્રા જ્યાં પ્રકટ થાય છે તે **આનંદમયકોષ** છે. ત્યાં ક્રિયાશક્તિ, ઇચ્છાશક્તિ અને જ્ઞાનશક્તિ શાંત થઇ જાય છે. આત્મા તે સર્વ કોષોથી ભિન્ન છે.

સ્થૂલ શરીર અંતર્ગત એક સૂક્ષ્મ શરીર છે. જે જન્મ જન્મ પર્યંત જીવાત્માના સાનિધ્યમાં રહે છે. આ સૂક્ષ્મ શરીર જ્યાંથી આત્માનો શરીર સાથે સંબંધ થયો તે સમયથી છે અને જીવાત્માને જ્યાં સુધી મોક્ષ મળતો નથી ત્યાં સુધી રહે છે. યોગી લોકો એ જ સૂક્ષ્મ શરીર દ્વારા પાછળના અનેક જન્મોનું સ્મરણ રાખે છે. તે પંચ તન્માત્રા વડે બનેલું છે. સુખદુ:ખ ભોગવવાનું

સાધન છે. આ શરીરમાં પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ પ્રાણ, પાંચ તન્માત્રા અને મન, બુધ્ધિ એવા તત્ત્વો છે. આત્મા એથી ભિન્ન છે.

આ શરીરમાં જન્મજન્માતરની કર્મની વાસનાઓ બીજ રૂપથી રહે છે. એ જ શરીરના સહાયથી પોતાના કર્મ અનુસાર આત્મા વિવિધ યોનિઓમાં જાય છે. તે અત્યંત સૂક્ષ્મ છે, અણુ, રેણુ, ત્રસરેણુ આટલા જીવાત્મામાં પણ તે સૂક્ષ્મ રૂપથી હોય જ. જ્યારે કોઇનું મૃત્યુ થાય છે ત્યારે તેનું સૂક્ષ્મ શરીર, શરીરમાંની સર્વ સૂક્ષ્મ શક્તિ અને ઇંદ્રિયોના સૂક્ષ્મ ભાગોને એકત્ર કરી પોતાની સાથે લઇ જાય છે. આપણે આ જીવનમાં જે કંઇ કર્મ કરીએ છીએ, ધર્મ કે અધર્મ, ભક્તિ કે મુક્તિ, વૈરાગ્ય કે અવૈરાગ્ય, ઐશ્વર્ય કે અનૈશ્વર્ય આ તમામ કર્મોના અત્યંત સૂક્ષ્મ સંસ્કાર આ સૂક્ષ્મ શરીરમાં થાય છે. આપણો દરેક સંકલ્પ વિચાર, કર્મ, હાવભાવ જેવો ને તેવો જ સૂક્ષ્મ શરીરના ચિત્તમાં અંકિત થાય છે. સ્થૂલ શરીર આત્મઘાત અથવા અન્ય અનેક ઉપાયોથી નષ્ટ થઇ શકે છે પણ સૂક્ષ્મ શરીર જગતના કોઇ પણ ઉપાયોથી નષ્ટ થઇ શકે નહીં. એ જ સૂક્ષ્મ શરીર ભિન્ન ભિન્ન યોનિમાં માનવ આત્માને કર્માનુસાર લઇને ફરે છે. અથર્વવેદના પાંચમા કાંડમાં કહેલું છે કે, -

**ओं आ यो धर्माणि प्रथमः, ससाद ततो वपूंषि कृणषे पुरुणि ।**
**धास्युर्योनिं प्रवेम आ विवेशा, यो वाचमनुदितां चिकेत ।।**

મનુષ્ય પૂર્વ જન્મમાં ઉત્તમ પ્રકારે ધર્માચરણ કરી તે યોગે ઉત્તમ શરીર ધારણ કરે છે અને અધર્માચરણના યોગે તેને નીચ શરીર પ્રાપ્ત થાય છે. પૂર્વ જન્મના પાપ પુણ્યના ફળ ભોગનારો આત્મા પૂર્વ જન્મનું શરીર છોડયા બાદ વાયુ રૂપ રહે છે તે પછી જળ, ઔષધી, અન્નમાં પ્રવેશ કરી પોતાને કર્મ યોગ્ય એવા પિતાના શરીરમાં વીર્ય રૂપથી કે માતાના શરીરમાં રજોરૂપથી સ્થિર થઇ માતાના ગર્ભાશયમાં અનુરૂપ સમયે શરીર ધારણ કરે છે અને પુનઃ જન્મ લે છે. જે જીવાત્મા પૂર્વના સુસંસ્કારો અનુસાર અનુદિત વેદવાણી યથાર્થતાથી પાલન કરે છે તે ઉત્તમ સુખો ભોગવે છે અને જે દુષ્ટ બુધ્ધિથી અધર્માચરણ કરે છે તે નીચ કીટક, પતંગ, પશુ આદિ શરીરો ધારણ કરી અનેક દુઃખો ભોગવે છે. જ્યારે આત્મા મનને અને મન ઇંદ્રિયોને કોઇ પણ વિષયમાં લગાડે છે (સારા અથવા ખરાબ). જીવની ઇચ્છા તે ઇચ્છિત વિષય પર જતી

હોય છે તે જ ક્ષણે આત્મામાં ત્યાજ્ય કાર્ય કરતી વખતે ભય, શંકા અને લજ્જા પ્રકટ થાય છે અને સારૂ કાર્ય કરતી વેળા અભય, નિઃશંકતા અને આનંદોત્સાહ પ્રકટ થાય છે. આ સર્વ ક્રિયા જીવાત્મા પર નહો પરંતુ તેમાં વસેલા સૂક્ષ્મ શરીરાનુસાર - આત્મતત્વાનુસાર બનતી હોય છે. જીવાત્મા જ્યારે પરમાત્માના આ આદેશને સાંભળી પોતાની ઇચ્છા અને સંકલ્પ છોડી દઇ પરમાત્માની જ આજ્ઞાનું પાલન કરશે ત્યારે સૂક્ષ્મ શરીર નિર્મળ શુદ્ધ બની મનુષ્યના સ્થૂલ શરીરને પણ શુદ્ધ અને પવિત્ર બનાવે છે.



ત્રીજા શરીરનું નામ છે કારણ શરીર. પ્રકૃતિ જ્યારે વિકૃત બને છે ત્યારે જ પ્રત્યેક જીવાત્માને આ પ્રકૃતિનો જ એક અત્યંત સુક્ષ્મ ભાગ પ્રાપ્ત થાય છે, પરંતુ તે ભાગ પણ પ્રકૃતિ રૂપ જ હોવાથી ભગવાન અને સર્વ જીવો માટે હોવા છતાં આત્મા તેનાથી ભિન્ન જ છે. મનુષ્ય જ્યારે સુષુપ્તિ અવસ્થામાં હોય છે ત્યારે તે પોતાના કારણ શરીરથી કાર્ય કરતો હોય છે. જે પ્રમાણે ઇસ, ઉપળાં, પાયા, દોરી અથવા પાટીના સહાયથી પલંગ તૈયાર થાય છે અને તે કોઇના માટે પણ ઉપયોગમાં લાવવામાં આવે છે, તદ્વત આ શરીરનો સંગાથ જીવાત્મા માટે જ રહે છે. આ જીવાત્મા સત્ ચિત્ સ્વરૂપે છે. જગતના ભોગ ભોગવવા માટે અને દુ:ખની અત્યંતિક નિવૃત્તિ કરી મોક્ષ પ્રાપ્તિ માટે માનવ શરીર સાથે એનો સંબંધ આવે છે. આ આત્માનું પોતાનું નિજ રૂપ ક્યારેય કોઇનાથી પણ બગડતું નથી. સદૈવ એક રસ જ્ઞાનવાન હોય છે. પ્રકૃતિના ચોવીસ તત્ત્વોમાંથી આ આત્મા કોઇ પણ એક જડ તત્ત્વ સાથે આત્મબુધ્ધિ કરે છે ત્યારે દુ:ખી થાય છે. પલંગ પરનો માણસ જયારે કહેશે કે હું પલંગ જ છું તો તેના જેવી હાસ્યાસ્પદ સ્થિતિ બને છે, તેવી રીતે હું શરીર છું એવું પણ સમજી શરીર સાથે સંબંધીત આત્મા સુખી બને છે, દુ:ખી બને છે, હસે છે, રડે છે, સ્વસ્થ પણ થાય છે, રોગી પણ બને છે. પરંતુ જ્યારે જીવાત્મા ધ્યાન અવસ્થામાં ગયા પછી પ્રત્યક્ષ જુએ છે કે હું તો પ્રકૃતિ કરતાં અને પ્રકૃતિના તમામ તત્ત્વોથી ભિન્ન છું, ત્યારે તેની તમામ ભ્રમ જાળ નીકળી જાય છે. સર્વ પાપો, જરા, મૃત્યુ, રોગ, શોક, ક્ષુધા, પિપાસાથી હું ભિન્ન છું, હું સત્ય કામ છું, સત્ય સંકલ્પ અને અટલ આશ્રય છું, એ તેના સમજમાં આવે છે. જીવાત્માને એ જ પુરુષાર્થ કરવાનો છે કે તેને પ્રકૃતિના તત્ત્વોનું વાસ્તવિક સ્વરૂપ જાણી તેમાંથી ઉત્થાન કરી સત્ચિત્ આનંદ તત્ત્વો સાથે એક રૂપ થવું છે.

બ્રહ્મ સત્ ચિત્ આનંદ છે. તેની સાથે સંબંધ રાખી સત્ ચિત્ રૂપ રહેલો જીવાત્મા આનંદ પ્રાપ્ત કરી લે છે. સ્થૂલ શરીર તો મૃત્યુમાં પરિણમે છે. સિંહના મુખમાં રહેલી બકરીની માફક સ્થૂલ દેહ કાળના મુખમાં છે. જીવાત્મા આ મૃત્યુને આધીન શરીરનો આશ્રય કરીને પોતાને સુખ દુ:ખ ગ્રસ્ત માને છે પરંતુ જીવાત્માએ જો પરમાત્મા સાથે પોતાનો સંયોગ કર્યો તો તેને પૂર્ણ આનંદનો લાભ થશે. બ્રહ્મ તત્ત્વના સામર્થ્યથી પ્રકૃતિમાં ગતિ ઉત્પન્ન થાય છે અને તે જીવાત્માના હિત માટે પ્રભુની આજ્ઞાથી વિકૃત થઇ નાનાં રૂપ ધારણ કરે છે. બ્રહ્મ તત્ત્વ ફક્ત તારને છેડે છે અને જીવાત્મા તથા પ્રકૃતિના ચોવીસ તત્ત્વો રમત રમે છે. બ્રહ્મતત્ત્વ કેવળ દ્દષ્ટા બને છે. સંસારમાંના સર્વથી મહત્વનો મહદ્કોષ આનંદ તેઓએ પોતાની પાસે રાખેલો હોય છે. બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે. તેનો ગુણ આનંદ પણ સર્વ વ્યાપક છે પરંતુ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા પદાર્થમાં તે આનંદનો કેવળ પડછાયો છે. પ્રકૃતિજન્ય તત્ત્વોથી મળેલો જીવાત્મા ભ્રમથી-અજ્ઞાનથી સમજે કે પ્રકૃતિના તત્ત્વમાં આનંદ છે. પડછાયાને તે વાસ્તવિક વસ્તુ સમજે છે અને પછી તેની પ્રાપ્તિ માટે દુ:ખી બને છે. આ દુ:ખ ત્યારે જ દૂર થાય છે જ્યારે આ ભ્રમ નીકળીને આનંદનો સ્ત્રોત બ્રહ્મતત્ત્વ સુધી પહોંચે છે.

આત્મતત્ત્વ અને બ્રહ્મતત્ત્વનો મેળાપ તત્ત્વજ્ઞાનનું ફળ છે. પરંતુ અનુભવી મહાત્માઓનો નિશ્ચિત મત છે કે નાશવંત અસ્થિર પ્રકૃતિના વિકૃતિમાંથી બનેલા પંચમહાભૂતોના (જેમને પોતાની કોઇ પણ પ્રકારની સત્તા નથી એવા સત્તા રહીત) સ્થિતિને વિવેક બુધ્ધિથી જાણી તેનો ત્યાગ કરી અદ્વૈત સત્ત્વ આત્માને ઓળખવો. આ વિકારી ભૂતો પ્રથમ ન હતા અને અંતમાં પણ રહેશે નહીં. તેઓ મારા કલ્યાણ માટે નિર્માણ થયેલાં છે. તે મારાં દાસ છે. હું તેમનો દાસ નથી, તે નાશવંત, જડ, જ્ઞાનશૂન્ય છે. હું નિત્ય, ચેતન અને જ્ઞાનવાન છું. હું તેમની જાળમાં કેમ ફસાઇ પડું ? હું તો આત્મા છું. અલ્પજ્ઞ હશે, શરીરમાં બંદીવાન હશે, દુ:ખ ભોગવતો હશે, આનંદ પ્રાપ્તિનો પ્રયત્ન કરતો હશે પણ છે તો આત્મા જ. મારો સહયોગી પરમાત્મા છે. પરમાત્મા અને જીવાત્મા એક જ પરિવારના છે. જીવાત્માને ઉચિત છે કે તેઓએ પોતાના ચેતન તત્ત્વો સાથે એક રૂપ થવાનો પ્રયત્ન કરવો. વિવેક ખ્યાતીના સાધનોથી આ સાક્ષાત્ જ્ઞાનનો પ્રસાદ મેળવવો. તે સ્થિતિ જ્યાં સુધી ન આવે ત્યાં સુધી, પ્રભુ ભજન, સત્સંગ, સ્વાધ્યાય કરવો પ્રતિ દિનના કાર્યક્રમનું નિરીક્ષણ કરવું. બુધ્ધિપૂર્વક સાંસારીક કાર્ય

કરી સર્વથી અલિપ્ત રહેવાનો પ્રયત્ન કરવો.



જગતમાં - સંસારનાં દુ:ખોની ગણત્રી કરવા જેવી નથી, પરંતુ તે સર્વ દુ:ખોના ત્રણ વિભાગ પડે છે. **(૧) આદ્યાત્મિક દુ:ખ :** રોગાદિ દ્વારા, આપઘાત દ્વારા શરીરમાં ઉત્પન્ન થયેલું દુ:ખ અને કામક્રોધાદિ વિકારોથી મનમાં થયેલું દુ:ખ. **(૨) આધિભૌતિક દુ:ખ :** વિષોક્ત જીવજંતુથી અથવા વ્યાઘ્ર સિંહાદિ ક્રૂર પ્રાણીઓથી થયેલ દુ:ખ, અગ્નિ, પવન, પાણી વગેરેથી નિર્માણ થયેલ દુ:ખ. **(૩) આધિદૈવિક દુ:ખ :** અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, દુષ્કાળ, ભૂકંપ, મહા પૂર વગેરે દ્વારા નિર્માણ થયેલું દુ:ખ.

એવા ત્રણ પ્રકારના દુ:ખોથી જીવાત્મા પીડાય છે. અને તેમાંથી છૂટવા માટે તે સતત પ્રયત્ન કરતો રહે છે. આ સર્વમાં ભૂખ અને તૃષાનું દુ:ખ સૌથી વધુ હોય છે, ભૂમિની ઉત્તમ પ્રકારે માવજત કરી અનાજ ઘરમાં આવે ત્યાં સુધી કેટલો પરિશ્રમ ઉઠાવવો પડે છે, કેટલી ચિંતાઓ રહે છે, કેટલાં કષ્ટ સહન કરવાં પડે છે. આખો સંસાર પણ આવી વિટંબણામાં જ ફસાયેલો છે. એક દુ:ખમાંથી બીજા અનેક દુ:ખોની ઉત્પત્તિ થાય છે. જીવાત્મા એક દુ:ખ મટી ગયા પછી આપણે સુખી થઇશું એવો વિચાર કરે છે પરંતુ ખરેખર તે સુખી બની શકતો નથી. જ્યારે ભગવાને આ સૃષ્ટિ બુધ્ધિપૂર્વક અને પૂર્ણ નિયમોથી બનાવેલી છે તો દુ:ખ દૂર કરવાના પ્રયત્નમાં મનુષ્ય સફળ કેમ થતો નથી ? દુ:ખ નિત્ય પ્રતિ કેમ વધે છે ? એનું કારણ એક જ છે કે, જીવાત્મા દુ:ખનો નાશ કરવાનો પ્રયત્ન કરતો નથી. દૂર કરવાનો એટલે કે દુ:ખને ટાળવાનો ફક્ત પ્રયત્ન કરે છે. સર્વ શાસ્ત્રોમાં અને સર્વ અનુભવી મહાત્માઓએ દુ:ખનો આત્યંતિક નાશ અને સદૈવ સુખમાં મગ્ન રહેવાનો માર્ગ અથવા સાધન એક જ કહેલું છે. તે એટલે કે તત્ત્વજ્ઞાન પ્રાપ્તિ. તત્ત્વજ્ઞાન સિવાય તે ઉદ્દેશપર્યંત પહોંચવું કઠણ છે.

**युञ्जानः प्रथमं मनस्तत्त्वाय सविता धियः ।**
**अग्नेर्ज्योतिर्निचाय्य पृथिव्या अध्याभरत् ॥**
**यजु. ११/१.**



તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે જ્યારે યોગી પોતાના મનને ઇશ્વર સાથે યુક્ત કરે છે ત્યારે પરમેશ્વર તેની બુધ્ધિને પોતાની કૃપાથી યોગીમાં યુક્ત કરે છે, પછી તે સાધક પરમેશ્વરના

પ્રકાશને પોતાનામાં ધારણ કરે છે.

**युक्तेन मनसा वयं, देवस्य सवितुः सवे ।**
**स्वर्ग्याय शक्त्या ॥**
– यजु. ११/२

દુઃખમાંથી છૂટી મોક્ષ - આનંદ પ્રાપ્ત કરવા માટે યોગ કે પછી વિજ્ઞાન અથવા તત્ત્વજ્ઞાનના સામર્થ્યથી ઉપાસના - યોગ દ્વારા આત્માને શુદ્ધ કરી પરમેશ્વરથી પ્રકાશ રૂપ આનંદ પ્રાપ્ત કરી લો. શરીર અને બ્રહ્માંડ બંનેનું તત્ત્વ એક જ છે. બંનેમાં ઘણું જ સામ્ય છે. પૃથ્વી, જલ, વાયુ, અગ્નિ, આકાશ અને અવ્યક્ત બ્રહ્મ એટલે પરમાત્મા આ છ ધાતુથી બનેલું આ જગત છે. તે જ પ્રમાણે મનુષ્ય શરીરમાં પણ પાંચ ભૂતો અને આત્મા છે. જગતમાં એક બાજુએ પાણીનો પ્રભાવ છે. શરીરમાં પણ કલેદ રૂપથી પાણી છે. જગત જડ દશ્યમાન છે, શરીર પણ જડ પૃથ્વી રૂપ દશ્યમાન છે. જગતમાં અગ્નિ છે, શરીરમાં પણ જઠરાગ્નિ છે. જગતમાં વાયુ વહે છે, શરીરમાં પણ પ્રાણ અપાન વાયુઓનું આવાગમન છે. જગતમાં આકાશ છે, શરીરમાં પણ છિદ્ર સમુહ છે. જગતનો પ્રકાશ બ્રહ્મ છે, શરીરનો પ્રકાશ જીવાત્મા છે. આ પ્રકારે પિંડમાં જે છે  તે બ્રહ્માંડમાં ભરેલું છે. આદિ યોગી ભગવાન શિવ કહે છે કે, :-

**देहेऽसिमन् वर्तते मेरुः सप्तद्वीपसमन्वितः ।**
**सरितः सागराः शैलाः क्षेत्राणि क्षेत्रपालकाः ॥**

આ શરીરમાં સપ્ત દ્વીપ વાળી પૃથ્વી, સુમેરુ પર્વત અને નદીઓનો સમુહ, સપ્ત સાગર અને ક્ષેત્રપાલ વિદ્યમાન છે. સપ્ત લોક, સપ્ત પાતાળ પણ આ શરીરમાં છે.

**मूलाधारे तु भूर्लोकः, स्वाधिष्ठाने भुवस्ततः ।**
**स्वर्लोको नाभिदेशेच, हृदये तु महस्तथा ॥**

**जनलोकं कण्ठदेशे, तपोलोकं ललाटके ।**
**सत्यलोकं महारन्ध्रे, इति लोकाः पृथक् पृथक् ॥**



**तलं पादांगुष्ठतले, तस्योपरि तलातलम् ।**
**महातलं गुलकमध्ये, गुलकोपरि रसातलम् ॥**

**सुतलं जंघयोर्मध्ये, वितलं जानुमध्यगम् ।**
**उर्व्वोर्मध्ये तलम्पोक्तं, सप्त पातालमीरितम् ।।**



આપણા શરીરમાં ચૌદ ભુવન વસેલાં છે. મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર, અનાહદ, વિશુદ્ધ, આજ્ઞા અને સહસ્ત્રાધાર ચક્રોમાં અનુક્રમે ભૂલોક, ભુવર્લોક, સ્વર્ગલોક, મહર્લોક, જનલોક, તપલોક અને સત્યલોક વસેલાં છે. તેમજ તળપગમાં, પગમાં, ઢીંચણમાં, સાથળમાં, જાંઘમાં, હાથમાં અને બાહુમાં અનુક્રમે તલ, તલાતલ, મહાતલ, રસાતલ, સુતલ, વિતલ અને પાતાલ એવા ચૌદ ભુવન આ જ શરીરમાં વસેલાં છે અને તે ભુવનના ચાલક અનંત-બ્રહ્માંડ નાયક પણ આ શરીરમાં ઓતપ્રોત ભરેલો છે. તેની આજ્ઞા વગર કોઇ પણ ઇંદ્રિય કાર્યરત થઇ શકતી નથી. પ્રકૃતિના સંગથી આત્મા કર્મ વશ થઇ સુખ દુ:ખ ભોગવે છે પરંતુ કર્મ ક્ષયથી જ્યારે તેની આત્મ બુધ્ધિ પ્રકટ થાય છે ત્યારે તેને પોતાનું પ્રકૃતિથી અલગપણું ધ્યાનમાં આવે છે અને તેઓ પવિત્ર, નિષ્કામ, નિરાયમ થઇ દુ:ખનો ત્વરીત નાશ કરી મોક્ષ પ્રાપ્ત કરી લે છે.

સાધકે સર્વ પ્રથમ આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વીનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવું. આ વસ્તુઓ કેવી છે ? તેમનું કાર્ય કેવું છે ? સ્વભાવ, ગુણ કેવા છે ? તેમાં સાત્વિકપણું, રાજસપણું, તામસપણું કેવા પ્રકારનાં છે ? એનું જ્ઞાન સંપાદન કરવું. ત્યાર પછી આપણા શરીરમાં આ પંચ પ્રાણ કઇ જગ્યાએ અને કેવી રીતે કાર્ય કરે છે, આ સર્વ જ્ઞાન મહાન જ્ઞાની એવા વિતરાગ મુનિ, ગુરુ, મહાત્મા દ્વારા પ્રાપ્ત કરી લેવું અને આપણા ધ્યાન અવસ્થામાં તેનો અનુભવ કરવો. દરેક તત્ત્વનું શરીરમાં શું કાર્ય છે અને બ્રહ્માંડમાં તે તત્ત્વ કેવું કાર્ય કરે છે. શરીરના તત્ત્વો અને જગતના તત્ત્વોની એવી સમાનતા, એકરૂપતા થવી જોઇએ કે જગતનું કોઇ પણ તત્ત્વ શરીરમાંના કોઇપણ તત્ત્વને હાની પહોંચાડી શકે નહીં. ઉલટાનું સહાયક થઇ રક્ષક થવાં જોઇએ. બાહ્ય જગત અને આંતરિક જગતના અભેદતા આ પરથી સમજાય તેમજ આત્મ તત્ત્વ અને બ્રહ્મ તત્ત્વમાં પણ સામ્ય નહીં પણ અભેદતા જાણવાનો પ્રયત્ન કરવો. આ બાબતે સૌથી પહેલાં સમજવું કે બ્રહ્મ તત્ત્વ તો જગતમાં અને જગતની બહાર પણ વિરાજમાન છે પરંતુ જગતમાં કોઇ પણ વસ્તુ માત્રમાં તે લિપ્તમાન નથી, અસંગ છે. બ્રહ્મતત્ત્વ કેવળ નાટક જોનાર છે. નાટક કરનારા અન્ય જ છે. તેમનાં સારા કે ખરાબ કર્મોને વેગ આપવા

અથવા નારાજી વ્યક્ત કરવી તેમનું કામ છે. જીવાત્મા આ શરીરમાં બદ્ધ છે. જ્યાં સુધી આ શરીરમાં છે ત્યાં સુધી મન અને ઇંદ્રિયો પાસેથી વ્યવહાર ચલાવે છે. બંધનમાં છે ત્યાં સુધી ઇંદ્રિયો દ્વારા ભલાં બુરાં કર્મ કરાવી તેમના સુખદુ:ખ રૂપ ફળો ચાખે છે. પોતે નાટક રૂપ થઇને રહે છે, પરંતુ સાધકે તેને જાણી પોતાના આત્મ તત્ત્વને તેની પાસેથી અલગ-અલિપ્ત રાખવાનો પ્રયત્ન કરવો.

અરીસાનો ઉપયોગ કરનાર પોતાને અરીસો સમજતો નથી પણ અરીસો આપણું સ્વરૂપ ઓળખવાનું - જોવાનું કેવળ સાધન માત્ર છે, આપણે પોતે અરીસાના રૂપમાં નથી. અરીસાથી અલગ છીએ તે પ્રમાણે જ માયા, પ્રપંચ, ઇંદ્રિયો, મન વગેરે પણ આપણું સ્વરૂપ ઓળખવાનાં સાધન છે. તેમના કર્મ સાથે તદ્રુપ થઇ શોક, મોહ, હર્ષ, ઉન્માદ વગેરે કરવાની શું જરૂર ? કારણ હું આત્મા છું, તેઓ અનાત્મા છે. અનાત્મ અથવા ભૌતિક પદાર્થથી આપણું આત્મ સ્વરૂપ અલગ છે. એવો અનુભવ સાધક જ્યારે ધ્યાન અવસ્થામાં કરે છે ત્યારે તેને તત્ત્વજ્ઞાન થયું એવું કહેવામાં આવે છે.

**इयं कल्याण्यजरा मर्त्यस्यामृता गृहे ।**
**यस्मै कृता शये स यश्चकार जजार सः ।।**
**- अर्थव. १०/८/१६**

કલ્યાણ કરનાર આ આત્મદેવ અમર છે. અને તેઓ મર્ત્ય પ્રાણીઓના ઘરમાં એટલે કે શરીરમાં રહે છે. જેને આત્મબોધ થાય છે તેઓ સુખ પ્રાપ્ત કરે છે અને જે પુરૂષાર્થી છે તે સ્તુતિ કરવા જ પાત્ર છે.

તત્ત્વજ્ઞાનના કાર્ય સાથે અજ્ઞાનની નિવૃત્તિ થાય છે અને તેના વડે આત્મતત્ત્વ અને બ્રહ્મતત્ત્વમાં કોઇ પણ પ્રકારનું આવરણ રહેતું નથી. તેમનું એકરૂપત્વ-મિલન થાય છે. અજ્ઞાન અવિદ્યારૂપી આવરણ દૂર થયું. આત્મા એ જ પરમાત્મા આ ઉત્તમ  **'एकत्वमनुपश्चति'** અવસ્થા હવે પ્રકટ થઇ. જે આ શરીરમાં એ જ જગતમાં એની જાણ સાધકને થઇ તેઓ વિરામ પામે છે.

स एष एक एकवृदेक एव ॥
– अथर्व. १३/४/१/१२.

પરમાત્મા સર્વ વ્યાપક હોઇ કેવળ એક જ છે. તે અનુપમ, અજર, અમર, અભય, નિત્ય, સનાતન, નિર્વિકાર, નિર્મલ, અંતર્યામી અને સર્વનો ઉપાસ્ય છે. ઇંદ્ર, મિત્ર, વરૂણ, અગ્નિ, સુપર્ણ, દિવ્ય, યમ, માતરિશ્વા વગેરે તેના અનેક નામો છે. તેનું મુખ્ય અને બીજુ નામ ૐ છે. વેદ, ઉપનિષદ, ગીતા, સાંખ્યદર્શન વગેરે સર્વ શાસ્ત્રોએ તેને ૐ એ જ નામથી ઓળખી તે તત્ત્વને જાણવાનો આદેશ આપેલ છે. અથર્વવેદના ૧૧મા કાંડમાંના ૭ મા સુક્તના ૨૭ મા મંત્રમાં સૃષ્ટિ સંબંધે ખૂબ સુંદર વર્ણન કરેલું છે. આ સર્વ સૃષ્ટિ પરમાત્માના જ સામર્થ્યથી બનેલી હોઇ તેઓ જ પોતાના સામર્થ્યથી તેને ધારણ કરે છે, પંચભૂત, સપ્ત ઉર્ધ્વલોક, સપ્તપાતાળ, દશ પ્રાણ, નવગ્રહ, દશેન્દ્રિયો આ સર્વની ઉત્પત્તિ તેની પાસેથી થાય છે. લય પણ તેમાં જ થતો હોય છે. એ જ પરમાત્મા પિતાના પણ પિતામહ છે. પ્રાણોના પાલક-રક્ષક અને હિતકારી છે. સૃષ્ટિમાં રહી સર્વ બંધનોના પાર છે.

आविः सन्निहितं गुहा, जरन्नाम महत् पहम् ।
तत्रेदं सर्वमार्पितमेजत्, प्राणात् प्रतिष्ठितम् ॥
– अथर्व. १०/८/६

પુરાતન વિશાલ તત્ત્વ સર્વત્ર ગુઢ અને વ્યાપ્ત છે. તે પ્રકટ હોવા છતાં સમ્યક્ રૂપથી પ્રછન્ન (સર્વવ્યાપ્ત) છે. જે પ્રાણ ધારણ કરે છે, હલનચલન કરે છે તેમજ જે સ્થિર છે, આ સર્વ એક જ તત્ત્વમાં સમર્પિત છે.

यदेजति पतति यच्च तिष्ठति, प्राणदप्राणन्निमिषच्च यद् भुवत् ।
तद् दाधार पृथिवीं विश्वरुपं, तत् संभूय भवत्येकमेव ॥
– अथर्व. १०/८/११

જે ચાલે છે, ઉડ છે, આંખો ઉઘાડ બંધ કરે છે તે પ્રાણ ધારણ કરે છે. પ્રાણ ધારણ કરતો નથી, તેવો જે પરમેશ્વર આકાશાદિ સર્વ ભૂતોમાં તેમજ સૂર્યાદિ સર્વ લોકોમાં વ્યાપ્ત રહેલો છે. તે જ દિશા ઉપદિશાઓમાં ઓતપ્રોત ભરેલો છે. તે જ પોતાના સામર્થ્યથી યુક્ત આત્મા કલ્પાદિ સૃષ્ટિ સુદ્ધા ઉત્પન્ન કરે છે. તે આનંદ સ્વરૂપ પરમેશ્વર જે જીવાત્મા પોતાના સામર્થ્યને –

મનથી યથાર્થથી જાણે છે તે જ તેને પ્રાપ્ત કરી લે છે અને સદૈવ મોક્ષ સુખ ભોગવે છે.

**महद्यक्ष भुवनस्य मध्ये, तपसि क्रान्तं सलिलस्य पृष्ठे ।**
**तस्मिञ्छ्रेयन्ते य उ केच देवा, वृक्षस्य स्कन्धः परित इव शाखाः ।।**
– अथर्व. १०/७/३८

બ્રહ્મ જે મહત્ એટલે કે સર્વમાં શ્રેષ્ઠ, સર્વમાં પૂજ્ય છે, જે સર્વ લોકમાં રહી ઉપાસના કરવા યોગ્ય છે. વિજ્ઞાનાદિ ગુણોથી જે સર્વ શ્રેષ્ઠ છે, જે આકાશરૂપ છે, તેનો આધાર પણ છે, તેમાં વ્યાપ્ત પણ છે તેમજ જગત પ્રલય પછી પણ જે નિત્ય નિર્વિકાર રહે છે. જેના આશ્રયમાં રુદ્ર, આદિત્ય, વસ્તુ વગેરે તેત્રીસ કરોડ દેવ સ્થિત છે, જેવું કે પૃથ્વીમાંથી વૃક્ષનો પ્રથમ અંકૂર નીકળે છે અને તે જ સ્થિર થઇ બાકીની શાખા પ્રશાખાઓના આધાર બને છે તે તદ્વત સર્વ બ્રહ્માંડનો આધાર તે જ એક પરબ્રહ્મ પરમેશ્વર છે.

**उते यं भूमिर्वरुणस्य राज्ञ उतासौ धौर्वृहति दूरे अन्तः ।**
**उतौ समुद्रौ वरुणस्यकुक्षी उतास्मिन्नल्प उदके निलीनः ।।**
– अथर्व. ४/१६/३

આ ભૂમિ વરુણ રાજાની છે. વરુણ રાજા જ આ ભૂમિ પર શાસન કરે છે, જે મહાન ધૂલોક છે તે પણ તેના બંને સમુદ્ર (વાયુ અને જલ) એ તેના ઉદર છે. તે જ સ્વયં ઇશ્વર પાણીના એક સૂક્ષ્મ કણમાં પણ સમાયેલો છે. ભગવાનના પરમ તત્ત્વની આ મહાન શક્તિ છે. તે જગતના એક સૂક્ષ્મ જીવજંતુમાં, પ્રત્યેક પ્રાણી માત્રમાં તેમજ પ્રત્યેક જડ ચેતન વસ્તુમાત્રમાં, એકેક ગતિમાં, એકેક હાવભાવમાં, એકેક ચૈતન્યમાં ઓતપ્રોત ભરેલો છે. તે જ શક્તિને શક્તિમાન થઇ આપણે જોવાનું છે. આ સમ્યક્ દૃષ્ટિ જેની થઇ તેના હૃદયમાં કોઇ પણ પ્રકારની કોઇ પણ વિષયની પાપ વાસના જ બાકી રહેતી નથી. તેઓ પવિત્ર નિર્મલ થઇ જાય છે. શારીરિક દુઃખો તેને દુઃખમાં નાખી શકતાં નથી, સુખો તેને મોહમાં પાડી શકતાં નથી. સતત ફરતાં ફરતાં કર્માનુસાર ભોગ પૂર્ણ થતાં જ તેવી રીતે જીવાત્મા મુક્ત થઇ જાય છે. પછી તત્ત્વોના પણ પરમ તત્ત્વમાં તે પરમ વિલય પામે છે.

# પ્રકરણ - ૭

## ✲ સતપંથના સદ્‌ભક્તોની જીવનરેખા ✲

Entire story has been concocted.

The story does not match with actual historical records.

The level of changes is so contrasting that they do not match with their own old records.

### ૧.

### સતપંથ પ્રવર્તક સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજનું સંક્ષિપ્ત જીવન દર્શન

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનું જીવન વૃત્તાન્ત લખતી વખતે તે સમયમાં બની ગયેલ રાજકીય ઘટનાઓ અને તેમના સામાજીક જીવન પર થયેલ અસર આ વાતો પ્રત્યે વિશેષ ધ્યાન ખેંચાય છે. આ સમયમાં ધાર્મિક જીવન અને સાહિત્ય અત્યંત મુશ્કેલ પરિસ્થિતિમાં હતાં અને આ પરિસ્થિતિ અત્યંત હળવાશથી ઉકેલવામાં નિષ્કલંક અને પ્રભાવી એવા સત્પુરુષોના તેજસ્વી વ્યક્તિત્વનાં દર્શન થાય છે. પંદરમા શતકના ઉત્તરાર્ધમાં આ પ્રકારના એક સપુરુષે ઉપનિષદોનું શુદ્ધ તત્ત્વજ્ઞાન સામાન્ય લોકો સમજી શકે તેવું બનાવી સહેલી અને સ્પષ્ટ ભાષામાં ભજનોના, જ્ઞાનપદોના રૂપે લોકોને પ્રસાદ રૂપે આપેલ છે.જે રીતે ગોળનો ગાંગડો કોઇ પણ જગ્યાએ જંગલમાં મૂકો તો પણ તેની મિઠાશના કારણે મકોડા તેની તરફ ખેંચાઇને આવે, તે પ્રમાણે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ એક મહાન દીર્ઘ દૃષ્ટા સંત હતા. જગતે તેમને સદ્‌ગુરુ તરીકે માન્ય કર્યા અને તેમની સેવાથી લોકોએ પોતાનું જીવન પાવન બનાવી દીધું.

હિંદુ સમાજમાં અનેક સંતો થયા છે. જેઓએ અત્યંત સરળ ભાષામાં અમૂલ્ય તત્ત્વજ્ઞાનનો ભંડાર સમાજ આગળ પ્રસાદ રૂપે અર્પણ કર્યો અને તે પ્રમાણે એવા પુરુષોના પ્રત્યક્ષ સંપર્કમાં આવેલા લોકોએ તેમને ગુરુ માની ધર્મ સંપ્રદાય શરૂ કર્યા. એવા અનેક સંપ્રદાય હિંદુસ્થાનમાં પ્રચલીત છે. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના સંપર્કમાં આવેલ ૫૫૦ વર્ષ પહેલાંના લોકોએ પણ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે સ્થાપેલ સતપંથ ધર્મ નામનો સંપ્રદાય સદ્‌ગુરુ શ્રી ઇમામશાહને ગુરુ સ્થાને માની શરૂ કર્યો તે આજ પર્યંત ચાલુ છે.



કોઇ પણ મહાપુરુષના જીવનનો આદર્શ સમાજની સામે મુકવાના મુખ્ય ત્રણ હેતુ હોય છે. પહેલો હેતુ તેમનું ઉજ્જવલ ચારિત્ર્ય લોકોના હૃદયમાં ઉતારવું. બીજો હેતુ તેમના આદર્શ વિચારોને નિર્ભયતાથી જીવનમાં ઉતારવા માટે મનોબળ પ્રાપ્ત કરવું. ત્રીજો હેતુ દેશ અને કાળને અનુસરીને મહા પુરુષ કેવા પ્રકારના આત્મ વિશ્વાસથી બ્રહ્મ જ્ઞાન લોકોના હૃદયમાં ઉતારી લોકોનું કલ્યાણ કરે છે. આ તમામ હેતુઓનો વિચાર કરીને જ મહાપુરુષોનું જીવન ચરિત્ર જોવાય છે. મહા પુરુષોના જીવનમાં દેશ કાળની છાપ પડેલી આપણને જણાય છે. જે દેશના લોકોનું જીવન જે રોગથી પીડિત છે તે રોગને ગુણકારી દવા વડે નષ્ટ કરવું પડે. કોઇ સમયે પગમાં ખૂપેલો કાંટો કાઢવા માટે કાંટાનો જ ઉપયોગ કરવો પડે.

સમાજ, સંસ્કૃતિ અને જીવનના આદર્શ હંમેશાં એક સરખા રહેતા નથી. તેમનામાં સમય અનુસાર સ્થિત્યંતર થતું હોય છે. તેમ છતાં આ પરિવર્તન પોતાનો મૂળ હેતુ કાયમ રાખીને જ થાય છે. પૃથ્વી પર અનેક મહા પુરુષ આજ પર્યંત થઇ ગયા. કોઇનું ક્ષેત્ર વિશાલ બની ગયું તો કોઇનું મર્યાદિત બન્યું. પોતાના ક્ષેત્ર અનુસાર આ લોકોનું કાર્ય ચાલુ જ રહે છે. **"बहुरत्ना वसुंधराम् ।"** એક જ પરમેશ્વરથી આ બધાને શક્તિ પ્રાપ્ત થયેલી હોય છે પરંતુ લોક સમાજ, ભાષા ભેદ, રૂપ ભેદ અને દેશ ભેદ લક્ષમાં લઇ તેમને અવતાર, તીર્થંકર, ઋષિ, આચાર્ય, મહા પુરુષ, આદર્શ પુરુષ, મર્યાદા પુરુષ, સંત, મહાત્મા, યોગી એવા અનેક નામોથી ઓળખતા હોય છે. જે પ્રમાણે એક જ રોગ ઉપર ડોક્ટર, વૈદ્ય, હકીમ અલગ અલગ પ્રકારોથી દવા આપે છે, હેતુ માત્ર એ જ હોય છે કે રોગનું નિવારણ થવું જોઇએ. તે પ્રમાણે જ બ્રહ્માનંદના, આત્માનુભૂતિના આનંદ માટે ભિન્ન ભિન્ન સંત પુરુષો અલગ અલગ પદ્ધતિથી એક જ તત્ત્વનો બોધ કરે છે.



સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ પણ એવા જ એક પ્રભાવી મહાન સંત મહાત્મા થઇ ગયા. પંદરમા શતકમાં તેમના ઉપદેશથી અને તેમની સરલ પદ્ધતિથી જણાવેલ જ્ઞાનથી લોકો

પ્રભાવિત થઈ તેમને ગુરુ સ્થાને માનવા લાગ્યા. ગુજરાત, કચ્છ, મારવાડ, નેમાડ, ખાનદેશ આ જગ્યાએ બહુસંખ્ય અનુયાયીઓ તેમને સદ્‌ગુરુ માનવા લાગ્યા અને એક નવીન પંથ પ્રચલિત થયો. 'સતપંથ'.

This is a false statement. Historically no such record present. Overwhelmingly large number population was Hindu.

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનું જીવન ચરિત્ર લખતી વખતે સામાજિક અને રાજકીય પરિવર્તન આ બંને વાતો પ્રત્યે ધ્યાન ખેંચાય છે, આ કાળમાં હિંદુસ્થાનમાં રાજકીય ક્ષેત્રે મુસલમાન સત્તાનું વર્ચસ્વ હતું. મુસલમાનોના પરધર્મ દ્વેષી ધોરણથી હિંદુ લોકોના ધાર્મિક જીવનમાં ઘણી જ ગુપ્તતા આવી હતી. હિંદુ દેવસ્થાનો અને ધાર્મિક સાહિત્ય આ બંને વાતો આ સમયમાં મુસલમાનોના જુલમી ધોરણથી છિન્નભિન્ન થયાં હતાં.

Biological and Guardian Father was Kabiruddin Saiyed, a muslim. This fact is hidden.

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે મુલતાનમાં તેમના પાલક પિતાના મૃત્યુ સમયે શપથ લીધી હતી કે, હું હરિનો અંશ છું અને હું ફક્ત હિંદુ અનુયાયી જ બનાવીશ અને આ પછીનું મારૂં આયુષ્ય હિંદુ ધર્માનુસાર જ ઉપદેશ કરવામાં વ્યતિત કરીશ. શ્રી ઇમામશાહ મહારાજના બધા જ અનુયાયી હિંદુ છે. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ પર ફક્ત સદ્‌ગુરુ તરીકે જ તેમની અનન્ય શ્રદ્ધા છે.

This vow is false and completely concocted. Infact Satpanth was established as a tool to convert hindus to islam.

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનું જીવન વૃત્તાન્ત જોતાં તેમના જીવનના બે ભાગ દષ્ટિમાં આવે છે. પ્રથમ ભાગ એટલે તેમની પિતાની હયાતીમાં ગયેલું સદ્‌ગુરુ શ્રી ઇમામશાહનું જીવન અને બીજો ભાગ એટલે તેમના પાલક પિતાના મૃત્યુ પછીનું સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનું જીવન આ બંને કાળમાં તેઓએ ઉપદેશ આપવાનું અને પોતાની દૈવી શક્તિના સહાયથી લોકોનું દુ:ખ દૂર કરવાનું જ કાર્ય કર્યુ. પરંતુ તેમના પાલક પિતાના મૃત્યુ પછી સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ આખર સુધી તેમના અનુયાયીઓના પોતે ગુરુ બનીને જ રહ્યા હતા. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનો સદ્‌ગુરુ તરીકે તેમના અનુયાયીઓએ સ્વીકાર કર્યો હતો. ગુરુને પોતાની જાતપાત કશું હોતું નથી. ગુરુનો સંબંધ સ્મશાનઘાટ પછી શરૂ થાય છે. મનુષ્ય જે જ્ઞાતીમાં જન્મે છે તે જ્ઞાતી, તે લૌકિક ધર્મ, તે દેહને અનુસરી ચાલનારા રીત રિવાજો સર્વ સ્મશાન ઘાટ પર્યંત જ રહે છે અને ત્યાં જ તેનો લોપ થાય છે. આગળનો પ્રવાસ જીવાત્માને આ સર્વ વાતો ત્યાં જ છોડીને કરવો પડે. આ પ્રવાસ માટે જરૂરી ખોરાક સદ્‌ગુરુ પાસેથી મળે છે. એવા આ પવિત્ર સંબંધ પર સ્વાર્થી લોકો અંગત સ્વાર્થ માટે જાતપાતના બુરખા પહેરાવે છે. સંત પુરુષો તો જીવે છે ત્યારે જ સ્મશાનઘાટ ઓળંગી પાર થયેલા હોય છે એવા આ

તેજસ્વી પુરુષોની છાયા નીચે આજ સાડા પાંચસો વર્ષોથી અનેક લોકોએ પોતાનું જીવન ધન્ય બનાવી દીધુ છે.

પંજાબના ઉંચ મુલસ્થાન એટલે કે મુલતાન શહેરમાં એક ગરીબ પણ સંસ્કારી અને જ્ઞાની બ્રહ્મનિષ્ઠ પરિવાર ઘણા જ સમયથી રહેતું હતું. તેમનું જીવન સદા કાળ ભગવાનની ભક્તિમાં જ વ્યતિત રહેતું. "બ્રહ્મ ક્રિયા જાણે સો બ્રાહ્મણ" આ ઉક્તિ અનુસાર આ જ્ઞાની બ્રહ્મનિષ્ઠ મહાપુરુષને ધર્મ તથા વેદ-શાસ્ત્રોનું બહું જ સારુ જ્ઞાન હતું. આખો દિવસ પરમાત્માની ભક્તિ કરવી અને લોકોને ધર્મોપદેશ આપી સન્માર્ગે લાવવાનું કામ તેમનું મુખ્ય હતું. તેમની ગણના વિદ્વાન પુરુષ તરીકે થતી હતી.

નિયતિના નિયમ કહો કે સર્જનહારની વ્યવસ્થા, પણ ઇતિહાસની સત્ય ઘટનાઓ સૂચવી જાય છે કે જ્યારે જ્યારે જે યુગમાં - ચારે દિશામાં અજ્ઞાન વ્યાપી જાય છે, ત્યારે ત્યારે અચૂક એવી કોઇ વિભૂતિ જન્મે છે, જે આ અજ્ઞાનના અંધકારને દૂર કરે છે અને સૌને માટે માર્ગદર્શક બને છે. રામાયણ અને મહાભારત કાળમાં એવું બનેલું છે અને ત્યારે રામ અને કૃષ્ણ જેવી મહાન વિભૂતિઓએ જગતને નવી દિશા બતાવી છે. આવી વિરલ વિભૂતિઓનો પ્રભાવ યુગોના યુગો સુધી રહે છે. જે સત્યને સાચા સ્વરૂપે આત્મસાત્ કરે છે, તે જ માનવજાતને નવી દિશા બતાવી શકે છે.

આવા જ એક પવિત્ર મહાપુરુષનો જન્મ સં. ૧૫૧૧ ના સમયમાં આ બ્રહ્મનિષ્ઠ જ્ઞાની વેદશાસ્ત્રના જાણકાર વેદાંત, વિદ્વાન શ્રેષ્ઠ બ્રહ્મકુળમાં થયો હતો. આ મહાપુરુષના જન્મ સમયે તેમના પિતાને કુદરતી સકત થયો કે પરમાત્માની અમર જયોતિ તારા ઘરમાં પ્રગટ થઇ છે.

**योग विभूति अवनीमे, प्रगटे शहर मुलतान ।**
**अमर ज्योति अविनाशकी, तेरे घर प्रगटाय ।।**

આ દૈવી સકેત અનુભવી આશ્ચર્યચકિત થયેલા પિતાએ જઇને દીકરાનું મુખારવિંદ જોયું. જીવનમાં કોઇપણ સમયે ન જોઇ હોય એવી દિવ્ય કાંતિ અને તેજોમય મુખ જોતાં જ તેઓ પરમાનંદમાં લીન થઇ ગયા અને પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા.

જન્મથી જ તેમનું દિવ્ય કાંતિવાળું નિર્મળ પવિત્ર સ્વરૂપ દેખાતું હતું. તેમનું તેજ મહા



 

બ્રહ્મજ્ઞાની જેવુ હતું. તેમનું મુખમંડલ તપસ્વી જેવું તેજસ્વી હતું. આવા તેજસ્વી દિવ્ય પુત્રરત્નની વાત સાંભળી ગામે ગામના લોકો તેમના દર્શન માટે આવવા લાગ્યા. કેટલાક ભાવિક લોકો તેમના દર્શનથી કૃતાર્થ થવાનું માનવા લાગ્યા.

આ બાળકના બ્રહ્મનિષ્ઠ પિતા પ્રખર વિદ્વાન હતા પરંતુ તેમની આર્થિક સ્થિતિ સામાન્ય હતી અને તેમાંય ધાર્મિક વિટંબણાઓના કારણે તેમને શરીરમાં થયેલા વ્યાધિને લીધે તેઓ બાળકના જન્મ પછી થોડા દિવસમાં જ મૃત્યુ પામ્યા. બાળક અને તેની માતા નિરાધાર બની ગયાં. એક તો ગરીબ સામાન્ય સ્થિતિ અને તેમાંય નાનકડા બાળકનો ઉછેર અને પતિનો વિયોગ. તેમની આવી દારુણ વ્યથા જાણી બાજુમાં જ રહેતા એક સુખી મુસલમાન ગૃહસ્થે તેમને સધિયારો આપ્યો કે બહેન તમે ચિંતા ન કરો ! હું બેઠો છું, તમારું અને તમારા દીકરાનું પાલન - પોષણ હું કરીશ. આ સદ્‌ગૃહસ્થનો દિલાસો સાંભળી બાળકની માતાને થોડી સાંત્વના મળી, પણ મન પતિના વિયોગે સદાય ખિન્ન રહેતું હતું અને એ ચિંતામાંને ચિંતામાં તેમને પણ મહાવ્યાધિ લાગુ પડયો અને તેમને મૃત્યુ નજીક છે તેમ લાગવા માંડયું. તેમને બાળકની ચિંતા થવા લાગી કે મારા આ નાનકડા દીકરાનું શું થશે ? તેમનો જીવ કેમેય છૂટતો નહતો. આ પરિસ્થિતિ જોઇ બાજુમાં જ રહેતા તે જ મુસલમાન સદ્‌ગૃહસ્થે દિલાસો આપતાં કહ્યું કે બહેન, તમે ચિંતા ન કરો. તમારા બાળકનો ઉછેર હું કરીશ. બાળકની માતાને શાંતિ થઇ અને થોડા દિવસોમાં જ તેમને પણ દેહ ત્યાગ કર્યો. નાનકડો બાળક નિરાધાર બની ગયો. આ જગતમાં તેનું કોઇ જ નહોતું. પાડોશમાં રહેતા મુસલમાન સદ્‌ગૃહસ્થે તેમના પાલક પિતા તરીકે ઉછેર કરવાનો નિર્ધાર કર્યો.

તે સદ્‌ગૃહસ્થે બાળકનો પુત્ર તરીકે સ્વીકાર કર્યો તેથી તેના સત્તર દીકરાના બહોળા પરિવારમાં ખૂબ જ વિરોધ અને વિવાદ થયો. પરંતુ તે સદ્‌ગૃહસ્થે તેના પરિવારને સમજાવતાં કહ્યું કે, આપણો પરિવાર ઘણો જ મોટો છે અને તેમાં આ એક બાળકનો ઉછેર આપણને વિશેષ નહીં લાગે. દૂધમાં સાકર ભળે તેમ આપણા પરિવારમાં ભળી જશે અને તે આજકાલમાં મોટો થઇ પગભર થશે એટલે તે તેના સ્વ વિકાસમાં લાગી જશે. સમય સંજોગે આ નાનકડા બાળકનું ઇમામશાહ નામ રાખવામાં આવ્યું.



આમ જોત જોતામાં ચાર વર્ષ પૂરાં થયાં. બાળ ઇમામશાહના પાલક પિતાએ તેમને શાળામાં ભણવા મૂક્યા. બાળ ઇમામશાહને ચૌદ વિદ્યાનું જ્ઞાન અને આત્મજ્ઞાન જન્મથી જ

હતું. તેમના વિદ્વાન પિતાના સંસ્કારો તેમનામાં આવ્યા હતા જ. આખા જગતને જ્ઞાન આપનાર તેમને કોણ ભણાવી શકે ? પણ પાલક પિતાની આજ્ઞાનુસાર બાળ ઈમામશાહ નિશાળમાં ભણવા ગયા. સર્વ જ્ઞાન સંપન્ન જ જન્મ્યા હતા. તેમને શીખવાનું શું હોય ?

" સંત બીજ પલટે નહીં, જાય જુગ અનંત,
ઉંચ નીચ ઘર જન્મ લે, આખર સંત કાહી સંત."

નિશાળમાં જઇ ભણવાને બદલે તેમણે અનેકનાં દુઃખ દૂર કરવાનાં કાર્યોનો પ્રારંભ કર્યો. માંત્ર આઠ જ દિવસ નિશાળમાં ભણવા ગયા.

बालपनमे इमामको बहुरी दुःख मिटाय ।
जित देखे तीत दुःखिया, शहर मुलतान उठ धाय ।।
अंधेको लोचन दिये, बहिरे श्रवण सुनाय ।
निर्धनीयाको धन दिये, वंझा घर पलना झुलाय ।।

કોઇ અંધને દષ્ટિ આપી, કોઇ બહેરાને શ્રવણ શક્તિ આપી, કોઇ મુંગાને વાચા આપી તો નિર્ધનને ધનવાન બનાવ્યા, કોઇ વંધ્યાને પુત્ર લાભ આપ્યો એવા આ અદ્‌ભુત બાળકના પ્રભાવથી સર્વ મુલતાન શહેર તેમની પાછળ દોડવા લાગ્યું.

એક વખત મુલતાનમાં રે, ફરતા પિતાને પુત્ર,
નગરની શોભા નિહાળતા રે, ત્યાં આવી સ્ત્રી તુરત.
આવી ઉભી ગુરુ આગળ રે, બોલી સાંભળો મારી વાત,
પુત્ર મારાને નેત્ર નહિ રે, દુઃખી થાયે છે નાથ.
જન્મતાં તુરત અંધો થયો રે, ક્રિયા કરો યુગરાય,
શરણે આવેલો ઉગારજો રે, કરજો સેવકની સહાય.
સાંભળી સ્વામી બોલીયા, સાંભળ મારી વાત,
જન્મ અંધ તે કેમ ટળે, કરોડ કરે ઉતપાત.

ઈમામશાહ મહારાજના પાલક પિતાએ આ દુઃખી બાઇને ઉત્તર આપ્યો કે જન્માંધ બાળકને કરોડો પ્રયત્ન કરવાથી પણ તેને દષ્ટિ આવશે નહીં. આ સંવાદ બાજુમાં ઉભા રહેલા

બાલ ઇમામશાહે સાંભળ્યો. તેઓએ પાલક પિતાને પુછયું કે, ''પિતાજી ! આ બેનને શું દુઃખ છે ? એ કેમ રડે છે ? તેની સાથે આ કોણ છોકરો છે ?'' ત્યારે તે બહેન બોલ્યાં, 'આ મારા છોકરાનું નામ ધનો છે. મારૂં નામ કેસરબાઇ છે અને હું જાતીથી ખત્રી છું, મુલતાનની રહેવાસી છું. આ મારો છોકરો બાલપણથી જ અંધ હોવાથી હું દુઃખી છું.' ત્યારે બાલ ઇમામશાહ સહજ રીતે બોલ્યા, -

પુત્ર તારો આજ પોઢસે રે, રજનીયે જે વાર,
દિનકર સંગાથ ઉઠસે રે, ઢળશે અંધ અવતાર.
ઘર ગઇ કામિની જયાહ રે, પુત્ર લઇને સાથ,
રજની વીતી વાતમાં રે, થયો દિવસ પ્રભાત,
હરખી જોયું પુત્ર ને રે, નેત્ર થયા રે પ્રકાશ.

એવા પ્રકારના કાવ્ય પંક્તિમાંથી શ્રી ઇમામશાહનું ચરિત્ર અને તેમની દિવ્ય શક્તિનો પરિચય થાય છે. એક વખત મુલતાન શહેરમાં અમુક 'યોગી' લોક આવ્યા. તેમના સાંભળવામાં બાલ ઇમામશાહની કીર્તિ ગઇ હતી અને તેઓ આ દિવ્ય શક્તિધારી બાળકને મળવા આવ્યા. તેમને મનમાં થયું કે આપણે યોગીઓ જીવનભર યોગ સાધના કરીને હજી જે સાધ્ય કરી શકયા નથી તે આ નાના બાળકને ઘેર બેઠાં સાધ્ય કેવી રીતે થાય ? એવો વિચાર કરતા યોગી લોકો આવી પહોંચ્યા.

એક સમે જોગી આવીયા રે, કરવાને સંવાદ,
બાળ વયમાં બાળનિધિ, બોલ્યા તેની રે સાથ.
જોગી ન યોગ દેખાડીયા રે, ટાળ્યો તેમનો રે અહંકાર,
મુદ્રિકાઓ ઉતરાવીને રે, કર્યા સેવક તે વાર.
સંસાર વ્યવહાર જાણવા રે, કહ્યો કરીને વિસ્તાર,
યોગીએ સદ્‌ગુરુ ઓળખ્યા રે, નમ્યા ચરણ મોઝાર.



આ યોગી લોકો સંઘ લઇ ચાલતા જતા હતા. તેમના સંઘમાં વિવિધ પ્રદેશના લોકો હતા. તેમને બાળ ઉંમરના શ્રી ઇમામશાહએ સર્વ પ્રકારની યોગક્રિયાઓનું દર્શન કરાવ્યું અને સંસાર

શું છે, જગત જગદીશ અને તેની માયા આ સર્વ વિસ્તારથી સમજાવ્યું. તેનાથી તે યોગી લોકોનો અહંકાર નષ્ટ થયો અને તેમને સત્ અને અસત્ વિવેકથી કેવી રીતે જાણવું એનું જ્ઞાન પ્રાપ્ત થયું. પોતાની મુદ્રીકા કાઢી તેમને અર્પણ કરી એટલે કે તેમને ગુરુ બનાવ્યા. એવા પ્રસંગો વારંવાર આવવા લાગ્યા. લોકો તેમની પાછળ ફરવા લાગ્યા. આ સમયે શ્રી ઇમામશાહની ઉંમર ફક્ત આઠ વર્ષની હતી.



બાળ ઇમામશાહના પાલક પિતાનો અંતકાળ નજીક આવેલો જાણી તેઓએ વિચાર કર્યો કે શ્રી ઇમામશાહ બાળ ઉમરનો હોવાથી અને મારા પર તેનો અત્યંત પ્રેમ હોવાથી મારા મૃત્યુનું દુઃખ તે સહન કરી શકશે નહીં તેને બીજા દેશમાં મોકલાવી દઉં તો લોકોને તેના જ્ઞાનોપદેશનો લાભ મળશે, તેથી તેઓ પોતાના લાડકવાયા પુત્રને ઉપદેશ આપી સમજાવવા લાગ્યા.

**अविनाशीके अंशकी, पिदरको गम पाय ।**
**मानवको परबोधके, पियुसे दियो लगाय ॥**
**बाली उंमरीया चल बसे, हाजरवीर निज संग ।**
**जनताके दुःख दुर करे, रखे भक्ति को रंग ॥**

બેટા ઇમામ ! તારૂ પ્રાગટય લોક કલ્યાણ માટે છે અને તું આ એક જ ગામમાં બેસીને રહીશ તો લોક કલ્યાણનું મહાન કાર્ય કેવી રીતે સિદ્ધ થશે !

**પૂજ્ય પિતાજી બોલીયા, ગુરુજીને તે વાર,**
**ગુજરાત જાઓ વાલમા, કરવા યુગ ઓધાર.**

પિતાનો આદેશ મળતાંની સાથે જ આજ્ઞાધારી શ્રી ઇમામશાહ મહારાજ મુલતાન છોડી બળદગાડીથી હાજરવીર સારથીને લઇ ચોવીસ મુલક ફરતા ફરતા ગુજરાત તરફ પ્રવાસમાં નીકળ્યા, રસ્તામાં જ્યાં જ્યાં રોકાણ કરવાનો વખત આવ્યો તે તે જગ્યાએ તેઓ જ્ઞાનોપદેશ કરવા લાગ્યા અને અનેક લોકો રસપૂર્વક તેમનો ઉપદેશ ગ્રહણ કરી સત્સંગ સાંભળવા લાગ્યા.



**क्यों भूले हो बावरे, पियु से लगन लगाव ।**
**बेमूल अवशर जात है, फिर नहीं ऐसे दाव ॥**

बडी कृपा है साई की, दियो मनुष्य अवतार ।
वे सांइ के नामको, कैसे भूले गँवार ।।

એવો ઉપદેશ આપી સત્સંગ કરતા કરતા તેઓ આગળ જતા હતા ત્યારે કશ્મોરા શહેરના નજીક કોટલી ગામે તેઓએ રોકાણ કર્યુ હતું. આ બાજુ મુલતાન શહેરમાં ઇમામશાહના પાલક પિતાએ મહાપ્રયાણની તૈયારી કરી. પોતાનો પ્રિય પુત્ર દૂર ગયો હશે એવો વિચાર કરી તેઓએ પોતાનો દેહ છોડી દીધો. આ તરફ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ ભાવિક લોકો સાથે સત્સંગ કરતા હતા ત્યારે એકાએક મૌન થઇ ગયા અને અંતર્મુખ થયા. તે પછી આંખો ખોલી એકાએક ઉઠી ઉભા રહી બોલવા લાગ્યા :-

आधी रेन इमामशाह, बिलखत भये बेचैन ।
पितर मेरा चल बसे, बरखा टपके नैन ।।
अब तो मै जावन चहुं, दो सो कोस मुलतान ।
आवन खडे हो जाइये, आखीर किये अेलान ।।

મારા પિતાજીએ દેહ છોડી દીધો છે. તેમના અંત કાળે હું તેમની સાથે રહી શક્યો નહીં અને ઇમામશાહની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. એકાએક ઉઠી બોલ્યા; હું હમણાં બસો કોસ દૂર રહેલા મુલતાન શહેર જાઉં છું. જેઓને મારી સાથે આવવું હોય તેઓ તૈયાર થાવ. કારણ સ્મશાનયાત્રા નીકળવાની છે અને તેમને લઇ જતાં પહેલાં મને ત્યાં પહોંચવું જોઇએ અને મારો જે હિસ્સો તેમની પાસેથી લેવાનો છે તે મને મળવો જોઇએ. ઘણા લોકોએ શ્રી ઇમામશાહ મહારાજનું આ રીતે બોલવું ગાંડપણ સમજ્યા. કારણ મધ્યરાત્રીનો સમય અને સ્મશાનયાત્રા નીકળવાની છે, તે સ્મશાનભૂમિમાં જતાં અને સમાધિ આપવામાં કેટલો સમય લાગે અને આટલો સમય બસો કોસ કેવી રીતે પહોંચાશે ? પરંતુ જે ભાવિક ગુરૂભક્ત હતા તેઓ તાબડતોબ ઉઠીને તૈયાર થયા અને સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજની પાસે આવી ઉભા રહ્યા.

મુરખ મર્મ જાણે નહીં રે, કરે હાસ્ય વિનોદ,
જોવાને સહુ ઉભા રહ્યા રે, નર નારીના થોક.
કરતાયે કરામત દાખવી રે, રથ ઉડાડયો તે વાર,
સંગાથ આવ્યા જેટલા રે, લીધા તેટલા રે સાથ.

સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે પોતાની દિવ્ય શક્તિથી આકાશ માર્ગે ભક્તોની સાથે બળદ ગાડીનો રથ ઉડાડયો અને તેઓ થોડા સમયમાં જ મુલતાન શહેર પહોંચ્યા, ત્યારે ખરેખર જ સ્મશાન યાત્રા તેમને સામેથી આવતી મળી.



**અટકાવી નનામી ઉભા રહ્યા રે, પાંતી લેવાને કાજ,**
**લોકે તે મનમાં વિચારીયું રે, આજ નહીં રહે લાજ.**
**લોકે જાણ્યું લજ્જા જાસે, ભૂંડું આ કહેવાય,**
**મડા પાસેથી શું મળે, મુવા જીવતા કંઇ થાય.**

સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે સ્મશાન યાત્રા થોભાવીને કહ્યું કે પિતાજીના મૃતદેહને નીચે ઉતારો. મારા પિતા પાસેથી મારો હિસ્સો માગવાનો બાકી રહેલો છે. લોકોને લાગ્યું કે આ કેવો મૂર્ખની માફક વર્તવા લાગ્યો છે આ તો આપણી લાજ જશે અને મરેલા માણસ પાસેથી એને શું મળશે ? ઇમામશાહ મહારાજના અતિ આગ્રહથી તેવોએ મૃતદેહ નીચે મૂક્યો. સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ પોતાના પિતા તરફ ઘણા પ્રકારે વિનંતી કરી પોતાનો હિસ્સો માગવા લાગ્યા. સર્વ લોક લૌકિક સંપત્તિનો હિસ્સો સમજી અને શ્રી ઇમામશાહને ગમે તેમ બોલવા લાગ્યા. મોટી મોટી જ્ઞાનની વાતો કરનાર ઇમામશાહ આવો તમાશો કેમ કરે છે ? સવા પ્રહર દિવસ ઉપર આવ્યો પણ શ્રી ઇમામશાહ પોતાની હઠ છોડતા ન હતા ત્યારે લોકો ઉપહાસથી બોલવા લાગ્યા.

**बडे उपदेशक हो गये, लोगों को ज्ञान बताय ।**
**घरमें अंधियारा रहा, पर घर दिया जलाय ।।**
**छोटेमें बडी बात है, उपदेशककी रीत ।**
**ज्ञानीसे हिस्सा कहाँ, यही मुलतानकी रीत ।।**

સર્વ મુલતાનના લોકો કહેવા લાગ્યા કે આપણા મુલતાન શહેરમાં એવી રીત છે કે જે જ્ઞાની પુરુષ-ઉપદેશક હોય તેને સ્થાવર મિલકતમાં હિસ્સો મળી શકે જ નહી. આ શબ્દો શ્રી ઇમામશાહ મહારાજના હૃદયમાં કટારની માફક ઘુસી ગયા અને તેઓ સર્વ બાંધવોને બોલ્યા; તમો જ્ઞાનનું મર્મ ન જાણીને જ્ઞાનની ઉપહાસની વાતો કરો છો. ત્યારે ઓ મુલતાનીયાઓ

સાંભળો;-

मुलतानीके बेनका, जखम लगे ता दिन ।
हिंदवा को उपदेश दूं, मोमीन न मेरा समाज ।।
हिंदवा मेरा बनी रहे, मै हिंदवा का होई ।
मुलतानी तुम सुन लो, हिंदवा हम संगी होई ।।

અજ્ઞાની મુલતાનના બાંધવો શ્રી ઇમામશાહની દિવ્ય શક્તિને ન જાણતાં હીન શબ્દ બોલી ગયા અને જ્ઞાની સદ્‌ગુરુના હૃદયમાં આવેશ પ્રગટ થયો. તેઓએ તે સમયથી મુસલમાન સમાજને ઉપદેશ ન આપવાની પ્રતિજ્ઞા કરી. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ આ શબ્દોને મૃત્યુ પર્યંત વળગી રહ્યા. મુલતાની લોકોને આ પ્રતિજ્ઞા સાંભળી પશ્ચાત્તાપ થયો. પણ હવે શું થાય ? સવા પ્રહર થઇ ગયો તેથી મૃતદેહ ઉપાડવાની શરૂઆત કરી અને શ્રી ઇમામશાહની વિનંતીઓ હજી ચાલુ જ હતી. તે સમયે ચમત્કાર બન્યો. શ્રી ઇમામશાહના પાલક પિતાનો હાથ બહાર આવ્યો અને તેણે એક માળા સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજને આપી. છતાંય હજી તેમને સંતોષ ન થયો અને માગણી ચાલુ જ રાખી એટલે તેમના પાલક પિતાએ શ્રી ઇમામશાહની કાકલુદી સાંભળી તેમને સાકર આપી અને દિવ્ય અવાજ સંભળાયો કે, ''બાકી રહેલો હિસ્સો તને એક સુફી સંત પાસેથી મળશે તેથી તું કેકનગર જા.'

સવા પહોર દહાડો ત્યાં ચડયો રે, પિતાએ કાઢયો ત્યાં હાથ,
માળા તે લઇ હાથમાં રે, જુએ સઘળો સાથ.
માળા આપી પુત્રને હાથમાં રે, માને નહીં રે મુરાર,
માળા તે ના હોય માહરી રે, વસ્તુ આપો દાતાર.
બીજી વારે હાથ કાઢીયો રે, સંદુકમાંથી તે વાર,
સાકર આપી ત્યાં શોભતી રે, ગુરુ ઇમામને સાર.
અચરત સૌ ત્યાં પામીયા, આ તે શું કહેવાય,
મડદા જીવતા થઇ, લેવડ દેવડ થાય.



સદ્‌ગુરુ શ્રી ઇમામશાહની વિશેષ શક્તિ જોઇ સર્વ મુલાતાનવાસી લોકો પોતાના ઉદ્ધત વર્તનનો પશ્ચાત્તાપ કરવા લાગ્યા અને તેમને વિનંતી કરવા લાગ્યા કે અમોને ક્ષમા કરી આપની

પ્રતિજ્ઞા પાછી લઇ લો. પરંતુ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે કહ્યું કે, મોંમાંથી વચન બહાર પડયું તે પડયું. શ્રી ઇમામશાહ મહારાજ સાથે જે અનુયાયી આવ્યા હતા તેઓ પોતાના ગુરુની દૈવી શક્તિ જોઇ ઘણા જ આનંદીત થયા અને તેઓ શ્રી ઇમામશાહ મહારાજનો જય જયકાર કરવા લાગ્યા. તેમના હૃદયમાં હર્ષ ઉભરાયો.

**વળતાં ગોરજી ચાલીયા રે, કેકનગર મોઝાર,**
**સુફી સંત એક ત્યાં રહે રે, શાહજીનો અવતાર.**
**બાકી હતી પાંતી જેટલી રે, દીધી શાહજીયે હાથ,**
**સરગ દેખાડીને મોકલ્યા રે, ગુજરાત દેશની વાટ.**

થોડા જ દિવસોમાં સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે પિતાના આદેશ પ્રમાણે કેકનગર જવાની તૈયારી કરી. તે સમયે પ્રવાસ ઘણો જ કઠિન હતો. સાધનોની સુવિધા ન હોવાથી કેકનગર જવાનું તો અશક્ય જ હતું. એવી કઠણ પરિસ્થિતિમાં પણ શ્રી ઇમામશાહ કેવળ ચોંત્રીસ દિવસમાં જ કેકનગર પહોંચી ગયા. ત્યાં ગયા બાદ સુફી સંત તેમને જોઇને અત્યંત પ્રસન્ન થયા અને તેમની પાસેથી શ્રી ઇમામશાહ મહારાજને અમુક દૈવી શક્તિ પ્રાપ્ત થઇ. કેકનગરમાં 'સુફી સંત' પાસે હતા ત્યારે શ્રી ઇમામશાહ એ સ્વર્ગની યાત્રા કરી હતી. શ્રી ઇમામશાહએ દૈવી શક્તિના પ્રતાપે સ્વર્ગની યાત્રા કરી હતી. તેઓ કેકનગર ગયા અને તેમને સ્વર્ગનું દર્શન થયું એવું ઘણી જગ્યાએ વાંચવા મળે છે. પંદર વર્ષની ઉંમરે તેમને દૈવી શક્તિ પ્રાપ્ત થઇ હતી.

Sufi Sant = Head of Ismaili Sect called main "Imam". This fact is hidden.

આ પ્રવાસ પછી તેઓ મુલતાનમાં પાછા આવ્યા અને ત્યાં જ થોડા દિવસ રોકાણ કર્યું. તેમની દિવ્યતા અને બ્રહ્મકળાની કીર્તિ ચારે દિશામાં ફેલાઇ ગઇ. તે સમયે ત્રણ યોગી લોકો મુલતાન શહેરમાં આવ્યા. ત્યારે તેમને આ વાતની જાણ થઇ કે શ્રી ઇમામશાહ મહારાજ બ્રહ્મનિષ્ઠ દિવ્ય પુરુષ છે. તેમની ખાત્રી કરવા તેમને હાજરવીરને પૂછ્યું કે; શું ઇમામશાહ મહારાજમાં બ્રહ્મકળા છે ? જો તેમનામાં બ્રહ્મકળા હોય તો અમારે તેમને ધર્માદા રકમ આપવી છે.

Real name is Hazar beg, a muslim.

ત્યારે હાજરવીરે કહ્યું; હા, શ્રી ઇમામશાહ મહારાજ બ્રહ્મનિષ્ઠ છે અને તમારે ખાત્રી કરવી હોય તો તમે જાતે જ કરી શકો છો. યોગી લોકો શ્રી ઇમામશાહ મહારાજ પાસે આવ્યા અને તેમને પોતાના મનની વાત કરી. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે તે યોગી લોકોને કહ્યું;

**નાથ ઈમામશાહ બોલીયા, બોલ્યા જોગી સાથ,**
**જોવું હોય તો જોઇ લો, મુકો બીજી વાત.**

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે મોઢું ખોલતાની સાથે જ જોગી લોકોને ચૌદ ભુવન, ચંદ્ર, તારાઓ, તમામ બ્રહ્માંડ દેખાવા લાગ્યાં અને અનેક દૈવી શક્તિઓનું, બ્રહ્મ કળાનું દર્શન તેમને થવા લાગ્યું. આ દિવ્ય દર્શન અનુભવી તે લોકો અત્યંત હર્ષમય થયા. સન્માનથી દશવંત ત્યાં અર્પણ કરી તેઓ સંતોષથી પાછા ફર્યા.

તે પછી સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ સિંધુ નદીના કિનારે કિનારે ગુજરાત તરફ જવા લાગ્યા. રસ્તામાં 'જીવણ' નામનો એક નાવિક નૌકા વડે લોકોને નદી પાર કરાવતો હતો. તે દિવસે ત્યાં અચાનક તોફાન શરૂ થયું અને નૌકા ડૂબવા લાગી જીવણે અનન્ય ભાવથી પોતાના ગુરુની મનોમન આરાધના શરૂ કરી. તે સમયે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજએ પ્રત્યક્ષ તે જગ્યાએ હાજર થઇ પાણીમાં ડૂબતા જીવણને બહાર કાઢી પોતે નૌકા પવનવેગથી ચલાવી સામેના કિનારે પહોંચાડી હતી.

આગળ પ્રવાસ કરી 'જુણબદીના' આ ગામે આવી પહોંચ્યા. તેમની કીર્તિ ચારે તરફ ફેલાઇ ગઇ હતી. તેથી તેમના શત્રુ પણ ઘણા થયા હતા. જુણબદીના આ ગામે આવ્યા બાદ ખોજા ધર્મસ્થાનના મદાંધ અને સત્તાંધ સ્વાર્થી લોકોને તેમની જાણ થઇ. ત્યારે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે ગરીબનો વેશ ધારણ કરી ખોજા ધર્મસ્થાનમાં પ્રવેશ કર્યો. અમુક ખોજાએ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ ને તુચ્છ સમજી તેમનું અપમાન કર્યું.

ત્યારે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે કહ્યું; આ સર્વ બાહ્ય વાતો પ્રત્યે દુર્લક્ષ કરી એકબીજા તરફ પ્રેમ ભાવથી જોવાની દષ્ટિ રાખો. અભિમાન કરી રીતભાત છોડી આડા માર્ગે ન જાવ. પરંતુ મદાંધ ખોજા લોકો કશું સમજી શકયા નહીં અને તેમને ધર્મસ્થાનમાંથી બહાર કાઢવા લાગ્યા. તે ખોજા લોકોને ભય લાગ્યો કે તેઓ આપણી અહીંની ગાદી લઇ લેશે, પરંતુ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજને તો ગુજરાત તરફ જવાનું હતું. સિવાય હિંદુમાં જ તેમના જ બનીને રહેવાના તેવોએ શપથ લીધેલા હતા. ખોજા લોકોનાં અભિમાન દૂર કરવા માટે તેઓ ત્યાં રોકાયા હતા, પરંતુ તે લોકોએ કંઇ પણ સાંભળ્યા વગર તેમને ભોજન પણ આપ્યું નહીં અને ઉલટાનું એક અસંસ્કાર માણસે તેમને ત્રણ વખત લાકડીથી ફટકાર્યા. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજને જરા પણ ક્રોધ આવ્યો નહી. તેઓ અત્યંત શાંત અને પ્રસન્ન ચિત્તથી

તે લોકોને છોડી ચાલવા લાગ્યા.



**વિકાર રહિત છે નાથજી રે, સત્ બ્રહ્મ સ્વરૂપ,**
**દોષ તે દીલમાં નહીં ધરે રે, સુખ સાગર અનુપમ.**

સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ વિકાર રહિત અને બ્રહ્મ સ્વરૂપ હોવાથી કોઇને પણ દોષ ન આપતાં આગળ ચાલવા લાગ્યા. ત્યારે રસ્તામાં એક પ્રેમજી ખોજા નામનો માણસ આગળ આવી અત્યંત આદરથી સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજને પોતાને ઘેર લઇ ગયો. તેમને ભોજન આપ્યું અને તેમના આશીર્વાદ મેળવ્યા.

ત્યાર પછી આગળ જવાની શરૂઆત કરી. જતાં જતાં તેઓ ચિતોડગઢ આ ગામે આવ્યા અને ગામની બહાર એક વૃક્ષ નીચે બળદગાડી છોડી કરીને આરામ કરવા લાગ્યા. તે જ વખતે 'વેલર' નામનો એક રબારી સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ પાસે આવ્યો. ગુરુને જોઇ પ્રણામ કરી તેમના ચરણો પાસે બેસી ગયો. સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે તેમનું ક્ષેમ કુશળ પુછ્યું અને બાળકો કેટલા છે ? એવું પુછતાંની સાથે જ તે રડવા લાગ્યો અને બોલ્યો; મારે ત્રણ સ્ત્રીઓ કરવા છતાં પુત્ર વગરનો છું. રડી રડી તેનો કંઠ સુકાઇ ગયો. સદ્ગુરુજી તેમને સમજાવી બોલ્યા; :-

**ગોરજી મુખથી બોલીયા રે, સાંભળ વેલર વાત,**
**દુ:ખ નીવારે દયા કરે રે, એવો જગતનો તાત.**
**સંકલ્પ વિકલ્પ ટાળજે, રાખજે મનમાં હામ,**
**પુત્ર સુખ તું પામશે, બોલ્યા સદ્ગુરુ શ્યામ.**

વેલર રબારીને થોડા દિવસો પછી પુત્ર પ્રાપ્તિ થઇ અને સદ્ગુરુના કહેવા પ્રમાણે તેમનું આખું કુટુંબ અને કુળ ચિતોડગઢ છોડી 'એસાવર' આ ગામે જઇ સ્થાઇ થયું. એસાવર ગામે આ આખું કુળ સદ્ગુરુશ્રી ઇમામશાહ મહારાજના વંશ પરંપરાગત અનુયાયી છે.

આ પછીના પ્રવાસમાં તેઓ હાજરવીર સાથે 'સિરોહી' આ ગામે રોકયાનો ઉલ્લેખ મળે છે. તે પછી મારવાડમાંથી આગળ પ્રવાસ કરી દિલ્લીમાં આવી પહોંચ્યા. ત્યાં તેઓએ 'શાહદુલ્લા' આ મસ્જીદમાં મુકામ કર્યો. નમાજ પઢવા અનેક લોકો આવવા લાગ્યા. સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ માત્ર ધ્યાનસ્થ બેસી ઇશ ચિંતન કરતા હતા. કુતૂહલથી લોકો તેમની

પાસે આવી બોલ્યા; 'મહારાજ, આપ તો મુસલમાન જેવા દેખાવ છો અને નમાજ કેમ પઢતા નથી ?' ત્યારે સદ્‌ગુરુશ્રી ઇમામશાહ મહારાજ નમ્રતાથી બોલ્યા, 'મારી નમાજ ખુદાએ મંજૂર કરેલી છે. તમારો આગ્રહ હશે તો મારી જગ્યાએ આ મસ્જીદના મિનારાઓ નમાજ પઢશે.' અને ખરેખર મસ્જીદના મિનારા નીચે નમ્યા. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ બોલ્યા; 'હું તો સર્વનો એક એવા પરમેશ્વર પ્રત્યે લીન છું. મારામાં ધર્મ ભેદ અથવા જાતી ભેદ નથી. સંજોગવસાત હું અહીં આવી રોકાયો છું.'

**इसी मिट्टीमे सारी दुनिया निपाया ।**
**इसीमे कौन हिंदु कोन मुसलमाना ।।**

આ વાત દિલ્હી શહેરમાં પવનની માફક ફેલાઇ અને તે સમયના દિલ્હીના બાદશાહ 'બહલોલ લોદી' અફઘાન રાજાના કાન પર આ વાત આવી. બાદશાહ ઉત્સુકતાથી તે મહાપુરુષનાં દર્શન કરવા નીકળ્યા. તેઓએ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજને પ્રશ્ન કર્યો;

**शहर दिल्लीमे आईया, बडे करामती शाह ।**
**साफ दिदार पेखने, आय खडे पादशाह ।।**
**बहलोल खान आयके, सांइको किन्ही सलाम ।**
**साइ नमाज पढते नहीं, बुझो शुध्ध कलाम ।।**

ત્યારે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ પોતાની અમૃત તુલ્ય વાણીથી બોલ્યા;

**पांच नमाज ह्रदयमे रहे, बाहर नमाज सोय ।**
**कहां हिंदु इस्लाम कहाँ, पीव खोजे सोही प्रवीण ।।**

બાદશાહ બહલોલખાન ને શાંત ચિત્તથી સાંભળી જોઇ રહેલા જોઇ પુનઃ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ તેમને કહેવા લાગ્યા;

**सायाको खोजत फिरे, पियरा तिहारी पास ।**
**बिलखत मृग फिरे बावरे, बन बन सुंघे घास ।।**

**सायाजी की गम नहीं, भूले हिंदवा दीन ।**
**व्रत आचरण में हिंदवा, रोझा नमाज मोमीन ।।**

रेन दिन लागी रहे, साहिबसे इक तार ।
अैसे साधु संतको, बहुरी मेरा जुहार ।।
बहलोल बुझी सांईको, झंझट छोड दो आन ।
नेक बातें इमानकी, बेहरी कबहु बखान ।।

એવો આ ઉચ્ચ કોટીનો સરળ ભાષાનો ઉપદેશ સાંભળી બહલોલખાન બાદશાહનું મન પ્રસન્ન થયું. તેઓ આદરથી સદ્‌ગુરુજીને બોલ્યા; 'મહારાજ' આપ આપની ખુશીથી મારા તરફની કંઇ પણ ભેટનો સ્વીકાર કરો, મને આનંદ થશે.

વળતાં તે બાદશાહ બોલીયા રે, માંગો દયાળ,
જે રે વસ્તુ તમને ખપે રે, ખપે ગામ ગરાસ.

ત્યારે સદ્‌ગુરુ ઇમામશાહ બોલ્યા;

વળતા ગુરુજી બોલીયા, શું કરું ગામ ગરાસ,
મુજને કાંઇ નવ ખપે, એક સાહેબની આશ.

હે બાદશાહ ! મને ગામ વગેરે કંઇ ભેટ નથી જોઇતી. તેને હું શું કરૂં ? મને ફક્ત પરબ્રહ્મ પરમાત્માના દર્શનમાં જ મિઠાશ છે, અન્ય લૌકિક વાતોની ઇચ્છા નથી. તેમ છતાં બાદશાહએ તેમને ખુશ થઇ પ્રવાસ માટે એક રથ જેવી બળદગાડી આપી.

દિલ્હીથી નીકળ્યા પછી સદ્‌ગુરુજી મધ્યપ્રદેશમાંથી એક જગ્યાએથી બીજી જગ્યાએ પ્રવાસ ચાલુ રાખી ભોપાલ, ઇંદોર, નિમાડમાંથી બરહાનપુર આવ્યા. ત્યાંથી ખાનદેશમાં પ્રવાસ કરતી વખતે તેમને ઘણા સ્થળે નિવાસ કરી તેઓએ ધર્મોપદેશ કર્યો. પૂર્વ અને પશ્ચિમ ખાનદેશમાંથી પસાર થતા હતા તે દરમ્યાન તેમના ઘણા અનુયાયી શિષ્યો બન્યા. સદ્‌ગુરુની દિવ્ય શક્તિ અને જ્ઞાનોપદેશ સાંભળી ઘણા લોકો પ્રભાવિત થઇ તેમની પાસેથી અનુગ્રહ (દિક્ષા) લેતા હતા. કેટલાક તેમનાં દર્શન માટે તો કેટલાક કેવળ કુતૂહલતાથી તેમના સાન્નિધ્યમાં આવતા હતા. તેમનાં દર્શન કરી જ્ઞાનોપદેશ સાંભળી પોતાના જીવનનું સાફલ્ય માનતા હતા. ખાનદેશમાંનો પ્રવાસ કરતી વખતનું વર્ણન સદ્‌ભક્ત શ્રી નાયાકાકાના પરમ શિષ્ય ગંગાસિંહ ગોહિલે કાવ્યરૂપથી કરેલું છે, તેમાંની અમુક સાખીઓ આપવામાં આવી છે. :-

दक्षिण देशमे विचरते, सोनगढ आये सांई ।
आये सद्‌गुरु जानके, सेवक आये धाई ।।
लोगन के दुःख दूर करे, सांई कृपा बरसाय ।
रोग मिटाये जीवोका, छीन मे किये सुखदाय ।।

સોનગઢ સ્થળે તેમની કીર્તિ રૂપી સુગંધ સર્વત્ર ફેલાવા લાગી. લોકો દર્શન માટે અને પોતપોતાની લૌકિક આશા આકાંક્ષા તેમના કૃપાશિર્વાદથી પૂર્ણ કરવા માટે આવવા લાગ્યા. મહાપુરુષના સાન્નિધ્યમાં આવ્યા પછી તેમની સર્વ આકાંક્ષા તો પૂર્ણ થતી હતી પણ તેની સાથે જ તેમની પારલૌકિક અને પારમાર્થિક આકાંક્ષા સુદ્ધાં પૂર્ણ થઇ જતી હતી.

सुखानन्दको सोनगढ, नैन दिखे गुरुदेव ।
धाम लाछोरा चल बसे, आये अवधू भेव ।।

લાછોરામાં -

लाछोरा पहूँचे गुरु, हो गये आनंदकंद ।
दरशन सांईका पायके, मिट गये दुःख द्वन्द्व ।।
रक्तकोढी गजेश्वरी, ता घर पहूँचे जाय ।
कृपा बडी इमामकी, महारोग मिटाय ।।

ભક્ત વમરસ -

वमरस भक्त जना, उरमे छाय उमंग ।
सद्‌गुरु के चरण में, लगे सवाया रंग ।।
वमरस धरकी दुविधा, छीनमे मिटाये सांई ।
आनंद वाधे अति, सबही जीये सुखदाई ।।



ભક્ત સુરભાણ -

सुरभाणको सदगुरुकी, मानो लागी लगन ।
निशदिन गुरु चरण में, सदा रहे मगन ।।

सुरभाणकी गति, कैसे बुजे अजाण ।
गुरु चरणमें लगे रहे, आठो जाम सुजान ।।
सतगुरु बानी उचरे, धन्य सुरभाण अनुराग ।
आवागमन ताको नही, भव उबरे ही सुभाग ।।
खटमास गुरुदेवजी, रहे लाछोरा गाम ।
परहितकारी सांईया, चलने लगे बहुनाम ।।

મહારાષ્ટ્રના પ્રદેશમાં અને ખાસ કરીને સોનગઢ, લાછોરા વિભાગમાં સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ ઘણા દિવસ સુધી રહ્યાનો ઉલ્લેખ ઉપરના પદ પરથી જણાય છે. ત્યાંના ઘણા ગરીબ દુઃખી લોકોને દિલાસો આપી સદ્‌બોધથી તેમનું આત્મ કલ્યાણ કરતા હતા. સદ્‌ગુરુજી પછી દક્ષિણ તરફ જવા લાગ્યા, કોચરબ પ્રદેશમાં તેમનો નિઝામ સાથે નદી કિનારા પર એક પ્રસંગ બની ગયો અને નિઝામ પણ તેમના તપ - પ્રભાવ અને તેજસ્વી વ્યક્તિત્વ જોઇ દિઙ્‌મૂઢ બની ગયો,

कोचरब जाने के लिये, सरितातट आये गुरु देव ।
निजाम कहे सदा रहो, किसविध होत अधिर ।।
रथ सहित गुरु देवजी, जल पर चले प्रबिन ।
लोगन सब देखत रहे, निजाम हुये मति हिन ।।
कोचरबमें गुरुदेवको, इस साल किये निवास ।
सुभागी कई जीवकी, पूरन किये गुरु आश ।।

આ પ્રકારની કોચરબ ગામની કથાનું વર્ણન છે. તેમાં સદ્‌ગુરુ મહારાજે નિઝામનો ગર્વ ભંગ કર્યો. તે પ્રદેશમાં સદ્‌ગુરુજી આશરે એક વર્ષ રહ્યા હતા. આ સમયમાં તેઓએ ઘણા ખરા ભક્તોનો ઉદ્ધાર કરેલો છે. મહાત્મા પુરુષોની કીર્તિ રૂપી સુગંધ સર્વત્ર પવનવેગથી સંચાર કરતી જ રહે છે. વસ્તુતઃ મહાપુરુષ પ્રસિધ્ધિથી પરાઙ્‌મુખ (વિમુખ) રહે છે, પણ ત્રાસેલા, પીડા પામેલા લોકો પોતાનો ભવતાપ મટાડવા માટે અનન્ય શ્રદ્ધાથી મહાપુરુષોના સંપર્કમાં આવે છે અને બંધન મુક્ત થતાં હોય છે. એવા અનેક પીડિતોનાં દુઃખ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજની શ્રદ્ધાથી મટી ગયાનાં પદમાં વર્ણન કરેલાં છે.

મોહન ભક્ત -

**मोहनके सदबोधसे, जगे हियामे हेत ।**
**ताही की गति को लिखे, उबरे कुल समेत ।।**

લાસાજી ચમાર -

**लासाजी चमारके, पूरन हुए सब काज ।**
**कृपा बडी गुरु देवकी, भव उबरे सुख साज ।।**

ઉદાજી પઢિયાર -

**साया मेरी कोन गत, शरण राखो गुरु सांई ।**
**उदाजी पढीयारको, गुरु दिखे गुण गंभीर ।।**

ગાયિકા જયશ્રી-

**तवायफको अकर्मसे, साहिब कियेरी नेक ।**
**बडी सुभागीन हो गई, जयश्री जुगमे नेक ।।**

આ પ્રકારે અનેક સદ્‌ભક્તોને સદ્‌ધર્મનો રાહ બતાવી દુ:ખીયાનાં દુ:ખ દૂર કરી એક સ્થળેથી બીજા સ્થળે નિવાસ કરી તેઓ દક્ષિણથી પશ્ચિમ સાગર કિનારા તરફ ગયા. ફરતા ફરતા તેઓ ગુજરાતમાં આવી પહોંચ્યા. ગુજરાતમાં નવસારી, સુરત, કાનમ, ખંભાત, ભાવનગર, જુનાગઢ, રાજકોટથી વડોદરા અને ત્યાંથી પેટલાદ, દેવા વિભાગોમાં ગયા. વચ્ચે કાનમમાંથી જતા હતા ત્યારે વિખ્યાત લુંટારા 'નાયા' નો સમાગમ થયો. પોતાના તપના પ્રભાવથી તેઓએ તેમનામાં પરિવર્તન લાવી અને સન્માર્ગ પર લઇ આવ્યા. આ સર્વ વાતો 'નાયા'ના ચરિત્રમાં સાંભળવા મળે છે. માર્ગમાં સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજને અનેક પ્રસંગો સામે સામનો કરવો પડયો હતો. અનેક જાતીના, અનેક સ્વભાવના લોકો સાથે તેમનો સંબંધ થયો હતો. રમજુ કસાઇ, ગોજારી આહિરણ, મનખાજી આહિર, ગાયિકા માયાવતી, બન્નાસિંહ હાડા, જંભાસિંહ, તુંવર મંડાસેન, જુગલ વણજારો, હિરજી નાવિક, સેજલદે, સવદાસ, મૌલાજાદા અલકીખાન, મલિકા હિરાબાઇ વગેરે અનેક લોકો સાથે તેમના મેળાપ થયા. બીજા ઘણા લોકો સાથે ધર્મ નીતિ બાબતે ચર્ચા-વાદવિવાદ સંવાદ થયા, કેટલાકના

અજ્ઞાન દૂર કરી તેમને જ્ઞાની બનાવ્યા. જે પ્રકારની વ્યક્તિ હોય તે પ્રકારનું વર્તન તેની સાથે કરી તે સર્વને સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે આશ્ચર્યચકિત કરી દીધા. આ સર્વ પ્રસંગોનું વર્ણન નાયાકાકાના પરમ શિષ્ય ગંગાસિંહ ગોહિલે સુંદર કાવ્યમાં કરેલું છે. સમાજના વિવિધ સ્તરના સ્ત્રીપુરુષો સાથે જેવો તેમની સાથે સંપર્ક આવ્યો તેવો જ અનેકાનેક સંત મહાત્મા પુરુષો સાથે પણ તેમનો મેળાપ થયો. ગોસ્વામી તુલસીદાસ, ચૈતન્ય મહાપ્રભુ, ગુરુ નાનક, મહાત્મા દાદુદયાળ, સંત સુરદાસ, સંત કબીર, સંત સાધ્વી મીરાંબાઇ તેમજ કેટલાક યોગી મહાત્મા સંતો સાથે તેમનો સત્સમાગમ થયો હતો. એક બ્રહ્મ રાક્ષસ-ખવીસનો પણ ઉદ્ધાર કર્યો હતો.

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનો પ્રવાસ જો કે ઘણો જ થયો હતો અને તેમના ઉપદેશનું ક્ષેત્ર મોટે ભાગે ચોવીસે મુલકમાં રહ્યું હતું પણ તેમનું વાઙ્મય (સાહિત્ય) જે ઉપલબ્ધ છે તે વિશેષતઃ ગુજરાતી ભાષામાં જ છે. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના મુખ્ય શિષ્ય કહીએ તો સંત હાજરવીર, સંત નાયાજી, સંત ભાભારામ, સંત સાધ્વી કીકીબાઇ અને સંત શાણાકાકા છે. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના સંપર્કમાં આવી તેમનું મિલન કેવી રીતે બન્યું એનું સવિસ્તર વર્ણન 'સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ જીવન વૃત્તાંત' આ મરાઠી અને ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થયેલા પુસ્તકોમાં છે. ગીરમથામાં આવ્યા પછી તેઓએ તેમનો પ્રવાસ મુલત્વી રાખ્યો અને ત્યાં નજીકમાં જ 'પીરાણા' આ સ્થાનકે નિવાસ કર્યો હતો.

ગીરમથા :-

**गीरमथामे देखिया, सप्त साल अकाल ।**
**रहम किओ गुरु देवजी, सचमुच हुवे सुकाल ।।**
**मेहा आये धायके, हो गये जय जयकार ।**
**मेदनी आयी दोडके, पावे गुरु दीदार ।।**

પટેલ પુત્ર સજીવન -



**ग्राम्य मुखीके पुत्र को, सद्‌गुरु दिये जीवाय ।**
**ताथे मेरा सांईको, घर घर लिखे महिमाय ।।**

કુંવારીકા ક્ષેત્ર -

तीर फेंके गुरु देवने, कुंवारीका क्षेत्र मांय ।
कर्ण भेदाये केसरी, झुक कर हुअे बिदाय ।।

સદ્દગુરુ સ્થાન -

स्थान बनाये साईको, स्वामीजी किये निवास ।
ताथे लोगन उचरे, यहाँ पीराणा खास ।।

પીરાણા -

सदगुरु इमामकी कीरपासे, बसे पीराना धाम ।
सांईका निवास हुआ, लिखे पीराणा ग्राम ।।

વિ.સં. ૧૫૭૪ માં સમાધિ સ્થાન બનાવ્યું.

पंद्रहसे चुमाहतरमे समाधि स्थान स्थपाय ।
समाधि अपने हाथ से, साया को बनवाय ।।

परचा बहुत गुरुदेवका, कैसे लिखे अजान ।
जाको गुरु गम पाइया, ताको मिल गई शान ।।

વિ.સ. ૧૫૭૫માં સદ્દગુરુ શ્રી ઇમામશાહ મહારાજે પૂર્ણ બ્રહ્મધામ પ્રતિ પ્રયાણ કર્યું.

नारायण के अंश से, प्रगटे सदगुरु इमाम ।
पंद्रहसो पचहत्तरमें, पाया पूर्ण विराम ।।

અભિલાષા -

ज्योति जगी अविनासकी, मानो पूर्ण प्रकाश ।
'गंगा' सद्गुरु इमामकी, अहर्निश कर हूं आश ।।

ગંગાસિંહનો વિનય -



बैठे रहुं गुरु चरणमे, चाहु दिदार सांई ।
गंगा की यह आरजु, मानो पावन युगराय ।।

साया तु मेरा बनी रहो, सुनो सदगुरु इमाम ।
गंगा को अपनो लीखो, बिरद बडो बहुनाम ।।

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે પીરાણામાં જ નિવાસ સ્થાન કર્યા પછી તેઓ ત્યાંથી જ ધર્મપ્રચાર અને અન્ય કાર્ય કરવા લાગ્યા. ઘણા યોગીઓ, મુનિઓ, વિચારવંત સમાજપ્રવર્તક લોકો ત્યાં આવી અનેક ધાર્મિક ચર્ચા વિનિમય કરતા હતા. તે સર્વેનો આદર સત્કાર જે તેની યોગ્યતાનુસાર કરી સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ અત્યંત લોકપ્રિય બન્યા. તેમના જીવનમાંના મુખ્ય મુખ્ય પ્રસંગો સંત નાયાજીએ તેમના પરમ શિષ્ય ગંગાસિંહ ગોહિલને વર્ણન કરેલ તે ગંગાસિંહ ગોહિલે આલેખિત કરેલા છે, તેમાંના અમુક પ્રસંગ નીચે આપવામાં આવે છે.

## (૧) યોગી નિરંજનનાથ

सद्‌गुरु संग बैठ सुखसाजा, मध्यान्ह आय खडे योगीराजा ।
नाम निरंजननाथ बखाने, देख पावनधाम हरख उर ठाने ।।
बडे आदर सद्‌गुरु किन्हा, प्रेम प्रसाद योगीसंग लीन्हा ।
योगी अभेद दिखे गुरु ज्ञानी, जात पात लिखे अज्ञानी ।।

એક વખત સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ પીરાણામાં કેટલાક લોકો સાથે સત્સંગ કરતા હતા. બપોરનો સમય હતો, બરાબર એ જ સમયે એક યોગી પુરુષનું આગમન થયું. તેમનું નામ નિરંજનનાથ હતું. યોગી ખરેખર મહા પ્રભાવશાળી હતા. સદ્‌ગુરુએ અતિશય પ્રેમથી તેમનો આદર કર્યો. આતિથ્યધામમાં સાથે જઇ પ્રેમથી સહભોજન કર્યું. યોગીની અભેદવૃત્તિ હતી. જાતિ કે વર્ણનો તેમની પાસે જરા પણ ભેદભાવ ન હોય એવા તે જ્ઞાની પુરુષ હતા. સદ્‌ગુરુએ તેમની સાથે બેસી ઘણા સમય સુધી સત્સંગ કર્યો. અમૃત રસપાન કરી બંને જણા ઘણા સમય સુધી ઇશ્વરી લીલાનું અને તેમની પ્રાપ્તિના વિષયે ચર્ચા વિચાર કરીને બેઠા હતા ત્યારે આખરે સદ્‌ગુરુએ વિનયથી યોગીને પ્રશ્ન કર્યો;

योगीराज कैसे दिन्ह दिदारा, महाशिवरात्री निमित्त गिरीनारा ।
दत्त प्रभुके दर्शन पै हो, योगीजन उर आनंद पै हौ ।।
सायाजी दीदार यहां पाये, योगी फिर गिरनार क्यों जावे ।
हस मुश्कराई साइया बोले, अमर पुरुष आधिन अमोले ।।

યોગીરાજ ! અહીં આપનું આગમન થયું, આ તો અત્યંત આનંદની વાત છે, પણ આપ અચાનક કેવી રીતે આવી પહોંચ્યા ? કોઇ જગ્યાએ જવાની તૈયારી છે ? કૃપા કરી આપના આગમનના કારણની અમને ખબર પડશે ?

યોગી કહે : ''મહારાજ ; યોગીના આગમનનું કારણ એવું છે કે ગીરનાર તરફ જતો હતો. માર્ગમાં આપનું આ સ્થાન આવ્યું એટલે દર્શનની ઇચ્છાથી આપના ચરણ પાસે આવી પહોંચ્યો. આપના દર્શનથી ખરેખર હૃદયમાં અપાર આનંદ થયો. હવે ગીરનાર જવું છે, ત્યાં મહાશિવરાત્રીમાં સંત અને સિદ્ધોનો મહા મેળો થાય છે. ત્યાં ભગવાન દત્તાત્રેયના દર્શનનો લાભ મળી જાય તો જીવનમાં આનંદ આનંદ થઇ જાય તેથી ગીરનાર જવું છે. જો આપ અહીં જ તે મહાગુરુનાં દર્શન કરાવી આપો તો ગીરનાર જવાનું મુલત્વી રાખું.''

યોગીના આ શબ્દ સાંભળતાની સાથે જ સદ્ગુરુ શ્રી મંદ મંદ હાસ્ય કરતાં બોલ્યા; – ''યોગીરાજ ! આપ જે સિદ્ધ પુરુષ – મહા ગુરુ વિષે વાત કરો છો તે તો અમર પુરુષ કોઇના પણ આધિન નથી કે તેને ઘર બેઠા બોલાવી દર્શન લઇ શકાય. તે અવિગતના ગતિનો કોઇ પણ પાર પામી શકશે નહીં, ત્યારે તેમને અહીં કેવી રીતે બોલાવી શકાય ? તેમનું દર્શન પ્રાપ્ત કરવા માટે યોગી લોકો ગિરિકંદરામાં એકાગ્રતાથી ધ્યાન મગ્ન બની વર્ષો પર્યંત ભક્તિ સાધના કરે છે, તો પણ તેમનાં દર્શન થઇ શકતાં નથી. એવા આ અવિગતને અહીં બોલાવવાનું મારી શક્તિનું કામ નથી. યોગીરાજ તે મહાગુરુ અહીં કેવા પ્રકારે આવી શકે ?

**महागुरु यहां कैसे आवे, साई सिध्ध कैसे दिखावे ।**
**बडे आनंद गिरनार जै हो, महागुरुका दर्शन पै हो ।।**

**झुक झुक योगी खडे हो गैया, तीन कदम अरुप हो वैया ।**
**गंगा सुनो यह गेबकी बाते, ता दिन योगी दिखे साक्षाते ।।**

''અમારી પાસે આ સામર્થ્ય નથી કે તે મહાયોગીને અહીં બોલાવી તમને તેઓનું સાક્ષાત્ દર્શન કરાવી આપીએ. યોગીરાજ ! આપ આ મહાગુરુનાં દર્શન માટે અતિ આનંદથી અને પ્રેમથી ગીરનારમાં જ જાવ. અનન્ય પ્રેમભાવથી તેમનાં દર્શન કરી સત્સંગનો અલભ્ય લાભ મેળવો.'' સદ્ગુરુએ યોગીરાજને એવું કહી પોતાના સામર્થ્યની મર્યાદા દર્શાવી અને તેમને ગીરનાર તરફ જવાની સલાહ આપી. યોગીરાજ નમ્રતાથી ઉભા થયા અને સદ્ગુરુ શ્રી

ઇમામશાહ મહારાજની પ્રેમથી રજા લઇ ત્રણ ડગલાં આગળ જઇ અંતર્ધાન થઇ ગયા.

સત્પુરુષ નાયાજી પોતાના પરમ શિષ્ય ગંગાસિંહને બોલ્યા કે હે ગંગા ! આ તો અગમ્ય-ગૂઢ વાતો છે. યોગી પુરુષનાં પ્રત્યક્ષ પોતાની આંખોથી દર્શન કરવાં અને તેમની સાથે જ્ઞાન ચર્ચા વાર્તાલાપ કરવો અતિ દુર્લભ યોગ છે. જે યોગી હોય તેને જ એવી વાતો જાણવા મળે.

## (૨) કાળદૂત સાથે સંવાદ

**कहो गुरुजी कछु अमृतवाणी, स्वामी मुख बोले गुरुज्ञानी ।**
**सद्‌गुरु संग बैठे मध रैना, ता दिन आय कालकी सेना ।।**

**अति भयानक दिखे बिहाना, देखत ही दिल हो गई हाना ।**
**आये अझल देवदूत दाना, कैसे आवन हुवे गुणवाना ।।**

એક વખતની વાત છે. ગંગાસિંહ પોતાના ગુરુ - સંત નાયાજી પાસે બેસી સત્સંગ કરતા હતા. ગંગાસિંહે ગુરુ લીલા વિષે અભિલાષા વ્યક્ત કરી. ત્યારે સંત શ્રી નાયાકાકા બોલ્યા; 'એક વખત સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ સાથે પીરાણામાં બેઠો હતો. મધ્યરાત્રીનો સમય હતો. અચાનક આંખોને આંજી નાખે તેવો ઝગમગાટ સાથે તેજસ્વી પ્રકાશ થયો. તે પ્રકાશમાંથી કાળદૂત પ્રગટ થઇ ઉભા રહ્યા. આ દૈવી દેવદૂતને જોઇ ખરેખર હૃદય કંપાયમાન થઇ જતું હતું. એવું તેમનું ભયાનક વિકરાળ સ્વરૂપ હતું. સદ્‌ગુરુએ તેમનો આદરભાવ કરી શાંતિથી તેમના આવવાનું કારણ પૂછ્યું. ત્યારે તેઓએ શાંત ચિત્તે કહ્યું; -

**सायाजी तुमी कृपा समदर, मरते जीवको बखानत सुंदर ।**
**सजीवन कही करत हो साया, चेतावन यहां हम आया ।।**

**परहित काहे लूभाई रहैया, मरत जीवकी छांडो बैया ।**
**औसा ढंग मत छांडे साधु, चाहे यहां से चलू दिलजाना ।।**



'હે સાંયાજી ! આપ તો દયાના સાગર છો અને તેથી મૃત જીવાત્માને સજીવન કરી શકો છો. આ કાર્ય આપ બંધ કરો. એટલા માટે જ અમારે આપને અવગત કરાવવા અહીં આવવું પડ્યું છે. આપ તો હૃદયથી પરમાર્થનાં કાર્ય કરો છો પરંતુ અમારૂં તમને એ કહેવાનું છે કે આ મૃત

જીવાત્માને તેમની કર્મની ગતિ પર છોડી દો અને આપ જે પ્રમાણે શાંતિથી બેઠા છો તેવી જ રીતે નિર્લેપ થઇને રહો.



સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ અને કાળદૂતોનો સંવાદ

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ બોલ્યા, 'હે દેવદૂત, આપ જે કહો છો તે કદાચ સાચું હશે પણ મારાથી તેમ થઇ શકે એવું નથી. સાધુ પોતાની સાધુતા (પરપીડા હરણ કરવાનું વ્રત) છોડવા તૈયાર ન થાય. બને તો આ દુનિયા છોડીને જવાનો આદેશ થાય તો તે સ્વીકારવા હું આનંદથી તૈયાર છું, પરંતુ સાધુતાનો ત્યાગ કરી શકીશ નહીં.

**आपही अपना कर्म बखानो, हम ही सदा रहे दिलजानो ।**
**नेक नाम इन्सान कहैया, ताके पीराणा सांई बुझैया ।।**



'જ્યાં સુધી અમે આ ધરતી પર છીએ ત્યાં સુધી દીનજનોનાં દુઃખ દૂર કરવા તત્પર રહીશું. એવા દુઃખીજનોનાં દુઃખ પોતાનાં જાણી તેમનાં રક્ષણ કરવાની જવાબદારી અમારા

શિર પર છે. સંતો પરહિત માટે જન્મ લે છે. તેઓ પરપીડા મટાડવાની પોતાની યોગશક્તિનો કયારેય ત્યાગ કરી શકે નહીં. જે રીતે આપ આપનું કાર્ય કરી રહ્યા છો તે પ્રમાણે જ અમોને અમારૂં કાર્ય કરવા દો. જ્યાં સુધી આ ધરતી પર રહેવાનું છે, ત્યાં સુધી દુ:ખીતોનું દુ:ખ દૂર કરવાનું પવિત્ર કર્તવ્ય હું છોડી શકીશ નહીં.' સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે સ્પષ્ટ શબ્દોમાં સમજાવી દીધું. કાળદૂત પૂર્ણતાથી તેમનો આશય સમજી ગયા. અત્યંત આનંદથી તેઓ બોલ્યા; -

**सुनो शाहा यही नैन दिखैया, सद्‌गुरु इमामका जलवा पेखैया ।**
**जहां मे आयके परहित पेखो, औरनकी शकित आपमे देखो ।।**

'ગુરુજી ! આપને આ સત્યનો માર્ગ દેખાય છે તેથી આપ બીજાઓના દુ:ખથી પીડિત થાવ છો. કેટલાકને તો આ માર્ગ પણ દેખાતો નથી. કારણ કે તેઓ પોતાના સ્વાર્થ માટે જ જીવન જીવે છે. આપ સત્યના ઉપાસક છો તો સદાય આ જ પવિત્ર માર્ગમાં રહો.' એવું બોલી નમસ્કાર કરી કાળદૂત અદ્રશ્ય થઇ ગયા.

ગંગાજી ! આ પ્રસંગ તો ગુરુજીના સાથે બેસી આ આંખોથી અમે નજરોનજર દેખ્યો છે. તે દિવસે સદ્‌ગુરુની દિવ્ય શક્તિનું ભાન મને થયું અને સમજમાં આવ્યું કે આ દુનિયામાં આવ્યા છીએ તો પરદુ:ખ જાણી લેવું. બીજાનું દુ:ખ પોતાનું સમજી તેમના દુ:ખમાં સહભાગી થવું.

## (૩) ફકીર જુમ્માશાહ

**एक दिन आये फकीरा ज्ञानी, जुम्माशाह नाम बखानी ।**
**झुक झुक सद्‌गुरु संग बिठैया, उलट बाते अंतरकी कहैया ।।**
**सांयाजी हम खोजत हरि, दिखे नही कभी पीव पिया रे ।**
**कैसे दिदारा सांईका होवे, कहो सद्‌गुरु साई बीगोवे ।।**

એક દિવસ એક ફકીર આવ્યો, તેનું નામ જુમ્માશાહ. તે જ્ઞાની ફકીર શ્રી સદ્‌ગુરુના ચરણ પાસે નમી વિનયથી નીચે બેઠો અને શાંતિથી પોતાના મનની વાતો કહેવા લાગ્યો.

'હે સાંઇ ! આટલા વર્ષો ગયાં અમે શોધી શોધીને થાકી ગયા પરંતુ કયારેય ભગવાનનાં

દર્શન થયાં નહીં. કૃપા કરી કહો કે ઇશ્વરના દર્શન કયા ઉપાયથી થઇ શકે ? મારા જીવનનો તો અંતિમ સમય આવ્યો, પરંતુ ભગવાને હજુ સુધી આ ગરીબ દીન દાસને દર્શન આપવાની કૃપા કરી નથી. આ દુનિયાનો ત્યાગ કર્યો પણ દિલાવર મળ્યો નથી. નાહકનો મેં આ ફકીર વેશ પહેર્યો છે.'

**जीक्र बिना नही पावे सांई, बंदगी ताहिकी लीजो बनाई ।**
**पल एक सांईसे लग रहे नैना, आय मिले सच कहू बैना ।।**

**सांयाजीकी इक है बानी, जीक्र राह भूल गये नादानी ।**
**ताथे जहां बहुरी भटकाये, आज सद्‌गरुसे गम पाये ।।**

'હે ફકીર ! ભગવાનની ભક્તિ કર્યા સિવાય કયારેય શાંતિ મળી શકશે નહીં. તમે એકાગ્રતાથી તેની ભક્તિ કરો એટલે તે પરમાત્મા એક દિવસ જરૂર આવીને મળશે. પળ પળ તમે સાચા હૃદયથી ભગવાનના ધ્યાનમાં જ રહો અને જ્યારે ભગવાનની સાથે એક દષ્ટિ થશે ત્યારે જરૂર આવીને મળશે. એમ તો મારો સ્વામી તમારાથી કંઇ દૂર નથી, પણ તમે સાચા હૃદયથી ભગવાન સાથે પ્રીત કરી લો.'

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે ફકીરને સત્ય ઘટના કહી. તે સાંભળી ફકીરે પોતાની ભૂલ કબૂલ કરી અને બોલ્યો; –

'હે સાંઇયા; આપ જે કાંઇપણ કહો છે તે સત્ય છે. આજ પર્યંત હું ભક્તિનો માર્ગ ભૂલી ગયો હતો અને તેથી આ દુનિયામાં ઘણું રખડયો, કોઇપણ જગ્યાએ સુખ કે શાંતિ મળી નથી. ફકીર થયો પણ દુનિયાની માયામાંથી પર જઇ શકયો નહીં અને સત્યનો માર્ગ ભૂલી જે કરવું જોઇએ તે કરી શકયો નહીં. એ જ ભૂલમાં આખું આયુષ્ય નિષ્ફળ ગયું, હવે સમજ આવી પણ ઘણું મોડું થયું. હવે આપના પવિત્ર ચરણ પાસે આવ્યો છું. આપની કૃપાથી હું સત્યના માર્ગ પર આવ્યો. આ રસ્તો ભૂલેલા ફકીરને આપે સમજ આપી ઠેકાણે લાવ્યા છો.' 

**मोहे कृपा कीजो स्वामी, ताथे जीक्र बनी रहे सांई ।**
**जीक्र तुमीसे अैसी बनैया, सच मुच जलवा तुम्है पैया ।**

चले साईं उर जीक्र बखाने, जल्वा ताहिको मिले दिल जाने ।
गंगा सद्गुरु संग दिखैया, भाग्य ताहिको दर्शन पैया ।।

'હે સ્વામી ! મારા પર દયા કરો અને ગમે તેમ કરીને ભગવંતની ભક્તિ થઇ શકે એવી પ્રાર્થના કરો.'

સદ્‌ગુરુએ ફકીરને આશીર્વાદ આપી કહ્યું;

'હે ફકીર ! જ્યારે તમારામાં ભગવંત પ્રાપ્તિની જેવી ઉત્કંઠ ભાવના પ્રગટ થશે કે તરત જ તે પરમ પાવન પરમાત્મા દર્શન આપશે. તમો જેનાં દર્શન કરવા આતુર થયા છો તે પરમાત્માનો જાગૃત ચમત્કાર જોવાનો યોગ વહેલી તકે આપને પ્રાપ્ત થશે.

ફકીર જુમ્માશાહ સદ્‌ગુરુના આશીર્વાદ લઇ પાછો ગયો અને તન, મન અને પ્રાણથી ભગવાનની સેવામાં લાગી ગયો. તેની અભિલાષા પરિપૂર્ણ થઇ અને ભગવાનની અસીમ કૃપા તેના પર થઇ અને તેને સાક્ષાત્ સ્વરૂપનું દર્શન થયું. જુમ્માશાહ ખરેખર ધન્ય બન્યો.

હે ગંગાજી ! સદ્‌ગુરુના સંગમાં બેસી પ્રભુ મિલનનો આ મંગલ પ્રસંગ જોવાનો યોગ બની ગયો. આ તો જેનું નસીબ જાગૃત થાય તેને જ દર્શન કરવાનો યોગ પ્રાપ્ત થાય છે. બીજું તો આ દુનિયામાં ભૂલા પડેલા ઘણાય અન્યત્ર ભટકતા હોય છે એમાં કોઇ સંદેહ નથી.

## (૪) ગંગાસિંહ ગોહિલ પર સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજની કરુણા

चितोडगढसे नायाजी चेताये, गंगासिंह गोहिलको जगाये ।
दिये उपदेश हरि स्मरण करै हो, दरशन चाहे गुजरातमे जैहो ।।
स्नेही सुभागी खोजत आये, कुकसमे गुरु दर्शन पाये ।
सद्गुरु संग गुरु महिमा जाने, ताथे दरशन हित जै ही शाहने ।।

સંત નાયાજી પાવન સત્સંગ ધર્મ ઉપદેશ કરતા કરતા જ્યારે ચિત્તોડગઢ ગયા હતા તે સમયે તેઓએ ગંગાસિંહ ગોહિલને ઉપદેશ કરી જાગૃત કર્યા હતા. પછી તેમને હરિસ્મરણનો ઉપદેશ આપી જ્યારે પાછા ફરતા હતા ત્યારે ગંગાસિંહે પુછયું કે, 'ગુરુદેવ ! ફરી આપનુ દર્શન કયારે થશે ?' ત્યારે સંત નાયાજીએ કહ્યું; 'બાળક ! જ્યારે તારા હૃદયમાં દર્શનની ભાવના પ્રકટ થશે ત્યારે ગુજરાતમાં આવજે. તને સદ્‌ગુરુના દર્શન પ્રાપ્ત થશે અને તારા સર્વ મનોરથ

પૂર્ણ થશે.' એવું કહી તેઓ ચિતોડગઢથી પાછા ફર્યા.

કેટલાક વર્ષો પછી તે ભાગ્યશાળી રાજપૂતનું ભાગ્ય જાગૃત થયું. તેના હૃદયમાં શ્રી સદ્‌ગુરુના દર્શનની ભાવના જાગૃત થઇ અને તેઓ ચિતોડગઢથી નીકળી ગુજરાતમાં આવ્યા. ફરતા ફરતા કુકસના સંત ધામમાં આવ્યા. ગુરુનું દર્શન થયું. તે સમયે ગુરુ નાયાજીએ પોતાના સદ્‌ગુરુના મહિમાનું વર્ણન કર્યું ત્યારે ગંગાસિંહના હૃદયમાં સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના દર્શનની અભિલાષા જાગૃત થઇ. પછી સંત નાયાજીના આશીર્વાદ લઇ તેઓ પીરાણામાં આવ્યા.

**सद्‌गुरु इमाम नही पाय दिदारा, सांयाजी कर गये प्रयाणा ।**
**बैठे रैन सुमीरे गुरु गोसाई, आधी रेन आये गुण गंभीरा ।।**
**पाय दिदार ताहीको पै हो, गंगाजी गुरुचरण ग्रहै हो ।**
**सांयाजी मै परम सुभागा, सुफल भये मेरा अनुरागा ।।**

ગંગાસિંહ પીરાણામાં આવ્યા અને જુએ તો તેઓ જેમના દર્શન માટે આવ્યા તે મહાપુરુષ તો સમાધિસ્ત છે. મનોમન નિરાશ થયેલા ગંગાસિંહ સદ્‌ગુરુશ્રીના ધ્યાનમાં બેઠા. સાચા પ્રેમથી દર્શનની લાગણી હતી. બરાબર મધ્યરાત્રે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ આવ્યા અને તેઓએ ગંગાસિંહને દર્શન આપ્યાં. તે ભાગ્યશાળી સદ્‌ભક્તે સદ્‌ગુરુનાં ચરણ પકડયાં અને બોલ્યા; ' હે નાથ ! મારો અનુરાગ (પ્રેમ) સાચો હતો, તેથી આપનાં દર્શન થયાં. હું ખરેખર આજ ભાગ્યશાળી બની ગયો.'

**प्रगट मोहे मिल गये अंतरधाना, मिट गये मेरा आवागमाना ।**
**दयानिधि मोपे किरपा करै हो, गुरु लीलामृत दीनको दै हो ।।**
**चाहत सोही तोहे मिली जावे, गंगा तोहे सब कुछ पावे ।**
**आशिष दिन्ह गुरु कृपानिधाना, छीनमे ही गये अंतरधाना ।।**



'મને પ્રગટ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનાં દર્શન થયાં. મારો આવાગમનનો ફેરો મટી ગયો. હે દયાનિધિ ! તમે મારા પર કરુણા કરી મને આપના વિશુદ્ધ લીલામૃતનું દાન આપો, જેથી મારા આત્માનું કલ્યાણ થાય.' એવી રીતે ગંગાસિંહએ સદ્‌ગુરુને પોતાના પવિત્ર ચારિત્રનું દાન

માગ્યું. તેની આ અલૌકિક યાચનાથી પ્રસન્ન થઇ સદ્‌ગુરુને પણ આશ્ચર્ય થયું. વિસ્મય થઇ તેઓ બોલ્યા; 'ગંગાસિંહ ! તું તારા ગુરુની તન, મન, પ્રાણથી સેવા કર, તને જે જોઇએ તે તેમના પ્રસાદથી પ્રાપ્ત થશે.' એવું બોલી તેના શિર પર પોતાનો વરદ હસ્ત મૂકી આશીર્વાદ આપી સદ્‌ગુરુ અંતર્ધાન થઇ ગયા.

**आनंद उरमे अधिक छवाये, हरख भरे गुरुके घर आये ।**
**नायाजी मुख दर्शन देखी, गुरुजी मेरी गती सब पेखी ।।**

**पीव पाया गंगाधर आया, धन्य हो मेरी सफल कमाया ।**
**सद्‌गुरु लीलामृत मागा, धन्य धन्य तेरो अनुरागा ।।**

ગંગાસિંહના હૃદયમાં અપાર આનંદ થયો. તેઓ સદ્‌ગુરુનાં દર્શનથી ધન્ય બની ગયા હતા. જે કાર્ય માટે આવ્યા હતા તે કાર્ય સિધ્ધ થવાથી ફેરો સફળ થયો હતો. પછી તેમણે તેમના ગુરુજીના ધામ પ્રતિ જવાની તૈયારી કરી. તીર્થાટન કરતા કરતા ગુરુના ધામ કુકસમાં આવી પહોંચ્યા. ગુરુ નાયાજી તેમનું હસતું મુખ નિરખી સમજી ગયા કે ગંગાજીને જે જોઇતું હતું તે પ્રાપ્ત કરીને આવ્યા છે. તેઓ બોલ્યા; 'ગંગાજી આજે તારો જન્મારો સાર્થક થયો, તે બીજું કંઇ ન માગી સદ્‌ગુરુ પાસે લીલામૃત માગ્યું તે પરથી તારો પ્રેમ ખરેખર ધન્યવાદને પાત્ર છે.' ગુરુએ મુક્ત કંઠેથી તેને આશીર્વાદ આપ્યા તે સાંભળી ગંગાસિંહ બોલ્યા; -

**गुरुजी पूरण करो अभिलाषा, गुरु लीलामृत पीवनकी आशा ।**
**समय पाय अमीरस पैहो, गंगा तोहे सुखशांति मिलै हो ।।**

'ગુરુદેવ મને તો સદ્‌ગુરુ લીલામૃતના પાવન ચરિત્રનું શ્રવણ પાન કરવાનું છે. મને આ ગુરુલીલા સંભળાવો.' ગંગાસિંહ વિનંતી કરવા લાગ્યા.

'ગંગાસિંહ, તારી આ ઇચ્છા જરૂર પૂર્ણ થશે. સમય પ્રાપ્ત થયે તારી આ લીલામૃત શ્રવણની અભિલાષા હું તૃપ્ત કરીશ, તે યોગે તારા હૃદયમાં સુખ અને શાંતિ પ્રાપ્ત થશે.' એવું કહી ગુરુશ્રી નાયાજીએ ગંગાસિંહને દઢ આશ્વાસન આપ્યું.

## (૫) માનસીંગજી મહિડાની શંકાનું સમાધાન

**महीकांठासे मानसंग आये, महिडा मुखसे वेन सुनाये ।**
**साया लोग कहे सुखबानी, इमामसे मन मिली हो ज्ञानी ।।**

મહી કાંઠાથી માનસંગજી મહિડા નામના રાજપૂત સદ્‌ગુરુશ્રીના દર્શન માટે આવ્યા. વિનયથી શિર નમાવી ગુરુ ચરણ પાસે બેઠા. ત્યાર પછી થોડીવારે હળવેકથી અંતઃકરણની વેદના વ્યકત કરતાં બોલ્યા; 'સ્વામીજી, આપના વિષે લોકોમાં એવું સંભળાય છે કે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ ફક્ત હિંદુઓને જ શિષ્ય બનાવી તેમને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપે છે, 'શું તે વાત સાચી છે ?

'માનસીંગજી ! આપ જે વાત કરો છો તે બરાબર છે. હું મુસલમાનને શિષ્ય બનાવતો જ નથી પરંતુ માત્ર હિન્દુઓને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપી શિષ્ય બનાવું છું.'

**हम तो नामसे नाता बखाने, चाहे कोउ माने नहीं माने ।**
**सद्‌गुरु सांईको साच बखाना, मानसंग बुझे गुणवाना ।।**
**योगामृत गुरुकी बानी, समझ लहे कोई विरला ज्ञानी ।**
**नाया गुरुके यही उपदेशा, नाम सुमी रे कटे भव कलेशा ।।**

અમે તો પરમાત્માના નામ સાથે સ્નેહ બાંધનારા છીએ. અમે એ જ ઉપદેશ આપીએ છીએ કે તમે પણ ભગવાનના નામ સાથે તમારો સંબંધ જોડો. અમારો આ ઉપદેશ ભલે જેને પસંદ ન પડે તેઓ માને નહીં પરંતુ જે ખરૂ છે જે સત્ય છે. તેનો જ અમે ઉપદેશ કરેલો છે. માનસંગજી જે ગુણવાન હોય તે સમજી શકે. યોગીઓની અમૃતવાણી જ્ઞાનીજન જ સમજે છે. બીજાને તેમાં અભિરૂચી હોતી નથી.

સંત નાયાજી કહે છે કે ગુરુનો ઉપદેશ એ જ છે કે, તમે ઉઠતાં, બેસતાં, ઉંઘતાં, ખાતાં, પીતાં, કામ કરતાં કરતાં ભગવાનનું નામસ્મરણ કયારે ય ભુલતા નહીં. ભગવંત સાથે નામ  સ્મરણ વડે સંબંધ જોડો, તો આ ભવ સાગરના દારૂણ દુઃખમાંથી તમારો છૂટકારો થશે. સદ્‌ગુરુનો ઉપદેશ શાંત ચિત્તથી શ્રવણ કરી માનસંગજીના મનની શંકાનું સમાધાન થયું પછી સદ્‌ગુરુને નમન કરી ત્યાંથી નીકળી ગયા.

## (૬) સદ્‌ગુરુ શ્રી ઈમામશાહ મહારાજનો દરબાર

**नैन दिखे सद्‌गुरु दरबारा, मांगा मै जावुं बलिहारा ।**
**सांयाके दरबारमे सब कोई आवे, सुनी उपदेश विमल हो जावे ।**
**बडे योगी मुनि गुणवाना, आय खडे गुरुधाम निधाना ।**
**साहिब सबका करे सन्माना, योगी जन लगे दिलजाना ।।**

સંત નાયાજી કહે; સદ્‌ગુરુ શ્રી ઇમાનશાહ મહારાજનો દરબાર આંખોથી જોઇ હું ધન્ય થયો. હે ગંગાજી, હું પોતે તેના પરથી આરતી કરી લઉં એ પ્રકારનો તે દરબાર ખરેખર અવર્ણનીય હતો., મુસલમાન સિવાય તમામ જાતિના, ધર્મોના, વર્ણના લોકો આવી સદ્‌ગુરુની સન્મુખ બેસી અમૃત તુલ્ય ઉપદેશ સાંભળી શુદ્ધ અંતઃકરણથી પવિત્ર બની જતા હતા. મોટા મોટા યોગીજન, મુનિવર સૌ આવતા હતા અને સદ્‌ગુરુના ધામ પર શાંતિથી બેસી સત્સંગ શ્રવણ કરી પછી વિદાય થતા હતા. સદ્‌ગુરુ મહારાજ અતિથિ, અભ્યાગતોનું સ્વાગત-સન્માન કરતા હતા તેથી સૌ યોગીજનોને સદ્‌ગુરુ પ્રિય લાગતા હતા કારણ કે તેમના મનમાં પૂર્ણ અનુરાગ ભાવ હતો. સૌ અંતઃકરણથી સદ્‌ગુરુ ઉપર પ્રેમ કરતા હતા.

**कितने योगी आयके गैया, याद रही ओर बाते भुलैया ।**
**सुनो योगी कुछ नाम बखानी, अडबंगनाथ योगी गुणगानी ।।**
**सतानंद अरु रसिकनाथा, जान्हवीदास अरु मकरनाथा ।**
**हारितनाथ दिगंबर दासा, बहुरी योगी जन आये आवाशा ।।**

સદ્‌ગુરુના ધામમાં એવા તો કેટલાક યોગીઓ, મુનિગણો આવ્યા અને ગયા. તેમનાં નામોની યાદ પણ હવે ભૂલાઇ ગઇ છે, તેમ છતાં જે નામો યાદ છે તેમાંથી યોગી અડબંગનાથ મહાન હતા. તેમજ યોગી સતાનંદજી, યોગી રસિકનાથજી, યોગી જાન્હવીદાસજી, યોગી મકરનાથજી, યોગી હારિતનાથજી, યોગી દિગંબરદાસજી એવા કેટલાય સત્ પુરુષો-મહાન યોગેશ્વરો સંત ધામ પર આવી ગયા અને તેમના સત્સંગ સમાગમની અલગ જ ઝલક દેખાતી હતી. તેમનાં પરમ પાવન ચરિત્રો શ્રવણ કરતાંની સાથે જ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના

હૃદયમાં અપરિમિત આનંદ થતો હતો અને હર્ષાશ્રુ આવી જતાં.

**ज्ञानी जन बैठे उमंगा, लगे मोज पावे सत्संगा ।**
**जात बरन कछु भेदा नहीं, साहिब जात अजात लिखहो ।।**
**सबसे लिखावे अेक निमाई, नाम जपो मुखसे मेरे भाई ।**
**जीक्र बखानो जीक्र बखानो, जीक्र बिना तुम सब ही अज्ञानो ।।**

જ્ઞાની પુરુષો અતિ ઉમળકાથી આવીને બેસતા અને સંત સમાગમની મોજ અનુભવી પ્રેમમાં મગ્ન થઇ જતા. ત્યાં નાત જાતનું કોઇ બંધન ન હતું. ઇશ્વર અજાત છે. તેના ઘેર કોઇ ઉચ્ચ કે નીચ નથી, કોઇ નાના મોટા નથી. કેવળ એક જ વાત મહાન છે અને તે એટલે 'પ્રેમથી ઇશ્વરનું સ્મરણ' આનાથી કોઇ બીજી વાત મહાન નથી. સર્વ ઉપાધિઓનો ત્યાગ કરી ઇશ્વરની નિર્મલ શુદ્ધ અંતઃકરણથી ભક્તિ કરો. તે સિવાય કયારેય તમારો ઉદ્ધાર થઇ શકશે નહીં. ઇશ્વરની પ્રેમ ભક્તિ સિવાય ખરેખર તમે જીવનની બાજી હારી જશો. તેથી વાદ વિવાદ, તર્ક વિતર્ક છોડી ભક્તિ કરો. ભગવાનની ચિંતા રાખો. સાચી એ વાત છે કે ભગવાન સાથે અજાણ બની કદી રહેવું નહીં. તેને નિત્ય જાણો અને માણો.

**मेरे सांइ को जीक्र पियारी, जीक्रसे तुमी रखलो यारी ।**
**आतुर चेत सजाग बनाया, गाफिल नर खस्ता खुब खाया ।।**
**भवाटवीमे भटकत भुंडे, जीवन जीवे लबाड अरु लुंडे ।**
**सतकी राह जाहिको पाई, ताकी मानो सुफल कमाई ।।**

મારા સ્વામીને ભક્તિ જ પ્રિય છે. તેથી તમને વારંવાર કહું છું કે આ માયાની ચિંતા મુકી ભક્તિ સાથે સ્નેહ કરો. તેના પર અપરંપાર પ્રીતિ કરો. ચતુર-સમજદાર માણસ આટલી જ વાત પરથી જાગૃત થઇ ચેતન બની જાય છે પરંતુ જેઓ ગાફેલ રહે છે તેઓ તો અનેક ખત્તા ખાઇ ખાઇને લાખ ચોર્યાસીમાં ભટકતા જ રહે છે. તેમાંય આ લોકો તો ભૂંડની માફક રખડે છે અને જેઓએ આ સત્યનો માર્ગ સ્વીકારેલો હોય છે અને તે અનુસાર જે કર્મ કરે છે તેનું જન્મ મરણ સફળ થાય છે. આ સંસારમાં આવીને આ લોકો સફળ થયા એવું સમજવું.

मानुष तन दुर्लभ पावा, बेर जन्म नहि आवा ।
ज्ञानी जन यही गति बखाने, अज्ञानी शिर कटे अभिमाने ।।
बडे फकिरा मौलवी आये, काजी उलेमा सांयाको पिछनाये ।
जाले उर मे जगे बडाई, ताथे दूर रहे पवित्र गोसाई ।।

આ માનવ દેહ ઘણો જ દુર્લભ છે. તે વારંવાર મળી શકતો નથી. જ્ઞાની પુરુષ આ વાત માન્ય રાખે છે પરંતુ જે અજ્ઞાની છે તે પોતાના અભિમાનની વાતો આગળ ધરે છે. એવા અભિમાનની વાતો કરનારા ઘણા આવી ને નરકમાં ગયા. પણ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના સાન્નિધ્યમાં આવી તેમની અગમ્ય ભક્તિનું જ્ઞાન ગ્રહણ કરી નિરાભિમાની થઇ ચરણામૃત લઇ પાવન થઇ ગયા.

नथ्थन जोगी अरु हुबलसेना, ताको इलम दिखे नीज नैना ।
आखिर सांइके आगे झुकैया, जूठे इलम ता दिन तजैया ।।

કેટલાક તો એવા પણ આવ્યા કે જેમનો પોતાના ઇલમ (શક્તિ) પર પૂર્ણ વિશ્વાસ હતો અને તે બળ પર તેઓ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજની કસોટી કરવાનો ઉદ્દેશ રાખી સદ્‌ગુરુની સામે આવ્યા. પોતાના મંત્ર બળનો ઉપયોગ પણ કર્યો પરંતુ જ્યાં પવિત્ર સાંયાજી બિરાજમાન છે ત્યાં આ ચરપટ ચેટક મંત્રોનું બળ શું ચાલે ? છતાં પણ પોતાની વિદ્યાબળના અભિમાનથી જે આગળ આવ્યા તેમાં નથ્થન જોગી, હુબલસેન વગેરે પ્રમુખ હતા. તેઓ અતિ જોરમાં આવી સદ્‌ગુરુ મહારાજ પર પોતાની ચમત્કારી વિદ્યાનો પ્રયોગ કરવા લાગ્યા. પરંતુ સદ્‌ગુરુ પર તેમની વિદ્યાની કોઇ અસર થતી નહોતી. ઘણા પ્રયત્ન કરી જોયા પણ કોઇ ઉપાય લાગતો નહતો. પછી સૌ કોઇ પોતાની અસફળતા જોઇ લજ્જિત બની ગયા. દીનતાથી તે સૌ સદ્‌ગુરુના ચરણમાં પડી ગયા અને જીવનમાં ફરી એવું મલિન કામ કરશે નહી એવા શપથ લઇ સદ્‌ગુરુદેવના શુદ્ધ સેવક બની ગયા.

परचा बहुत गुरु देव सांयाके, कोन लिखे अरु कोन कहा के ।
जीसके गम गुरुकी आवे, लीलामृत सोही जन पावे ।।
संत सांयाका यही दरबारा, ताकी कैसे लह हूं पारा ।
नायाजी विमल यश गावे, गंगा गुरु चरण सुख पावे ।।

સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના ચારિત્ર્યનો પાર લાવી શકાય તેમ નથી. તેમજ કોઇ પણ તેમની યથાર્થ નોંધ કરી શકે તેમ નથી. કોણ ક્યાંથી આવ્યા અને તેનું કામ અસફળ બન્યું એવો તેમના ધામમાં એક પણ દાખલો નથી. જેમની પાસે ગુરુગમ છે તે તે તમામનું કાર્ય અપાર અસીમ ગુરુકૃપાથી સફળ થયું છે. એ તો દિવ્ય સંતનો દરબાર હતો તેનો અંત કોઇ જોઇ શકે નહીં. શ્રી નાયાજી શુદ્ધ અંતઃકરણથી શ્રી સદ્ગુરુનું યશોગાન ગાઇ રહ્યા છે. એ જ રીતે ગંગાજી સદ્ગુરુ ચરણમાં લીન થઇ સાચી શાંતિનો અનુભવ કરી રહ્યા છે. સદ્ગુરુ ચરણ સમાન અખંડ સુખનો સ્વાદ કોઇ પણ જગ્યાએ પ્રાપ્ત થઇ શકતો નથી.

## (૭) સદ્ગુરુ શ્રી ઈમામશાહ મહારાજ અને સુલતાન મહેમુદ બેગડો

**एक दिन शाह महेमुद आये, बैठे सांयाको शिर झुकाये ।**
**कहोजी कैसे आवन हुआ, हमरे मनका संशय खुवा ।।**
**सांयाजी पुछुं एक बाते, दीन को देख क्यों मुंह फिराते ।**
**हिंदवाको मुरीद बनावो, दीन से अैसो काहे अभावो ।।**

એક દિવસ સદ્ગુરુના ધામમાં અમદાવાદથી સુલતાન મહેમુદ બેગડાનું આગમન થયું. ગુરુજીના ચરણમાં નમન કરી સુલતાન નીચે બેઠા. સદ્ગુરુએ પુછયું; 'પાદશાહ ! આપનું આગમન કયા કારણથી થયું. એની સમજ પડે તો મારા મનનો સંશય દૂર થાય.'

સુલતાન બોલ્યા; 'સાંયાજી ! આપને એક પ્રશ્ન પુછવાનો છે. તે એવો છે કે, આપ 'દીન' ના બંદા માટે મોઢું કેમ ફેરવો છો ? હિંદુને જ ફક્ત શિષ્ય બનાવો છો પણ મુસલમાનોને નજીક પણ બેસાડતા નથી. મને તો આ વાત બહુ ખટકે છે. આપના હૃદયમાં 'દીન' ના બંદા માટે એવો અભાવ કેમ ઉત્પન્ન થાય છે ?'

**असली बात हो गइ मुलताना, ता दिन प्रतिज्ञा कीनी दिलजाना ।**
**मे हिंदवाका होई रहवुं, मोमिनको मुरीद नाही बनाउ ।।**

**सुनो शाह प्रतिज्ञा मेरी, ताको कबहु न भंग हुवेरी ।**
**सांया आपनी राह चलैया, शाह काहे को पुछन अैया ।।**

સદ્ગુરુ ઇમામશાહ મહારાજ કહે : સુલતાનજી સાચી વાત એવી છે કે મુલતાનમાં મેં પ્રતિજ્ઞા કરેલી છે કે કયારેય પણ મુસલમાનોને શિષ્ય બનાવીશ નહીં, કેવળ હિંદુ જ મારા શિષ્ય બનશે. હું હિંદુને જ ઉપદેશ કરીશ. આ પ્રતિજ્ઞાનું હું પાલન કરી રહ્યો છું. મારી આ પ્રતિજ્ઞા કયારેય ભંગ થશે નહીં. પરંતુ સુલતાનજી આપણને આ બાબતમાં શું તકલીફ પડી છે ? સંત પોતાના માર્ગ પર જઇ રહ્યા હોય તેને આપ આ અંગે સાચા ખોટાની ઉંડાણમાં કેમ પૂછપરછ કરી રહ્યા છો ?

**सारे शहरमे चर्चा होवे, नाम आपका बहुरी बीगोये ।**
**शोचा यह कैसी है बानी, जाई बुझे सांई गुणजानी ।।**
**ताथे सांई कदमोमे आये, पुछे बात अरुभेद बुझाये ।**
**सांयाजी कुछ रहम करै हो, दीन से मुंह कब हु न फिरैयो ।।**

સુલતાન મહેમુદ બોલ્યા; 'હે સાંયાજી ! આખા શહેરમાં એક જ વાત થાય છે અને લોકો આપના નામને કલંક લગાડી રહ્યા છે. જ્યારથી મેં આપની નિંદા સાંભળી ત્યારથી હૃદયમાં એક વ્યથા ઉત્પન્ન થઇ કે આ શું અપપ્રચાર છે. શ્રી ઇમામશાહ સાહેબ વિષે લોકો આ કેમ નિંદાસ્પદ અપપ્રચાર કરી રહ્યા છે. જ્યાં સુધી સાચી હકીકતની જાણ સમજમાં આવે નહીં ત્યાં સુધી મન સ્વસ્થ બની શકે નહીં, તેથી આપની પાસે આવ્યો છું. સાચી વાત સમજી લઇશ એટલે મારા મનની શંકા દૂર થશે. શાહ સાહેબ ! મારી આપને એક પ્રાર્થના છે કે આપ 'દીન' પાસેથી મોઢુ ફેરવશો નહીં. આટલી કૃપા તો જરૂર કરવી પડશે.

**पातशाह लगेरी अचरज बानी, दीनसे न्यारे नाही अजानी ।**
**फिरभी मुरीद दीनको नहीं चाहु, माथे मेरी लगे तौ बाहु ।।**
**कया करे हम शबदके मारे, सांया जिस मुख उचारे ।**
**आखिर दम तक याद रखैयो, हिंदवा मेरा मे हिंदवा कहैयो ।।** 

સદ્ગુરુ કહે : 'પાતશાહ ! આપ જે બોલી રહ્યા છો તે પરથી મને આશ્ચર્ય થઇ રહ્યું છે કે, આપ આ શું કહી રહ્યા છો. મે 'દીન' થી મોઢું ફેરવેલું નથી. આપ કહો છો કે હું દીનથી

અલગ બની વર્તન કરૂં છું, આ બરાબર નથી.હા, એક વાત માત્ર ચોક્કસ છે કે મે 'દીનજનોને' એટલે કે મુસલમાનોને શિષ્ય બનાવવા માટે સાફ ઇન્કાર કર્યો છે અને તેથી જ મારી નિંદા થતી હશે, તેમજ 'દીન' ના લોકો મને ગુનેગાર તરીકે માનતા હશે તો તે તેમની ભૂલ છે. એક સમયથી હું વચનબદ્ધ થયેલો છું. હું મારી વાણીને માન આપનારો છું. કારણ કે વાણી વારંવાર બદલવી ન જોઇએ. શબ્દ એ બ્રહ્મ છે, તે શબ્દનું પાલન કરવું મારૂં કર્તવ્ય છે. ભલે સર્વ 'દીન' મારા વિરૂદ્ધ થાય તો પણ મારો શબ્દ બ્રહ્મ છે. તે મારૂં રક્ષણ કરશે. કારણ મેં તેનું યથાર્થતાથી પાલન કર્યું છે. અંતિમ શ્વાસ સુધી હું તેનું પાલન કરીશ. હિંદુ મારા છે અને હું હિંદુઓનો છું એવું તેઓ કેમ માનતા નથી. તેમને કદાચ મારા વિચારની ખબર ન હોય તો તેને મારો વિચાર જણાવો. મારો નિશ્ચય તલ માત્ર બદલાશે નહીં. 'દીન' સામે મારો જરા પણ વાંધો નથી.

**मतवाला बनी रहो सांई, मोहे लगे नहि लेश जुदाई ।**
**लोगनको जैसी दरशाये, समझ पाय सोही बाते बताये ।।**
**हम तो सांई दिखे प्रकाशा, कायम कदमोमे रह हुं हजुरा ।**
**मिलन सांई शांती पाई, गंगाको गुरु ज्ञान लिखाई ।।**

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનું આ સ્પષ્ટ વચન શ્રવણ કરતાંની સાથે જ સુલતાનને ખરેખરી શાંતિ થઇ. તેમના હૃદયમાં જે કંઇ સંચય હતો તે હવે મટી ગયો અને તેમને સંતોષ થયો. તેઓ બોલ્યા; 'હે સાંઇ ! આપ નિર્ભય રહી આત્માનંદમાં નિમગ્ન થઇ રહો. મને તો આપના વિરોધી લોકો જે આપની નિંદા કરતા હતા તે સાંભળી સહન થતું ન હતું. તેથી સત્ય જાણવા માટે જ હું આવ્યો હતો. મારા મનમાં સંતોષ થયો છે. આપનું કાર્ય પ્રેમથી ચાલુ રાખો. વિરોધીઓની શક્તિ આપને નષ્ટ કરી શકવાની સ્થિતિ સુધી આવી શકે જ નહીં અને તેમને આટલી સમજ પણ આવી શકે જ નહીં. તેઓ ભલે ગમે તે પ્રમાણેની વાતો કરે પણ શાહ સાહેબ ! મને ખરેખર આપનું દિવ્ય તેજસ્વી - ક્રાંતિ સ્વરૂપ જોઇ આપના ચરણથી દૂર જવાનું મન થતું જ નથી. હંમેશાં આપના ચરણ પાસે જ નમી રહું એવી મારી ભાવના થાય  છે. આપને મળવાથી મારા હૃદયમાં સાચી શાંતિ પ્રાપ્ત થઇ છે. મારા હૃદયમાં જે એક નાસમજનો અંશ હતો તે હવે તદ્દન નીકળી ગયો છે.' એવું કહી વિનયથી નમીને પાદશાહ મહેમુદ પાછા ફર્યા. આ પ્રસંગનું વર્ણન કરતી વખતે સંત નાયાજીના પટ્ટશિષ્ય ગંગાસિંહ

ગોહિલ કહે છે કે આ પ્રસંગ મને મારા ગુરુ શ્રી નાયાજીએ કથન કરેલ છે. અને તે આધારે જ હું તે પ્રસંગનું વર્ણન કરૂ છું.

## (૮) સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ અને સંત નિર્વાણ સાહેબનો સમાગમ

સંત નિર્વાણ સાહેબ મારવાડના જાયલ ગુરુદ્વારાથી વિ.સ. ૧૫૩૭ માં સુરત ખાતે આવ્યા. સુરતના નવાબી મહાલય સામેના મેદાનમાં પોતાનું વિશાલ સ્થાન બનાવ્યું. આ મહાપુરુષે અનેક પ્રકારના ધાર્મિક પ્રહારો અને આક્રમણોનો સામનો કરી પ્રતિકાર કર્યો અને જગતના કલ્યાણ માટે શાંતિની સ્થાપના કરી.

**सांई संतनकी दिदारसे, लगी निरवाणको प्रीत ।**
**बडे समदर्शी साध जो, रखे संतनकी रीत ।।**

**– निर्वाण चरित्र प्रकाश.**

સંત, યોગી, સાંઇ, ફકીરોનાં દર્શનના નિર્વાણ સાહેબ અનુરાગી હતા. તે માટે તેમના દર્શન માટે તેઓ દૂર દૂર પર્યંત દેશાટન કરી મહાપુરુષોનો સમાગમ પ્રાપ્ત કરતા હતા. સદ્‌ગુરુના મંગલ મિલનની નોંધ પ્રાપ્ત થઇ છે તે જગ્યાના પાવન પ્રસંગમાંથી સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ સાથે તેમનો સમાગમ થયો તે પ્રસંગનું વર્ણન કરેલ છે.

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનું મુલતાન તરફથી ગુજરાતમાં આગમન થયું. ગુજરાતમાં આવ્યા બાદ અમદાવાદના સુલતાન મહેમુદ બેગડાએ તેમની કસોટી કરી. અસલ સોનાની માફક આ મહાપુરુષને જનતાએ ઓળખી લીધા અને તેના પ્રભાવની સુગંધ ચારે બાજુ ફેલાવા લાગી.

**मुलतानसे आइया, सद्‌गुरु इमामशाह ।**
**साही साधुताके ढंग से, लोगनको बडो चाह ।।**



**अैसे संत दीदार के, बडे आशिक निर्बान ।**
**अमदावादमे शाहसे, मिलन हुअे दिलजान ।।**

સંત નિર્વાણ સાહેબ અમદાવાદ આવ્યા ત્યારે પ્રથમ સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના દર્શનની ઉત્કંઠા જાગી. સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના વિચારો અને આચાર શુદ્ધિની પવિત્રતા જાણી તેમજ તેમની જ્ઞાન આપવાની અગાધ શૈલી જાણી લોકો તેમને યોગી મહાપુરુષ સંત તરીકે જ ઓળખતા હતા. તેમના આ સદ્ગુણના કારણે નિર્વાણ સાહેબ તેમના દર્શન માટે પીરાણા આવ્યા. ઉચ્ચ કોટીના મહાપુરુષોનું મંગલ મિલન થયું.

**सोबत बैठे साधकी, उरमे बडी उमंग ।**
**सद्गुरु शाह इमामको, रखे जीक्रको रंग ।।**
**परहित पेखे सांइया, आये भोम गुजरात ।**
**साहिबको मत भुलीयो, बंदगी करो दिन रात ।।**
**संत अपने ढंगमे, साधु रहो मस्तान ।**
**दोनो जीक्र बखानते, साहिबको दिलजान ।।**

જેઓએ એકાગ્રતાથી ભગવાનની ભક્તિ કરી, અતિ પ્રેમથી ભગવાન સાથે ઓતપ્રોત થઇ ગયા હતા એવા સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજને મળવા માટે અત્યંત ભાવપૂર્ણ અંતઃકરણથી સંત નિર્વાણ સાહેબ આવ્યા હતા. આગંતુક પ્રભાવી સંત પુરુષના આગમનથી સદ્ગુરુ પણ ખૂબ જ આનંદીત થયા હતા. પૂજનીય મહાપુરુષો અત્યંત પ્રેમથી અને આનંદથી એક સાથે બેઠા. સદ્ગુરુ શ્રી મહારાજ પરહિત કરતા કરતા પરોપકાર માટે જ યાત્રા કરી ગુજરાતમાં આવ્યા હતા અને લોકોને ઉપદેશ આપતા હતા કે ઇશ્વરને ક્યારેય ભુલશો નહીં. રાત દિવસ તેમનું નામ સ્મરણ અને ભક્તિ કરો તેવું જગતને જણાવતા હતા. આ રીતે સદ્ગુરુ ઉપદેશ કરતા હતા. નિર્વાણ સાહેબ પણ સદ્ગુરુની જેમ જ એવો જ ઉપદેશ કરતા હતા. આ રીતે બંને મહાપુરુષો એક જ ભગવંતની ભક્તિમાં મગ્ન બની એક જ ભક્તિમાર્ગનો ઉપદેશ આપતા હતા. બંને એક જગ્યાએ મળ્યા ત્યારે ધર્મની ચર્ચા કરી હતી.



**शाहको बानी कही, सुनो सांई निर्बान ।**
**तुम्ही हो प्यारे रामके, कोईको प्यारे रहमान ।।**

ये दुनिया है सांईकी, सिरजनहार है अेक ।
न्यारे नामसे भूल गये, हम तुम दोनो विवेक ।।

सबका साहिब अेक है, दो साहिब मत मान ।
दोनोंमे दुनिया डुबी, शिर कुटे अजान ।।

साधुतासे यारी लगी, फक्कड लगे निर्बान ।
दिख साधु जौहरी, दिल लगे दिलजान ।।

દૈવી શક્તિના પ્રભાવી મહાપુરુષ પ્રમાણે જે પરિક્ષક છે એવા ચમત્કારી પુરુષનું અચાનક આગમન થયું. આંખોથી નિર્વાણ સાહેબને નિહાળ્યા. અને સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ બોલ્યા; 'સંત નિર્વાણજી ! આપ રામને ચાહનાર છો, તેથી રામ ઉપર પ્રેમ કરો છો. કોઇ કૃષ્ણની પસંદગી કરનારા હોય છે, તેઓ કૃષ્ણ પર પ્રેમ કરે છે. કોઇ રહેમાનને અનુસરનાર હોય છે, તેઓ રહેમાન પર પ્રેમ કરે છે. પરંતુ દુનિયાને નિર્માણ કરનાર એક જ ઇશ્વર, પરમાત્મા છે. લોકો તેને અલગ અલગ નામોથી બોલાવે છે અને એવું સમજે છે કે હું જે નામથી સ્મરણ કરુ તે જ સાચો ઇશ્વર છે. આ રીતે મારો, તમારો અને આ સમગ્ર દુનિયાનો વાદ-વિવાદ ચાલી રહેલો છે.

આ જગતની બુદ્ધિ જ દ્વૈત બનેલી છે. સર્વનો સ્વામી એક છે, બે કયારેય ન હતા, નથી અને રહેવાના પણ નથી. તો પણ દરેક વ્યક્તિ પોતાની સમજ પ્રમાણે ભગવાનને અલગ અલગ માની અજ્ઞાનથી ભેદવૃત્તિ કરે છે. એવા માર્ગ ભૂલેલાઓને આપ સત્ય માર્ગદર્શન કરી સાચા માર્ગ પર લાવો છો અને આ કાર્ય કરવામાં એક સાધુ સાથે આટલો અનુરાગ થયો આ અત્યંત આનંદની વાત છે. નિર્વાણજી ! આપ ફક્કડ સાધુની રીતે ન ફરી સાધુના સ્વાંગમાં એક ઝવેરીના રૂપમાં અને મહાન સંત પુરુષ છો. ખરેખર મને આપ ખૂબ પ્રિય લાગો છો - સહૃદયી લાગો છો. આપને જોઇને જ મારા હૃદયમાં અપાર પ્રેમ સાગર ઉભરાઇ આવે છે. પૂર્વજન્મના સંબંધ જાગૃત થાય છે.



करामतीके ढंगकी, जाको बडी पहेचान ।
सोही करामती आ गये, नैन दिखे निर्बान ।।

हमको साधु सांईके, जहां चेतावन आय ।
सोये वाको क्या करे, जागे ताको समाय ।।

सोही साहिबके लाल है, नाम बुझे निर्बान ।
बैया पकडके जीवकी, आये उबारन जान ।।

बडी खुशाली मिलनकी, निर्बान इमामशाह ।
हम तुम दोनो अेक है, दोनोकी अेक राह ।।

हम धरमकी आनमे, फिरते रहे बखान ।
नि:पक्ष न्यारे दिखे, बडे साहिब निर्बान ।।

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ આગળ કહે છે : સંત નિર્વાણ સાહેબ ! હું તો ઇશ્વરનો દાસ. દુનિયાને જાગૃત કરવા માટે આવેલો એક સેવક. જે જગત સર્જનહાર છે તેમની સાથે અમારી પ્રેમ સગાઇ છે, પરંતુ જેમને વારંવાર જગાડવામાં આવે તો પણ ઘોર નિંદ્રામાં સૂતેલા રહ્યા છે તેવા અજ્ઞાની જીવો માટે શું કરવું ? આપ પણ તે જ ભગવાનના લાલ છો. ભગવાનના નામની ઓળખાણ કરાવી, ભવસાગરમાં ડુબી રહેલા જીવાત્માઓના હાથ પકડી જાગૃત કરી તેમનો ઉદ્ધાર કરનારા 'તારણહાર' થઇને આવેલા છો. આપણા મિલનથી હૃદય ઘણું જ પુલક્તિ થાય છે. અપાર હર્ષ થાય છે. નિર્વાણ અને ઇમામશાહ, તમે અને હું એક જ છીએ. બંનેનો રસ્તો પણ એક છે. હું ધર્મના પાવન પ્રચારનો મહત્વનો ભાગ બજાવી રહ્યો છું, ત્યારે આપ અત્યંત નિરપેક્ષતાથી જગતની સેવા કરી રહ્યા છો. આપની પાસે ધર્મ વિષયને લગતો કોઇ અગત્યનો વિષય નથી. ભગવાનના કોઇ પણ નામનો જાપ કરો. આપ એવા કોઇ પણ વિશિષ્ટ આશયના ધર્મના આવરણથી દૂર-મુક્ત રહી સેવા કરો છો તેથીં જ આપને 'નિર્વાણ' સાહેબ કહેવામાં આવે છે તે યોગ્ય જ છે. આપ ઘણું જ મહાન કાર્ય કરી રહ્યા છો.' એવું કહી સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે નિર્વાણ સાહેબને પોતાના હૃદય સાથે લગાડી ગાઢ આલિંગન આપ્યું અને પ્રેમથી તેમની પીઠ પર, માથા પર હાથ ફેરવી ધન્યવાદ આપ્યા. ત્યાર





પછી બંનેએ ઘણા સમય પર્યંત સત્સંગ કર્યો. પછી સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના ચરણ સ્પર્શ કરી સંત નિર્વાણ સાહેબ જવા માટે ઉઠયા અને તેઓએ ભારે અંતઃકરણથી સદ્‌ગુરુ શ્રી મહારાજને પ્રણામ કરી પ્રયાણ કર્યું.

**साईको शिर झुकाइके, संत हुवे बिदाय ।**
**'दुला' अैसा दिन कहाँ, साई दीदारा पाय ।।**

આ પાવન પ્રસંગનો આલેખ કરનારા બ્રાહ્મણ 'કવિ દુલારામ' એ 'નિર્વાણ ચરિત્ર પ્રકાશ' નામક ગ્રંથમાં લખેલા અંતિમ શબ્દો હૃદયમાં કોતરાઇ ગયા છે. તેઓ કહે છે કે એવો દિવસ ફરી કયારે આવશે કે એવા સાધુ-સાંઇ અને મહાન સંત પુરુષ વળી યોગી એવા સંત મહાત્માઓનાં દર્શન થવાનો યોગ પ્રાપ્ત થઇ શકે.

આવા પ્રકારના અનેક પાવન પ્રસંગો સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના જીવનમાં બની ગયા, તેમજ તેમના પશ્ચાત તેમના સંત ધામ પર વખતો વખત અનેક દૈવી ચમત્કારીક પ્રસંગો બની ગયા. પરંતુ આ પ્રસંગો કંઇ તેમનું જીવન સર્વસ્વ ન હતું. તેઓએ એવા પ્રસંગો દ્વારા વખતો વખત સદ્‌ભક્તોને જે જ્ઞાનોપદેશ કરેલો છે, તે ખરેખર પરમ પાવનકારી, પ્રેરણાદાયી અને માનવને જીવનની દિશા દર્શાવનાર અમૃત તુલ્ય થાપણ છે. દરેક સતપંથીએ પોતાના પરમ પૂજનીય અને વંદનીય એવા સદ્‌ગુરુના જીવનનો મર્મ જાણી તેમના માર્ગદર્શનાનુસાર પોતાનું જીવન સફળ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.



# ૨.

Real name is Hazar Beg, a muslim identity. But is given Hindu name as Hazar Veer

## સંત હાજરવીર મહારાજ

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના શિષ્યવર્ગમાં પાંચ પ્રમુખ શિષ્ય હતા. (૧) હાજરવીર (૨) નાયાકાકા (૩) ભાભારામ (૪) કીકીબાઇ (૫) શાણાકાકા. આમાંથી હાજરવીર એ દિલ્હીના રાજ કુટુંબમાંના એક પ્રમુખ દાસીના પુત્ર હતા. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના દિલ્હીના ધર્મ પ્રચાર પ્રવાસ દરમ્યાન તેમની દૈવી શક્તિના પ્રભાવથી પ્રભાવીત બની કુટુંબનો અને સર્વ વૈભવનો ત્યાગ કરી તેમની સેવામાં આદરપૂર્વક તત્પર રહ્યા. તેમની સેવાથી પ્રસન્ન બની 'હાજરવીર' આ સંબોધનથી જ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે તેમનું ગૌરવ વધાર્યું હતું. દેશાટનમાં હર હંમેશ સાથે રહી, સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજની આજ્ઞામાં તેઓએ આખર સુધી સેવા કાર્ય બજાવ્યું હતું.

સદ્‌ગુરુ મહારાજના સમાગમથી અને અવિરત સેવા કાર્યથી ગુરુ મહારાજનાં પ્રસન્ન કૃપા પ્રસાદથી તેમને આત્મજ્ઞાન થયું. અનેક દૈવી ચમત્કાર તેમના દ્વારા થયા. અલૌકિક દૈવી શક્તિના બળથી તેઓ સંત પુરુષોની હરોળમાં ગણાવા લાગ્યા. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજની પ્રેરણાથી તેઓએ અનેક લોકોનું આત્મિક કલ્યાણ કર્યું હતું. તેઓ પોતે ભગવાનની ભક્તિમાં હંમેશાં તલ્લીન રહેતા હતા. સદ્‌ગુરુશ્રી ઇમામશાહ મહારાજે તેમના અંતિમ પ્રયાણ સમયે હાજરવીરને કહ્યું હતું કે, મારા નિર્વાણ પછી તારું મૃત્યુ થશે અને આ પીરાણામાં મારી સમાધિ મંદિરની સામે વીસ પગલાં પર તારી સમાધિ થશે. ઉનાળાના ભર બપોરના સમયે અતિશય તાપ-ગરમીમાં પણ તારી સમાધિ ઠંડી જ રહેશે. મારા સર્વ અનુયાયી સૌથી પહેલાં

તારી સમાધિ ઉપર ફુલ-પુષ્પહાર ચઢાવશે ત્યાર પછી જ મારા સમાધિ મંદિરમાં પ્રવેશ કરશે. એવા પ્રકારનો આશીર્વાદ આપી સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજએ તેમનું ગૌરવ વધાર્યુ હતું અને ખરેખર જ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના બ્રહ્મધામ નિર્વાણ પછી જ હાજરવીરનું નિર્વાણ થયેલું છે. સદ્‌ગુરુના વરદાન પ્રમાણે જ હાજરવીરની સમાધિ ભર ઉનાળામાં બપોરના તપતા તાપમાં પણ ઠંડી જ રહે છે અને સર્વ સેવક પ્રથમ હાજરવીર (ચંદનવીર) ને જ ફુલહાર ચઢાવી નમન કરી પછી જ અંદર સદ્‌ગુરુના દર્શન માટે જાય છે.

હાજરવીરની સમાધિમાંથી હજી પણ ઘણા દૈવી ચમત્કાર જોવામાં આવે છે. સમાધિ ઉપર હંમેશાં ચાદર (વસ્ત્ર) ઓઢાડેલી હોય છે. સતપંથી અનુયાયી સિવાય અન્ય લોકોમાં પણ તેમનો ઘણો પ્રભાવ ફેલાયેલો છે. કેટલાક લોકો તેમને હનુમાનનો અવતાર પણ સમજે છે.

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજને બાઇ બુઢાઇ નામનાં એક બહેન હતાં. સદ્‌ગુરુ મહારાજની આજ્ઞાથી હાજરવીરે તેને સતપંથ ધર્મના તમામ રહસ્યો સમજાવી દીધાં હતાં. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજની જ આજ્ઞાથી જ તેણીએ હાજરવીર મહારાજ પાસેથી જ દીક્ષા લીધી હતી. એક વિશ્વાસુ ધર્મોપદેશક તરીકે પણ હાજરવીર મહારાજે ઉત્તમ કાર્ય કરેલું છે. હાજરવીર મહારાજ તે સમયના એક ઉચ્ચ કોટીના પ્રભાવશાળી તત્ત્વનિષ્ઠ સંત હતા.

સતપંથમાં ઘટપાટ વારિયજ્ઞ મહાપૂજા વિધિના માધ્યમથી વિશ્વ ચક્રચાલક સર્વ દેવ દેવી દેવતાઓની ઉપાસના, જયોતિ સ્વરૂપના માધ્યમથી અવિનાશી સત્-ચિત્- આનંદઘન ઇશ્વરનું ધ્યાન અને પ્રણવ બ્રહ્મ ૐ કાર આદ્યનારાયણના બીજવાચક મંત્રના સતત સ્મરણ, યુગ ધર્માનુસાર અવતાર પાત્ર શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાનના નામનું સ્મરણ, ચિંતન, ધ્યાન અને જપ કરવામાં આવે છે આ સતપંથના પ્રમુખ તત્ત્વોના સુંદર વિસ્તૃતકરણ હાજરવીરે બાઇ બુઢાઇને કથન કરી સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજની શિક્ષાપત્રીનો ઉપદેશ કર્યો. પોતાના ભાઇનું નહીં પણ પોતાના ઉદ્ધારક ગુરુનું આટલું અગાધ જ્ઞાન જાણી બાઇ બુઢાઇ દિઙ્‌મૂઢ થઇ ગયાં. જીવનના અંતિમ ક્ષણ પર્યંત તેમને સદ્‌ગુરુની અને સતપંથની તન મન અને પ્રાણથી સેવા કરી હતી.



ધન્ય તે હાજરવીરને ! અને ધન્ય તે સતપંથના સદ્‌ભક્ત ને !!

ધન્ય તેની ગુરુભક્તિને !!!

# ૩.

# સંત નાયાકાકા મહારાજ

ગુજરાતના કાનમ પ્રદેશમાં કોળી કુળમાં નાયાકાકાનો જન્મ થયો હતો. કેટલાક લોકો તેમને ભીલ-કિરાત જાતિના સમજે છે તેમના વડીલો લુંટફાટનો ધંધો કરી નિર્વાહ ચલાવતા હતા. યુવાન બનેલો નાયો પણ પરંપરાનુસાર લુંટફાટનો, ચોરીનો ધંધો કરી પોતાનું અને પરિવારનું પોષણ કરતો હતો. નાયો એટલો કઠોર હૃદયનો હતો કે કયારેય કોઇની ઉપર દયા દાખવતો ન હતો. નિર્દયતાથી લોકોને માર મારી, તેમના લોહીયાળ હાથ વડે નાયાએ અનેક અજાણ્યા વટેમાર્ગુઓને મૃત્યુના મુખમાં ધકેલી દીધા હતા.

એક વખતની વાત છે. સંવત ૧૫૨૩ કાર્તિક વદ એકમના દિવસે આ સમયમાં સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ પોતાના પરમ શિષ્ય હાજરવીરને સાથે લઇ બળદગાડીથી કાનમ જિલ્લાના ચાંદોદ ગામે જવા નીકળ્યા. કાનમના ગાઢ અરણ્યમાંથી જતા હતા ત્યારે નાયાએ રસ્તામાં જ તેમની ગાડી રોકી અને લુંટ કરવા તૈયાર થયો. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે એક ક્ષણ નજર નાયા તરફ નાખી અને અંતર્યામી સમજી ગયા કે પૂર્વ કર્મથી દોષીત થયેલો આ તો આપણો મિત્ર છે. ઠીક છે, એને હવે સીધા માર્ગ પર લાવવો એ આપણું કર્તવ્ય છે. એવો વિચાર કરી સદ્‌ગુરુ બોલ્યા; 'નાયા ! હું તો સાધુ છું. મારી પાસે પૈસો કે જર ઝવેરાત વગેરે કશું જ નથી. પણ તને જોઇતું જ હોય તો અને આ પાપ કર્મ કર્યા વગર ખરેખર ધનવાન થવું હોય તો તારા હિતની વાત કહું છું તે સાંભળ. નાયો વિચારમાં પડયો કે આ સાધુ

લુંટફાટ કર્યા વગર ધનવાન થવાની વાત કરે છે. તે કઇ રીત હશે ? પછી બોલ્યો; એય સાધુ બાવા, તું મને પટાવવાની વાત કરતો નહીં જે હોય તે સાચી વાત કહે. સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહાહાજ શાંતિથી બોલ્યા : નાયા; તું પોતે લુંટફાટ કરી કુટુંબનું પોષણ કરે છે પણ તે બધાં તારા આ પાપ કર્મમાં સહભાગી છે કે નથી એવું તેમને તું પુછી પાછો આવ. અમે તું આવે ત્યાં સુધી અહીં જ રોકાશું.



નાયો સદ્ગુરુના કહેવા પ્રમાણે ઘેર પુછવા માટે ગયો. તેઓએ પોતાના બાપ પશુર, બહેન ગંધોર, છોકરી ધીરજ, પત્ની કેશર આ સર્વેને પાપમાં સહભાગી થવા માટે પુછયું, પણ આ વાતને સૌ કોઇ કબૂલ થયા નહીં. આ જોઇને નાયાનું હૃદય એકાએક બદલાયું. સદ્ગુરુ મહારાજ પાસે આવી તેઓએ પશ્ચાતાપ કરી આ નીચ વ્યવસાય છોડવા માટે અને સદ્ગુરુની સેવામાં હાજર થવા માટે પ્રતિજ્ઞા કરી. સદ્ગુરુએ તેને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો. નાયાની તમામ આંતરિક સ્થિતિ જ બદલાઇ ગઇ. ક્ષણમાં સર્વ અજ્ઞાન-અવિદ્યા નષ્ટ થઇ જ્ઞાનમય પ્રકાશ સર્વત્ર ફેલાયો. તેના ચિત્તમાં પોતાના તારણહાર ભક્ત ઉદ્ધારક સદ્ગુરુ પ્રત્યે અનન્યભાવ, પ્રેમ, શ્રદ્ધા પ્રકટ થયાં. એક પદમાં તેઓ કહે છે.

**नाया कहत मोहे सतगुरु पाया, अधम लुंटेरा को धंध तजाया ।।**
**सदगुरु मेरी अखियाँ खोले, जनम जनम मेरे दिखे अमोले ।।**
**मिट गई रेनी भया उजियाला, दिये उपदेश गुरु मतवाला ।।**
**साहिब नाम संम्हारो प्यारा, राम रहिम मत पेखो न्यारा ।।**
**बहुनामी है सांईया मेरा, दिल चाहत सो नामे किजे स्नेहा ।।**
**योगी हुई मत छिपै हो, लोगनके हितकर कहै यो ।।**
**इमामशाह गुरु मोहे मिलैया, देखत काहे तुम मुख फिरैया ।।**
**जात बरन मत देखे गुसाई, नायो कहे मेरा सद्गुरु बडा साई ।।**

જ્ઞાન-અજ્ઞાન, દર્શન - અદર્શન આ બંને વૃત્તિઓને છોડતાં જે બ્રહ્મસ્વરૂપમાં લીન થયેલા હોય છે, તેઓ કેવળ બ્રહ્મવેત્તા નથી પણ સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ પરમાત્મા જ છે. એવા પ્રકારનો અભેદભાવ નાયાના હૃદયમાં જાગૃત થયો. **'एक शब्द गुरु देवका, जाका अनंत विचार । धाके मुनिजन पंडिता, देव न पावे पार ।।'** સદ્ગુરુનો એક જ

શબ્દ જો અંતરમાં ઉતરી ગયો તો મનુષ્યનું જીવન ધન્ય ધન્ય બની જાય છે. નાયાજીનું પણ એવું જ બન્યું. તેમના હૃદયમાં સદ્‌ગુરુ દર્શન અને સમાગમથી આત્મજયોત જાગૃત થઇ ગઇ.



સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ અને નાયા લુંટારાનો મેળાપ,
નાયાને સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનાં દિવ્ય દર્શન તથા તેને જ્ઞાનોપદેશ.

નાયાએ સદ્‌ગુરુને વિનંતી કરી કે; 'ગુરુ મહારાજ, સદૈવ આપની સેવામાં રહેવા માટે મને આપની સાથે લઇ ચાલો. સદ્‌ગુરુએ કહ્યું; 'નાયા તું મારી સાથે આવીને શું કરીશ ? એક વાત ખાસ ધ્યાનથી સાંભળ. તું યોગી છે, તારા મન પર જે અવિદ્યાનું - અજ્ઞાનનું જે આવરણ હતું તે હવે દૂર થયું છે. હવે તું સાચા સોનાની માફક દૈદિપ્યમાન થયો છે. અજ્ઞાન અને અવિદ્યાનું આવરણ દૂર થવાથી તારો આત્મ સૂર્ય હવે પ્રકાશી રહ્યો છે. હવે આપણું સાચું કાર્ય શું છે તે તારે સમજી લેવાનું છે. સંત અને યોગી પુરુષોનું પ્રકટ થવું જગતના કલ્યાણ માટે જ થતું હોય છે. દુનિયાનું દુઃખ દૂર કરવા માટે જ મહાપુરુષો પૃથ્વી પર અવતાર ધારણ કરે છે. તું યોગી છે. માનવ કલ્યાણ માટે અને અત્યંત કઠિન એવા ભવ દુઃખમાંથી મનુષ્ય માત્રને

મુક્ત કરવા માટે યોગી મહાપુરુષોએ સતત પ્રયત્ન કરવો જોઇએ. નાયા, તારી એ જ કક્ષા છે. તું આ મારી વાત સમજ અને જગતને સમજાવવા પ્રયત્ન કર. પૂર્ણબ્રહ્મ અવિનાશી, સચ્ચિદાનંદના સામ્રાજ્યમાં સ્વનું વિચરણ કર અને અન્ય આત્મિય લોકોને સદ્માર્ગ પર લાવ.

**नाया मत सोचो यहाँ, जै हो जग चेताय ।**
**गाफिल जियरा मनाइयो, सोही हरि यश गाय ॥**
**दावानल संसार मे, संत बडे सुख देन ।**
**सोही सुभागी जियरा, नाया मिलावही नैन ॥**
**यह जग माया मोहिनी, काहु न शके उबार ।**
**लाखन में कोक जगही, नाया सोही हमार ॥**

સદ્ગુરુની વાણી સાંભળી નાયાજી સ્વસ્થ બન્યા. તેના હૃદયમાં જે કંઇ થોડું માયાનું આવરણ હતું તે સર્વ દૂર થયું, અને દીનતાથી તેઓ સદ્ગુરુના ચરણોમાં પ્રણામ કરી ભાવવિભોર બની ગયા.

**आज्ञा बडी गुरुदेवकी, नाया करउ प्रयाण ।**
**दुवा करै दरवेशसे, जग दुःख होवे हाण ॥**

પછી નાયાજી કહે; મહારાજ ! આપની આજ્ઞાનું પૂર્ણ પાલન કરવા માટે જરૂર પ્રયાસ કરીશ. મને શુભાશીર્વાદ આપો કે જેથી દીનદુઃખીઓના દુઃખનું નિવારણ થાય. સદ્ગુરુનો આશીર્વાદ લઇ સંત નાયાજી પ્રભુ કાર્યમાં લાગી ગયા. પરિવારની યોગ્ય વ્યવસ્થા કરી તેઓ લોકોને સદ્ઉપદેશ આપતા અનેક પ્રદેશોમાં ફરતા ફરતા પાવન ધર્મયાત્રા કરતા કરતા ધર્મ પ્રચાર કરવા લાગ્યા. અજ્ઞાનની ઉંઘમાં રહેલાઓને જગાડતા ભવાટવીમાં ભૂલા પડેલાના માર્ગદર્શક બની ભવપિડીતોની પીડા મટાડતા અને જિજ્ઞાસુઓને તત્ત્વોપદેશ કરતા કરતા સંત નાયા મહારાજ સન્માર્ગનો ઉપદેશ, પ્રચાર અને પ્રસાર કરવા લાગ્યા.



સંત નાયાજી એક વખત ઉત્તર ગુજરાતમાંના પાટણ શહેરમાં આવ્યા, ત્યાં ભૂમાનંદ બ્રાહ્મણ સાથે ભેટો થયો. સ્નાન કરી બ્રાહ્મણ મંદિરમાં જતો હતો ત્યારે અચાનક નાયાજીનો

સ્પર્શ થયો. આવેશમાં બ્રાહ્મણ કટુ શબ્દોથી - અપશબ્દો વડે જેમ તેમ બોલવા લાગ્યો. પણ નાયાજીએ સામો કોઇ જવાબ આપ્યો નહીં. આથી બ્રાહ્મણ વધારે ક્રોધિત થયો અને તેના પર કાળ સવાર થયો તેને એક થપ્પડ નાયાજીને મારી દીધી. તેમ છતાં સંત તદ્દન શાંત જ રહ્યા.

**खुदीया तो धरती खमे, काटी खमे वनराय ।**
**कठिन बचन साधु खमे, सरोवर नीर सुकाय ।।**

આવા સંત પુરુષની સહનશક્તિ જોઇ બ્રાહ્મણનું હૃદય પીગળી ગયું અને ગદ્‌ગદ્ થઇ તે નાયાજીના ચરણોમાં પડી ગયો. સંત નાયાજીએ તેને ઉઠાડી ભાવથી હૃદય સાથે લગાડયો. ભૂમાનંદ નાયાજીના સદ્‌ઉપદેશથી સદ્‌ગુરુનો અનન્ય ભક્ત બની ગયો, તેમનું જીવન ધન્ય બની ગયું.

આ પ્રકારે જ પાલનપુર જઇ સંભાજી જાટને નાયાજીએ ઉપદેશ કર્યો. લુણાવાડાના ઉદોજી રાણા, રાજપીપળાના રાજા પૃથુરાજ, ચાંપાનેરના રાજા પતાઇ રાવળ, ધરમપુરના રાજા જગતસિંહ વગેરે અનેક રાજા મહારાજાઓ સાથે નાયાજીનાં મિલન થયાં અને તે તે પ્રદેશમાં સંતસમાગમ સત્સંગ કરી 'સત્' ધર્મનો પ્રચાર કર્યો. રાજવંશીય લોકોની સાથે સાથે તેમને અનેક ગરીબ પિડીત લોકોને દૈવી આત્મશક્તિના બળે દુ:ખ મુક્ત કર્યા. ઘણા કષ્ટો સહન કરીને પણ સંત નાયાજી સદ્‌ગુરુના આદેશાનુસાર ધર્મ પ્રચાર માટે જગતમાં ફરતા રહ્યા.

એક દિવસે રાત્રીના પ્રહરે જુનાગઢ શહેરમાં ફરતા હતા ત્યારે ત્યાંના મુસલમાન રાજા તાતારખાન ઘોરીના સૈનિકોએ તેઓને કોઇ શેતાન (ચોર) સમજી પકડી લીધા. રાત્રીના સમયે પકડાયેલો માણસ કોણ છે અને કયાંથી આવે છે એવી કોઇપણ પ્રકારની પુછપરછ ન કરી અને ત્રણ માસ સુધી તેમના તરફ કોઇએ ધ્યાન પણ આપ્યું નહીં.

માનવ કલ્યાણના પથ પર ચાલતો સંત પુરુષ આ પ્રકારે ધર્મસંકટમાં સપડાઇ ગયો. ઇશ્વરી લીલા સમજી સંત નાયાજીએ પણ શાંત ચિત્તે ત્યાં જ અંધારી કોટડીમાં બેસી ઇશ્વર ચિંતન-સ્મરણમાં સમય વિતાવ્યો. બરાબર ત્રણ માસના અંતે તાતારખાનને ઉંઘમાં અત્યંત ભયાનક સ્વપ્ન આવ્યું. કાળના ચાર દૂતોએ તેને ઘણો માર માર્યો અને તેને કડક શબ્દોમાં જાણ કરી કે કાળકોટડીમાં તે એક સંત પુરુષને પુરી દીધો છે તેને મુક્ત કર નહીં તો તારો કાળ

આજે  પુરી થઇ જશે. તાત્કાલિક ઉંઘમાંથી ઉઠતાંની સાથે જ તેણે તપાસ કરી. કોટડીમાં જઇ સંત નાયાજીને પગે લાગી થયેલ અપરાધ માટે ક્ષમા માગી. સંત નાયાજીએ તેને સાલસ વાણીમાં તેના કલ્યાણનો જ ઉપદેશ આપી આશીર્વાદ આપ્યો. નાયાજીએ કહ્યું; તાતાર ! જે દિવસે તારા તરફથી અથવા તારા વંશજો દ્વારા આ ભગવાન સ્વરૂપ સંતોનાં અપમાન થશે તે દિવસે જુનાગઢની તારી રાજગાદી નષ્ટ થઇ જશે. સંતોના આદર સત્કાર કરશો ત્યાં સુધી તમે સુખથી રાજ્ય કરી શકશો. (★તાતારખાન પછી પાંચ પેઢીઓ સુધી રાજગાદી કાયમ ટકી ત્યાર પછી ઇ.સ. ૧૫૯૧ માં અકબરના દૂધભાઇ અજીજ કોકાએ ચઢાઇ કરી જુનાગઢનું રાજ ખતમ કર્યુ).

**मानव हित फिरते रहो, यही गुरुको आदेश ।**
**साधु तो रमता भला, नाया चलो उस देश ।।**
**गेबीनाथ गुरुदेवजी, दत्त प्रभुकी करुणाय ।**
**आवत ही गिरनार पे, हरीसे घ्यान लगाय ।।**
**अपनी शुध बिसर गये, गाफिल मनवा मोर ।**
**गेबीनाथ गुरुदेवजी, पैया परु कर जोर ।।**

સંત નાયાજી ત્યાંથી આગળ ગિરનાર ઉપર ગયા અને ત્યાં આસન લગાવી ધ્યાનમગ્ન તપ કરવા લાગ્યા. પૂર્વ જન્મમાં અધુરી રહેલી યોગ સાધના પૂર્ણ કરવા હવે તેમને સારો એવો અનુકૂળ સમય પ્રાપ્ત થયો. ગુરુ ગેબીનાથનો તેમને ત્યાં સમાગમ થયો. તેમના સાનિધ્યમાં યોગ સાધના કરી પ્રભુ સાક્ષાત્કાર અને ગુરુદેવ દત્તાત્રેયનાં દર્શન થવા પામ્યાં. તેનાથી નાયાજીનું જીવન ધન્ય થયું. તેમને અલૌકિક આનંદની પ્રાપ્તિ થઇ. સાત વર્ષનો સમય ક્ષણમાં નીકળી ગયો તેય સમજમાં આવ્યું નહીં. અંતે ગુરુ ગેબીનાથે તેમને જગાડયા અને કહ્યું; નાયાજી, સદ્‌ગુરુએ તમારા શિર પર જે જવાબદારી સોંપી છે તે પૂર્ણ કરો.

**गुर्जर मरु मेवाडसु, कोटा बुंदेल खंड ।**
**सौराष्ट्र कच्छ अरु सिद्ध फिरे चोखंड ।।**
**फिरे उज्जैन माळवा, महाराष्ट्र खानदेशजी ।**
**नायाजीको सबहु झुके, बडे अवधूताके भेषजी ।।**

અત્યંત દીનતાથી ગુરુ ગેબીનાથના ચરણમાં શીશ નમાવી સંત નાયાજી ત્યાંથી આગળ સૌરાષ્ટ્રમાં વિચરણ કરવા લાગ્યા. ત્યાંથી કચ્છના ભુજ, અંજાર પછી સિંધમાં થઇ મારવાડ આવ્યા. અનેક સદ્‌ભક્તોને ધર્મનું માર્ગદર્શન આપી યોગ નિપુણ બનાવ્યા. ત્યાંથી મેવાડ, ચિતોડગઢ, કોટા, બુંદેલખંડ વગેરે અનેક સ્થળો પર જઇ જન કલ્યાણ માટે પાવન ધર્મ પ્રચાર કર્યો. તેમજ ઉજ્જૈન, માળવા, મહારાષ્ટ્રમાં ખાનદેશ વગેરે સ્થળોમાં જઇ તેઓએ પોતાનું પવિત્ર કર્તવ્ય બજાવ્યું.

સંત નાયાજી જ્યાં જયાં ગયા ત્યાં ત્યાં તેમણે પરમ પાવન ઉપદેશ કરી લોકોને યુગધર્મની જાણકારી આપી અને વેદાંન્તના સિધ્ધાંત પ્રમાણે ઇશ્વરનું ધ્યાન અને પ્રાપ્તિનો માર્ગ બતાવ્યો. જે જે ભાગ્યશાળી લોકો સાથે સંત નાયાજીનો સમાગમ થયો તે સર્વનું જીવન ધન્ય ધન્ય બની ગયું. તે લોકોએ તેમને ગુરુ સ્થાને સ્થાપી તેમના આશીર્વાદ મેળવ્યા. આ રીતે લગભગ પચીસ વર્ષ પર્યંત પોતાનું આ ધર્મ પ્રચાર કાર્ય કરી સંત નાયાજી પાછા ગુજરાતમાં સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના ધામમાં આવ્યા.

પોતાના પરમ વંદનીય પૂ. સદ્‌ગુરુનાથનાં દર્શન થતાંની સાથે જ સંત નાયાજીના અંતરમાં પરમભક્તિનો ધોતક અષ્ટભાવ જાગૃત થયો. પરમ કૃપાળુ સદ્‌ગુરુના ચરણમાં સદ્‌ગત્ ભાવથી શિર નમાવી પ્રેમાશ્રુથી ચરણ ધોયાં. પૂજનીય સદ્‌ગુરુએ તેમને પોતાના કરકમલો વડે બેઠા કરી હૃદય સરસા લગાડયા. અનન્ય ભાવ પ્રેમથી રંગાયેલી ગુરુ શિષ્યોની જોડી જેવી જગતમાં જોડ નથી. અગાધ પ્રેમસાગરમાં સંત નાયાજી ક્ષણ માટે ડુબકી મારવા લાગ્યા. પચીસ વર્ષના વિરહ પછી તે ગુરુ શિષ્યનું આજે ભાવભર્યુ મિલન થયું હતું. નાયાજીના મુખેથી શબ્દ નીકળતા ન હતા એટલી હદે તેઓ પ્રેમથી વ્યાકુળ બની ગયા હતા. અંતે સદ્‌ગુરુએ કહ્યું.

**सद्‌गुरु कहे नाया सुनो, अब मत फिरो विदेश ।**
**बहुरी साल बीत गये, बीत गयो जोबन वेश ।।**
**तीर्थाटन बहुरी किये, नायाजी पच्चीस सालजी ।**
**सद्‌गुरुके चरण में, आयके सदा मरालजी ।।**
**मानवहित बहुरी फिरे, सदा रहो कुकस महालजी ।**
**आतिथ्यधाम बनायके, जनताको किजो न्यालजी ।।**

 નાયાજી તમે સતત પચ્ચીસ વર્ષથી માનવ કલ્યાણના પાવનપથનું વિચરણ કર્યુ છે. હવે તો તમારા માટે શાંત ચિત્તે એક જ સ્થળે બેસવાનો સમય આવ્યો છે. તે માટે હવે બીજે કોઇ સ્થળે નહી જતાં કુકસ ગામમાં જ તમારું સ્થળ બનાવી લોકોનાં ભવસાગરનાં દુ:ખો દૂર કરી તેમને પરમ સુખી બનાવો.' સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજની આજ્ઞા થતાં જ અત્યંત વિનમ્ર ભાવથી નાયાજી સદ્‌ગુરુના ચરણે નમી પડયા અને પછી સદ્‌ગુરુના આદેશ અનુસાર નાયાજીએ કુકસ ગામ પ્રતિ પ્રયાણ કર્યું.

**नायाजी के संत धाममे, भक्तोंकी भीड मचे भारे ।**
**साधु संत और अतिथि, सबको पावे सत्कारे ।।**
**भजन भक्तिको रंग मचेरी, भजनानंद मंगलकारे ।**
**दूर दूर के यात्रिक आयके, नायाजीकी जय पुकारे ।।**

વિક્રમ સંવત ૧૫૪૮ માં એટલે કે ઇ.સ. ૧૪૯૨ ના સમયે સંત નાયાજીનું કુકસ ગામે આગમન થયું. વડોદરા જીલ્લાના સિનોર તાલુકામાં કુકસ ગામ છે. ત્યાં સંત નાયાજીનું આગમન થતાં જ ત્યાં ભાવિક લોકોએ તેમનો ઘણા જ આદરથી ભવ્ય સત્કાર કર્યો. ત્યાંના યવનોએ વિરોધ કરી અનાદર દર્શાવી સંત નાયાજીને ત્યાંથી નીકળી જવા માટે ઘણા પ્રયત્નો કર્યા પરંતુ સંતે હૃદયથી કોઇને પણ રોષ ન દર્શાવતાં સદ્‌વિચાર અને સદ્‌વાણીથી પોતાનું ધર્મ પ્રચાર કાર્ય ચાલુ જ રાખ્યું, સમય સંજોગે રોષ, દોષ વગેરે નીકળી જઇ સર્વ જન સંત ચરણે પ્રેમથી સેવા કરવા લાગ્યાં. કાનમ પંચકોશની આસપાસના બધા લોકો સંત નાયાજીના સત્સંગમાં આનંદથી આવવા લાગ્યા અને હૃદયથી સંતની સામે જીવનના સુખદુ:ખો વિદીત કરવા લાગ્યા. દયાનિધિ સંતે બધાનાં કલ્યાણ થાય આ હેતુથી દરેકનાં દુ:ખો મટાડવા લાગ્યા. લોકોમાં જય જયકાર થઇ ગયો.

સંત નાયાજીએ જ્યાં પોતાનું આસન બનાવ્યું હતું તે વેરાન જગા સ્મશાન ભૂમી હતી. રાત્રીના સમયે નીચ યોનિમાં ગયેલા પ્રેતાત્માઓ સંતની આજુબાજુ ઉપદ્રવ કરતા હતા. દયાનિધિ સંતે તે સર્વ દુ:ખી પ્રેતાત્માઓનો ઉદ્ધાર કર્યો અને તે જગ્યાએ વિશાળ એવા સંત  ધામની સ્થાપના કરી. લોકો હર્ષથી સંત ધામમાં આવી પરમ શાંતિ પ્રાપ્ત કરવા લાગ્યા.

એક દિવસે રાત્રે સંત નાયાજી શાંત ચિત્તે પોતાના આસન પર ધ્યાનમગ્ન બેઠા હતા,

ત્યાં અચાનક સિદ્ધ પુરુષ ગેબીનાથનું આગમન થયું. સંતની આંખો એકાએક ખૂલી ગઇ. ગેબીનાથ ગુરુદેવને જોતાંની સાથે જ નાયાજી ત્વરાથી પોતાના આસન પરથી ઉઠીને ઊભા થયા અને તે મહાપુરુષના ચરણોમાં વંદન કરી બોલ્યા;

'ગુરુદેવ ગિરનારની ગિરી કંદરામાં આપે મને યોગ દીક્ષા આપી ધન્ય કર્યો હતો. આપણી સેવા આ દેહ વડે પૂર્ણ થઇ શકી નથી મને ક્ષમા કરો. આપે આ અભાગીને સજાગ બનાવી કર્તવ્યાભિમુખ બનાવ્યો છે પરંતુ આપની સેવામાં મારાથી અંતર પડી ગયું. આજે મારા ભાગ્યનો ઉદય થયો છે આટલા દિવસોમાં આજે મને આપનાં દર્શન થયાં. હવે આપ મારી સેવાનો સ્વીકાર કરશો એવી વિનંતી કરુ છું.'

સિદ્ધ પુરુષ ગેબીનાથ બોલ્યા; 'નાયાજી પૂર્વભવના તારા તારક ગુરુ સોહંનાથ મહારાજ તને શોધતા તારી પાસે જ આવ્યા છે. આ વાત તારા અંતર્જ્ઞાનથી જાણતો નથી કે ? તારા સહસ્ત્રાધારચક્રનો એક કુપો ખોલ એટલે તને બધું સમજાઇ જશે.' આટલી સૂચના આપી ગુરુ ગેબીનાથ અંતર્ધાન થયા., નાયાજી ગુઢ વિચારમાં પડી ગયા. આ સોહંનાથ મહારાજ કોણ ? ક્યાંના ? એમની સાથે પોતાનો મેળાપ કયારે કંઇ જગ્યાએ થયો ? આ રહસ્યનો ઉકલ મળતો ન હતો. છેલ્લે તે જ તંદ્રામાં ધ્યાનસ્થ બની અંતર્યામી વસેલા સદ્ગુરુ મહારાજનું સ્મરણ કરી પોતાની સ્મૃતિ છેક સહસ્ત્રાધારચક્ર પર ચઢાવી. એકાએક તેજોમય પ્રકાશ થયો અને તેમને જાણકારી થઇ. તાત્કાલિક ત્યાંથી પ્રયાણ કરી સુરતમાં આવી પહોંચ્યા. ત્યાં શોધખોળ કરવા છતાં સોહંનાથ ગુરુ મહારાજનો સમાગમ થતો ન હતો. કારણ આ નામના કોઇ સંત મહાત્મા સુરતમાં ન હતા. આખરે ઉત્તર ખંડથી 'નિર્વાણ' નામના એક યોગી પુરુષ આવ્યા છે એવી જાણ થતાં નાયાજી ત્યાં ગયા. સંત નિર્વાણ સાહેબના ધામમાં જઇ તેમને વંદન કરી નિર્વાણ સાહેબના આસન સામે શાંત ચિત્તે જઇ બેઠા. નિર્વાણ સાહેબ ધ્યાનમગ્ન હતા. તેવોએ આંખો ઉઘાડી અને સામે નાયાજી તરફ જોઇ તરત જ ઓળખી લીધા અને કહ્યું;

**झुंझार तोहे रंग है, आया गुरु के देश ।**
**दुर्लभ संत समागम, मिटे भव कलेश ।।**
**झुंझार कैसे होनी हुई, रंभा मिल गई आय ।**
**उनसे क्यों बिछर गये, अगली प्रेम संगाथ ।।**

 ઝુંઝારસિંહ ! તું ખરેખર સત્સંગના રંગમાં સંપૂર્ણ રીતે રંગાઇ ગયો છે. મોડુ ભલે થયું હોય પણ તું સદ્‌ગુરુના શરણમાં આવી ગયો છે. સંતનો સમાગમ દુર્લભ છે. તેનાથી ભવકલેશ દૂર થાય છે. અરે પણ ઝુંઝાર ! તારી ગતિ એવી કેવી રીતે બની. રંભાદેવી તને આવી મળી, તો પણ તું તેણીથી અલગ કેવી રીતે થયો ? પરભવની પ્રેમ સગાઇ પણ ભૂલી ગયો કે કેમ ?'

સંત નિર્વાણ સાહેબે નાયાને 'ઝુંઝાર' નામથી બોલાવતાં જ નાયાજીને સોહંનાથ સ્વામીનું દર્શન થયું. નિર્વાણ સાહેબમાં જ તેમને સોહંનાથ સ્વામી દેખાવા લાગ્યાં.

**सोहंनाथ गुरु देवजी, मे हुं बडे अबुझ ।**
**झुंझार कहाँ रंभा कहाँ, कहाँ सोहंनाथकी सूझ ।।**

**नाया लुटेरा होयके, भूल गये अगली रीत ।**
**गोबीनाथ पिछनाईया, पूरब जनमकी प्रीत ।।**

નાયાજી કહે; 'સોહંનાથ ગુરુદેવ ! હું તો ખરેખર અજ્ઞાની છું. મને તો ઝુંઝાર, રંભાદેવી તેમજ આપની જરા પણ યાદ ન હતી કારણ કે હું તો એક અધમ નીચ લુંટારો બન્યો હતો. સદ્‌ગુરુએ આવી મને શુદ્ધિમાં લાવ્યા. ધર્મયાત્રામાં મને ગુરુ ગેબીનાથનાં દર્શન થયાં. તેમણે જ મને આ સતનો માર્ગ બતાવ્યો છે. તેમના જ માર્ગદર્શનથી જ હું આજે આપને મળવા આવ્યો છું. આપ મને મારા પૂર્વ જન્મની સ્મૃતિ કરાવી રહ્યા છો, પરંતુ મહારાજ ! આપ આ સ્વરૂપમાં આ સ્થળે કેવી રીતે ? મને આ ભ્રમ થઇ રહ્યો છે. આપનું સ્વરૂપ ગુરુ સોહંમનાથનું છે પણ અહીં તો આપ સંત નિર્વાણ સાહેબના રૂપમાં છો. તો મારો ભ્રમ નિવારણ કરાવો.

સંત નિર્વાણ બોલ્યા; 'બાલક ! હું કહું છું તે કથા સાંભળ. જેથી તને સંપૂર્ણ સ્મરણ થઇ જશે. ભગવાન શ્રીરામચંદ્રની ચૌદમી પેઢીમાં સ્વામી દેવાનંદ નામના એક સત્પુરુષ થઇ ગયા. તેમની સમાધિ પછી સોહંનાથના નામાભિધાનથી તેઓ પાછા આ અવનીતલ પર અવતર્યા. તેઓએ પણ સમાધિ લીધા બાદ પુનઃ અવતાર ધારણ કર્યો. સિદ્ધ પુરુષ હોવાથી સોળમા વર્ષે તેઓએ ગૃહત્યાગ કર્યો. જાયલ ગુરુ દ્વારે જઇ તેઓએ દીક્ષા લીધી. સંત કેશવદાસે તેમને પોતાના શિષ્ય બનાવ્યા અને 'નિર્વાણ' નામથી સંબોધી ગુજરાત પ્રાંતના  માર્ગે પ્રયાણ કરવા કહ્યું. તે જ હું નિર્વાણ રૂપથી પૂર્વભવનો સોહંનાથ માનવ માત્રના કલ્યાણ કરવા માટે અહીં સુરતમાં આવી સ્થાઇ થયેલો છું. ઝુંઝારસિંહ ! મારવાડમાં તારી સાથે મિલન થયું તે પહેલાં જ ઉત્તરખંડમાં યોગી બ્રહ્માનંદ સાથે મિલન થયું. તે દિવસે તને ચેતવી

હરિરસના રંગમાં લાવ્યા હતા. અહાહા ! ધન્ય તે દિવસ ! ધન્ય તે ક્ષણ ! નાયાજી તે ક્ષણનું કોણ વર્ણન કરી શકે ? અશકય !

सोहंनाथ गुरुदेवकी, मोहे न आवै याद ।
साया वह कैसी गति, बिलखत फिरे बरबाद ।।
लुंटेराको गम नही, अधम उधारन साय ।
इमाम सद्गुरु स्वामीको, नाया दिये जगाय ।।

નાયાજી કહે; 'ગુરુદેવ ! મને આપનું એક ક્ષણ જેટલું પણ સ્મરણ ન હતું. હું તો એવા ભવાટવીમાં ભૂલો પડયો હતો કે કયારેય મારો ઉદ્ધાર ન થાત. પરંતુ આ અધમ લુંટારા પર અનુગ્રહ કરવા માટે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનું આગમન થયું અને એક ક્ષણ મારા તરફ જોયું અને મને જાગૃત કરી દીધો.

आगे तोहे ऐसे कहां, मिलही सतगुरु तोर ।
तोहे उबारन आयेंगे, साहिब बंदी छोर ।।
बंद छुडावन आइया, सोही सतगुरु स्वामी ।
नाया ताको बंद हुँ, इमामशाह गुरु गामी ।।

નિર્વાણ સાહેબ; નાયા ! પહેલાં જ તને કહ્યું હતું કે તને સદ્‌ગુરુનું મિલન થશે અને તેવો જ તને ઉપદેશ કરી જાગૃત કરશે. તે મુજબ તને જે સદ્‌ગુરુની પ્રાપ્તિ થઇ તેઓ તો તારાં ભવબંધન તોડવા માટે અને સર્વ પ્રકારે બંધનમુક્ત કરવા માટે તને જાગૃત કરી ગયા. તમારો ગુરુ-શિષ્યનો જે અતુટ સંબંધ બંધાયેલ છે તે ખરેખર અપ્રતિમ છે. નાયાજી તેમના ચરણે જ તું પ્રેમથી વંદન કરી રહે.'

नाया तोहे जगायके, सतकी सराह दिखाय ।
सोही साहिब इमामको, निशदिन लगाहु पाय ।।
भवमे सद्‌गुरु भेटिया, ताको कैसे भुलाय ।
निर्बान सोही सांईके, चरपनमे बलि जाय ।।

'નાયાજી ! તને જાગૃત કરી સત્યનો માર્ગ દર્શાવ્યો છે તે મહાત્માને દરરોજ વંદન કર.

વિકટ ભવાટવીમાં જેમની સાથે ભેટો થયો તેવા એ તને સત્યના માર્ગે લાવ્યા, તે સદ્‌ગુરુને કેવી રીતે ભૂલાય ! એવા સમયે સ્વામીના ચરણે આ નિર્વાણ પણ શરણે જઇ આળોટે છે.

आगे सोहंनाथ थे, अब तो बने निर्बान ।
मानवके हित आइया, योगी आवागमन ।।
परमार्थ की रीतको, बुझे साधु अतीत ।
नायाजी तुमी योगी हो, सदा रहो परहित ।।

હે નાયાજી ! 'પહેલા સોહંનાથ હું હતો અને હમણાં નિર્વાણ બની માનવના કલ્યાણ માટે અવતાર ધારણ કરી આવ્યો છું. સાધુ સંતો આ રીતે જગતના કલ્યાણ અને હિતનો વિચાર કરે છે. નાયાજી ! તું પણ યોગી પુરુષ છો તેથી સદા સર્વદા પરહિત લોક કલ્યાણનો જ વિચાર કર.'

નાયાજી બોલ્યા; 'સોહંનાથ ગુરુદેવ ! આ નાયો ખરેખર અજ્ઞાની છે, આ બાળક પર આપની અમૃતમયી દષ્ટિનો કૃપાળુ આશીર્વાદ આપો. કારણ આપ જ મારા સુહૃદય છો. આપની યાદ ભુલાઇ ગઇ હતી પરંતુ એકાએક ગુરુ ગેબીનાથે મને જગાડયો અને અહીં આપના ચરણમાં આવ્યો છું.'

નિર્વાણ સાહેબ બોલ્યા; 'નાયાજી આ ભવાટવીમાં મોટા મોટા સિદ્ધ યોગી અને દેવ પણ ભુલા પડયા હતા તો માનવનું શું ? નાયાજી, તમે સંત સોહંનાથની શોધ કરતા કરતા આ સંત ધામમાં આવ્યા. તમને જોતાં જ આ નિર્વાણના હૃદયમાં ખરેખર અત્યંત આનંદ થયો, પરમ શાંતિ મળી છે. સંત નિર્વાણ સાહેબે આનંદ વ્યક્ત કરતાંની સાથે જ નાયાજીએ તેમને પ્રણામ કર્યા.'

सोहंनाथ निर्वाणको, झुक झुक लागहुं पाय ।
सद्‌गुरु मोरे दयानिधि, किजे नाया पे करुणाय ।।
नाया परहित के लिये, योगी आये मझधार ।
सोही संत अवधुतको, निर्बान करै हुं जुहार ।।

સોહંનાથ - નિર્વાણ સાહેબના ચરણે વારંવાર પ્રણામ કરી સંત નાયાજી વિનંતી કરવા લાગ્યા; 'દયાનિધિ, આ દીન નાયા પર સદૈવ કૃપા કરો, મારી એ જ યાચના છે.'

સંત હસીને બોલ્યા; 'નાયાજી, પરહિત માટે યોગી પુરુષ આ સંસાર પ્રવાહના મધ્યધારમાં ઉતરે છે એવા સંત અવધૂતોને આ નિર્વાણ વિનયથી વારંવાર પ્રણામ કરે છે.'

સદ્ગુરુ સોહંનાથનાં દર્શન કરી અને મોટાભાગનું રહસ્ય ઉકલી ગયું તેથી અત્યંત ઉલ્હાસિત બની પ્રેમથી છુટા પડી નાયાજીએ સુરતથી પ્રયાણ કર્યુ. અંતઃકરણમાં ધ્યાન ચિંતન ચાલુ રાખીને જ તેઓએ ચરોતર ભૂમી તરફ પ્રયાણ કર્યુ. વસો ગામ નજીક આવતાંની સાથે જ અચાનક એક યોગી પુરુષની યાદ આવી અને દૈવયોગે માર્ગમાં જ તેમની મુલાકાત થઇ. પૂર્વભવના તે યોગી પુરુષ એટલે જ આ જન્મના ભાભારામ હતા.

ચરોતર પ્રાંતના એટલે કે હાલના ખેડા જીલ્લાના વસો નગરના કણબી કુટુંબમાં ભાભારામનો જન્મ થયો હતો. તેમના પિતાનું નામ કેશવદાસ અને માતાનું નામ વિમલાદેવી હતું. જીવીબાઇ નામનાં એક બહેન હતાં. કાશી વિશ્વેશ્વરમાં હતા ત્યારે એક મહાપુરુષના આશીર્વાદથી ભાભારામનો જન્મ થયો હતો. તેઓ પૂર્વભવના યોગભ્રષ્ટ યોગી હતા. તેમના પહેલાંના ત્રણ જન્મોની કથા કહે છે કે તેઓ ઉજ્જૈન શહેરના બ્રાહ્મણ કુટુંબમાં દીનકરરાયના પુત્ર હરિરાય આ નામથી પ્રકટ થયા હતા. જન્મથી જ ભગવાન સદાશિવના દર્શનનો ધ્યાસ હોવાથી મહાકાલેશ્વરના પૂજન માટે સતત જતા હતા પરંતુ દર્શન થયાં નહીં. બીજા જન્મમાં કાશીમાંના અનંતાનંદ પંડિતના ઘેર કરુણાનંદ રૂપે અવતર્યા. ભગવાન શંકરના દર્શનની અભિલાષા પૂર્ણ થઇ પણ યોગધ્યાનાભ્યાસની પસંદગીના કારણે ઉત્તર ખંડના અડભંગનાથ સિદ્ધ પુરુષના આશીર્વાદથી યોગાભ્યાસ પૂર્ણ કરી યોગી બન્યા. પછીના જન્મમાં એ જ ભાભારામ નામથી કેશવદાસના ઘેર જન્મ થયો. એ જ યોગી ભાભારામના દર્શન માટે યોગી નાયાજી આવ્યા હતા. બંને યોગીઓનું રસ્તામાં જ મિલન થયું. આનંદનો પૂર ઉમટયો.

**कणबी भाभारामको, दिखे नायाको रुप ।**
**उरमे बसेरी अवधूता, नाया योगी रुप ।।**
**योगी जान गुरु देवका, चरणमे शिर नाय ।**
**सुभागी भाभारामको, योगकी युक्ति पाय ।।**

 બંને યોગી પુરુષોની દષ્ટિ એક થતાંની સાથે જ ભાભારામે પણ યોગી નાયાજીને ઓળખી લીધા અને તેમના ચરણોમાં વંદન કરી પ્રણામ કર્યા. બંને જણાએ પોતપોતાના અંતરનો આત્મભાવ પ્રકટ કરી ક્ષેમકુશળ પૂછવા લાગ્યા. નાયાજીએ પોતાની પૂર્વ કથા કહી;

सद्‌गुरु महिमा बडो, अब तक रहे अबुझ ।
नायाजी सद्‌गुरु मिले, भई अगम की सूझ ।।
सोही गुरुके चरितको, मोहे दियो सुनाय ।
भाभारामके हियरा, सुनत ही हरखाय ।।

હું પોતે એક લુંટારો હતો. સદ્‌ગુરુ મળ્યા અને તેઓએ મને ભક્ત બનાવ્યો. તે સંત સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનું ચરિત્ર નાયાજીએ ભાભારામને શરૂથી કહ્યું, તે સાંભળી ભાભારામને સંત સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનાં દર્શન કરવાની તીવ્ર જિજ્ઞાસા થઇ. તેઓ બોલ્યા; 'મહાત્મન, આપ ઘણા જ ભાગ્યશાળી છો. આપના જીવનમાં આપ સદ્‌ગુરુ મહારાજના સમાગમથી પાર ઉતરી ગયા છો, પરંતુ હું અભાગી બની હજુ સુધી અહીં જ ગોથાં ખાઇ રહ્યો છું. હવે દૈવયોગે આપ મળ્યા છો તો આ અભાગીને પણ સદ્‌ગુરુ મહારાજના સાનિધ્યમાં લઇ ચાલો. આપ મારા આત્મસ્વરૂપ સુહૃદ છો, મારા પર કૃપા કરો.'

નાયાજી બોલ્યા; 'પ્રિય ભાભારામ ! મનુષ્યની આત્મોન્નતીનો સમય આવતાંની સાથે જ સદ્‌ગુરુ પોતે જ સદ્‌ભક્તને શોધતા આવે છે.' નાયા કાકાના મુખેથી આ શબ્દ બહાર નીકળે છે તે જ સમયે દૈવયોગે લાંબા અંતરે એક બળદગાડી આવતી દેખાઇ. આંતરિક પ્રેરણાથી નાયાજીએ જાણ્યું અને અત્યંત હર્ષ સાથેના અંતઃકરણથી તેઓ ભાભારામને કહેવા લાગ્યા, જુઓ આપણા પરમ કૃપાળુ દયાનિધિ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ પોતાના પરમ સેવક હાજરવીર સાથે સામેથી આવી રહ્યા છે. અહાહા ધન્ય ધન્ય ભાભારામ તમારા અને મારા ભાગ્યનાં. ગુરુ પ્રત્યેના આપણા ભાવ અને લાગણીને લીધે આપણને દર્શન આપવા માટે જ આવી રહ્યા છે ચાલો આપણે તેમની સામે જઇએ.' એમ કહી બંને ઉઠયા અને રસ્તા પર બળદગાડીથી આવતા સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજને મળવા ગયા.



चरण ग्रही गुरु देवका, आपे किन्ह प्रणाम ।
बड सुभागी देखिया, योगी भाभाराम ।।

योगीको योगी लिखे, आपे गुरु इमाम ।
नायाको समुजाईया, योगकी युक्ति तमाम ।।

સંત ભાભારામે સદ્‌ગુરુને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી સન્માનપૂર્વકથી પોતાના ઘેર લાવ્યા. બંને જણાએ ગુરુચરણે દંડવત પ્રણામ કર્યા. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે 'યોગી ભાભારામ ઉઠ !' એવું કહી પોતાના હાથથી ઊભા કરી હૃદય સરસા લગાડયા. સદ્‌ગુરુનો અમૃતોપમ સ્પર્શ થતાંની સાથે જ બંનેના ચિત્તની અવિદ્યા-માયા વિલય પામી. તેમના ચિત્તમાં સત્‌ચિત્ બ્રહ્મનું જ્ઞાન સ્કુરણ પામ્યું. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે પ્રેમથી બંનેને સામે બેસાડી કેટલીય જ્ઞાનની વાતો કરી તેમજ યોગવાશિષ્ઠય અને અથર્વવેદીય યોગ સાધના વિષે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે ઘણું વર્ણન કર્યું થોડા દિવસ પછી સૌએ એકબીજાની વિદાય લઇ પોતપોતાના માર્ગ પ્રતિ પ્રયાણ કર્યુ.

સંત નાયાજી અને ભાભારામનું આ પછી ઘણા વખત મિલન થયું. તેમના મિલનના ઘણા પ્રસંગો છે. બધા જ પ્રસંગોનું વર્ણન કરીએ તો ઘણો જ વિસ્તાર થશે. સંત નાયાજીના જીવનના અને સંત ભાભારામના જીવનના પણ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ પ્રેરણામૂર્તિ બન્યા અને એવી રીતે આ બંને યોગીઓનું જીવન ધન્ય થયું,

नायाजी भाभारामका, मंगल हुवा मिलन ।
योगीकी गतिको बुझे, योगी के दिल जान ।।
कुकस से गुरु आयके, बैठे भाभाराम के संग ।
धन्य भाग जिन पाइया, सूर दुर्लभ सत्संग ।।

કુકસ ધામથી સંત નાયાજી ઘણી વખત ભાભારામ પાસે આવતા અને ઘણા દિવસો સુધી રાત્રીના રાત્રી સત્સંગમાં વ્યતીત કરતા હતા. જે કોઇ ભાગ્યશાળી જીવાત્માએ એ સત્સંગ સાંભળ્યો હોય તે જીવાત્માઓ ધન્ય થઇ જતા.

સંત નાયાજીના જીવનમાં પણ અત્યંત કસોટીના અનેક પ્રસંગ આવ્યા હતા. કસોટીના એરણ પર અનેક પ્રસંગે તેમને વિધર્મીઓના પ્રહાર ખમવા પડયા હતા. સુલતાન મહેમુદ બેગડા, મુઝફરશાહ, બહાદુરશાહ, મહંમદશાહ એવા અનેક રાજાઓના જુલમ સહન કરી નાયાજીને પોતાની જીવન નૌકા પાર કરવી પડી. તેમના નાવિક સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ



સંત ભાભારામ મહારાજને સંત નાયાકાકા મહારાજ
દિવ્યજ્ઞાનનો ઉપદેશ આપી રહેલ છે.

મહારાજ હોવાથી દરેક પ્રસંગે સદ્‌ગુરુના આશીર્વાદથી કોઇ જ પ્રકારની હાણ થતી નહોતી.

જીવનના અંતિમ પ્રહરે સંત ધામ કુકસ તીર્થધામ બની ગયું, કારણ બધા જ યોગી મહાત્માઓ સંત નાયાજીને મળવા માટે અને સત્સંગ માટે ત્યાં આવતા હતા.

**योगीसे योगी मिले, मिले साथ से साथ ।**
**भक्ति भक्त भगवंतको, महिमा बडो अगाथ ।।**
**योगी ब्रह्मानंदजी, उत्तराखंड लुभाय ।**
**ता दिन योगीजन मिले, सोहि मिलनेको आय ।।**



યોગી પુરુષોનું મંગલ મિલન એટલે ત્રિવેણી સંગમ. ભક્તિ, ભક્ત અને ભગવાનના મિલન જેવું હોય છે. યોગી બ્રહ્માનંદજી જ્યારે ઉત્તરખંડમાં તપશ્ચર્યા કરતા હતા ત્યારે તે

સમયના યોગી પુરુષો અવની તળ પર અવતર્યા હતા, તેઓ બધા નાયાજીને મળવા માટે આવ્યા હતા. યોગસિદ્ધ અડબંગનાથ, યોગી ત્રિલોકનાથ, યોગી ઋષભનાથ, યોગી જાન્હવીદાસજી, યોગી પદ્મનાભ, યોગી રસિકનાથ, યોગી નિલાંબરદાસ, યોગી સતાનંદજી, યોગી ઓચ્છવદાસ, યોગી બિરાગદાસ વગેરે અનેકાનેક મહાન તપસ્વી સંત સમાગમ માટે આવતા હતા.

**अवतार लीला योगीकी, जीव कहां बुजे अज्ञान ।**
**जनम जनम बीत गये, फिर भी न पावे शान ।।**
**बहुरी योगीजन आइया, काहु न पेखे लगार ।**
**अकल गति अवधूतकी, गंगा लहे न पार ।।**

સંત નાયાજી પાવન ઉપદેશ માટે પર્યટન કરવા જ્યારે ગયા હતા ત્યારે જે ભાગ્યશાળી જીવાત્માઓને ઉપદેશ આપી સન્માર્ગ પર લાવ્યા હતા એવા મહાભાગ્યવંતોના હૃદયમાં ગુરુની સ્મૃતિ જીવીત રહેતી હતી. તેઓ ગુરુ દર્શન માટે વ્યાકુળ બની ગુજરાત આવ્યા અને કુકસમાં ગુરુ નાયાજીના શ્રી ચરણોમાં સ્થાન પ્રાપ્ત કરી તેઓએ મનની સત્ય શાંતિ મેળવી હતી. એવા સદ્ભક્તોમાંથી બ્રાહ્મણ ભુમાનંદ, સૌરાષ્ટ્રના તુલસીશ્યામના આહિર ભુલાજી, સિંધમાંના નગરઠઠ્ઠાના બાબા મહિપતરામ તેમજ ધોરમજી સુમરા, કચ્છ અંજારના દેવજી ઠક્કર, ભૂજના ભક્ત ખેમાજી, ભક્ત સોયાજી, જેસલમેરના રોહિતસેન પરમાર, મારવાડમાંના સાંગાનેરના તિકમચંદ વણિક વગેરે કેટલાય ભાગ્યશાળી સદ્ભક્તો સંત નાયાજીના સાનિધ્યથી અને સમાગમથી પોતાનું જીવન ધન્ય બનાવી ગયા.

સંત નાયાજીની દિવ્ય શક્તિથી અનેક ચમત્કાર તેમના જીવનમાં જાણતાં અજાણતાં બની ગયા. સંતને તેની જાણ હોતી નથી. કારણ કે તેઓ અતિન્દ્રિય જ્ઞાનથી ઇશ્વર સાથે તાદાત્મ્ય પામતા હોય છે. ભગવાનની ચિદ્શક્તિ વડે એવા મહાત્માઓ કાર્ય કરાવી લે છે, તેને જ આપણે ચમત્કાર કહીએ છીયે. એ પ્રકારની અમુક દૈવી લીલા સંત નાયાજી દ્વારા થઇ હતી. અન્નકોષના ભંડાર અખુટ રહેવા, દુષ્કાળનું નિવારણ થવું, કોલેરાના રોગચાળાને નિર્મૂળ કરવો, અસાધ્ય રોગથી પિડીતોને નિરોગી બનાવવા, મહારોગીને રોગમુક્ત કરવા, ગણિકાઓનો ઉદ્ધાર, ગાયિકાઓને ભક્તિપરાયણ કરવી, સુલતાન મહેમુદ બેગડા જેવા કઠોર બાદશાહને પણ વિનયી બનાવી દીધો, મેહાજી જેવા લુંટારાને સન્માર્ગ પર લાવ્યા વગેરે અનેક ચમત્કાર

તેમના દ્વારા બની ગયા. એ તમામ પ્રસંગો તેમના પરમ સેવક ચિતોડગઢના સદ્‌ભક્ત ગંગાસિંહ ગોહિલે શબ્દાંક્તિ કર્યા હતા અને સંત નાયાજી પછી પહેલા ગાદીના વારસ તરીકે ગંગાસિંહ ગોહિલ જ થયા હતા.

એક સમયે સંત નાયાજીએ પોતાના સર્વ ભક્ત સમુદાય અને સત્સંગી લોકો સમક્ષ પોતાના હૃદયની વ્યથા વ્યક્ત કરતાં કહ્યું કે; 'કુકસ ગામમાં લગભગ અંદાજે ૪૭ વર્ષ થયાં, હવે તો મારા સ્વામી મને યાદ કરી રહ્યા છે, મને બોલાવી રહ્યા છે. અનેક વખત તેઓએ મને સંદેશા મોકલ્યા છે. પરંતુ લોકકલ્યાણના કર્તવ્ય માટે હું સ્વામીના આદેશોને આટલા દિવસ વિલંબમાં રાખતો આવ્યો છું. હવે તો મારા હૃદયમાં મારા સ્વામીના મિલન માટે ખુબ જ વ્યથા જાગૃત થઇ છે.' આ સાંભળી બધાને બહું જ દુઃખ થયું. તેઓએ અનેક રીતે વિનંતી કરી સંત નાયાજીને હમણાં સમાધિ ન લેવા માટે પ્રાર્થના કરી. લોકોના હિત ખાતર તેઓએ વધુ એક વર્ષ પૃથ્વી પર રહેવાનું પસંદ કર્યુ, આખરે ભાદ્રપદ શુદ્ધ (સુદ) બીજના દિવસે સમાધિ લેવાનું તેઓએ નક્કી કર્યુ. તે દિવસે તમામ જનસમુદાય તેમને મળવા આવ્યો.

**राजपूता अरु जाट, ठाकरडा धाये ।**
**समाधि मंदिर बनाय, गुरु आज्ञाये ।।**
**मेवाडी कळा देख, नैना छक जाये ।**
**बडे घुमट मंदिर, ध्वजा फव्हराये ।।**

સંત નાયાજીએ સમાધિ લેવાનો દિવસ અને સમય જાહેર કરવાથી ભકતોના હૃદયમાં ઘણી જ ઉદાસીનતા આવી ગઇ હતી. રાજપૂત, જાટ, મેવાડી, ઠાકરડા, કિરાત વગેરે અનેક કારીગરોને બોલાવી સમાધિ મંદિર કલાકૃતિ પૂર્ણ બાંધવાનું નક્કી થયું. સમાધિ કેવી સુંદર, ભવ્ય અને અપ્રતિમ બનાવવી ભાવિક ભક્તોમાં તેનો ઘણો જ વિવાદ થયો. આ જોઇ સંત નાયાજી ખૂબ વ્યથિત થઇ ભાવી સંકટ જોઇ અવાક્ બની ગયા, છતાં પણ શાંતિથી તેઓ બોલ્યા; 'મારા પ્રેમી ભક્તો ! તમારા પ્રેમનું હું કેવી રીતે કથન કરી શકું. લોક કલ્યાણ માટે મારૂ આગમન થયું છે અને તમે જ મારા સુહૃદયી છો. હું સદૈવ સૌનો જ બની રહ્યો હતો અને પછી પણ તમારા સૌથી દૂર રહી શકું નહીં. લોકોના હૃદયમાં મારી ભાવના દઢ થઇ ગયેલી છે. તમારા આ દિવ્ય પ્રેમને આધિન થઇ હું સદૈવ તમારી પાસે જ રહીશ. તમે મારા છો તેથી મારા હૃદયનું ગુઢ રહસ્ય હું તમને કહું છું.

**कुकससे क्या बीत गये, ताको करो विचार ।**
**जैसे राजा अैसी प्रजा, यवनको कहा इतबार ।।**
**बडे मंदिर यहां बने, मानो कलामय धाम ।**
**पातशाही ले कहारसे, आखिर फना मुकाम ।।**

એક બાજુ તમારી અભિલાષા અને બીજી બાજુએ ભૂતકાળની યાદ જીવંત થઇ રહી છે. વિચાર આવે છે કે એક સમયે આ કુકસના આ સંત ધામ પર શું શું વીતી ગયું હતું. તમારામાં દીર્ઘદષ્ટિ હોય તો વિતેલી ક્ષણોનો વિચાર કરો. 'જેવો રાજા તેવી પ્રજા.' આપણે પણ આ પ્રમાણે જ રહેવું. વિધર્મી - યવનરાજાઓનો વિશ્વાસ ક્યારેય કરશો નહીં, પછીથી તમને લાગે તો આ જગ્યાએ ભલે મોટું વિશાળ મંદિર બંધાવજો. કલાપૂર્ણ ધામ બનવા છતાં પણ સુલતાનના જુલમથી તે ટકી શકશે નહીં. અંતે તેનો નાશ થશે.'

સંત નાયાજીનું ભાવી ભયાનકતાનું સ્પષ્ટ શબ્દોમાં વર્ણન સાંભળી તમામ લોકો ઉદાસ થઇ ગયા, પરંતુ સમર્થ સર્વ શક્તિમાન ગુરૂ સમક્ષ દઢ વિશ્વાસથી ભક્તોએ દીન યાચના કરી.

**समाधि स्थान अचल रहे, भक्तनकी अभिलाष ।**
**करुणा करो गुरुदेवजी, पहुंचे मनकी आश ।।**

'ગુરુદેવ ! આપ કહો છો તે પ્રમાણે થવાનું હોય તો પણ અમારા હૃદયની અભિલાષા એવી છે કે કોઇ પણ ઉપાયથી આ આપણું સમાધિ સ્થાન અચલ-કાયમ-અખંડ રહે અને સર્વ લોક આપનાં દર્શન કરી પાવન થાય અને સૌની ભાવનાઓ પૂર્ણ થાય. આપ સર્વજ્ઞ છો, કૃપા કરી એનો ઉપાય જણાવો.'

ભાવિકોનો અતિ પ્રેમભાવ જોઇ સંત નાયાજી બોલ્યા, -

**जैसा शासनकाल है, अैसा स्थान विचार ।**
**सोही स्थान कायम रहे, साच लिखो निरधार ।।**
**सद्गुरुके बेणको, सब हि लिये शिरधार ।**
**समाधिस्थान बनाईया, शासनकाल अनुसार ।।**



આ સમયે જેની આણ પ્રવર્તમાન છે તે મુજબ સ્થાન બનાવવું તો જ તે કાયમ ટકશે.

મુસ્લિમ શાસનકાળ હોવાથી ગુરુની સૂચના પ્રમાણે સેવકોએ, જેવા દેશ કાળ તેવો વેશ ભજવવા તૈયારી દર્શાવી અને સમય અનુસાર સમાધિ સ્થાન તૈયાર કરવામાં આવ્યું. ભવ્ય ઘુંમટદાર સમાધિ મંદિર બાંધીને તૈયાર થયું. હિંદુ સ્થાપત્ય અનુસાર સમાધિ મંદિર બનાવ્યું હોત તો તે કયારનુંય જમીન સરસું થયું હોત. ગુજરાતના સુલતાનોએ હિંદુ મંદિરોનો વિધ્વંસ કર્યાના ઘણા પ્રમાણો મળે છે. ખુદ મુસલમાન ઇતિહાસકાર લેખક 'ફરિશ્તા' એ પણ આ બાબતનો ઉલ્લેખ કરેલ છે અને 'मिराते सिकंदरी' માં પણ આ હકીકત વિસ્તારથી જણાવેલી છે.



સર્વજ્ઞ સંત નાયાજીએ ભવિષ્યકાળમાં દષ્ટિ રાખી જે કાર્ય કર્યુ તે યથાર્થ જ હતું. મુસ્લિમ શાસનથી બચાવ કરવા માટે ઘણાં સ્થાનોનું આ પ્રકારે પરિવર્તન થયાનું જણાઇ આવે છે. પાવાગઢ ઉપર મહાકાળીના પુરાતન મંદિર ઉપર ઘુંમટમાં સદનશાહ પીરની દરગાહ જો ન હોત તો સુલતાન મહેમુદ બેગડાએ તે સ્થાન સલામત રાખ્યું ન હોત. પરંતુ સાચી વાત એ છે કે પીરની દરગાહના કારણે તે સ્થાન કાયમ રહ્યું. તેની પાછળ લોકકથા-દંતકથા ઘણી બધી હોવા છતાં મહાપુરુષોની દીર્ઘદષ્ટિની જ એ સફળતા છે.

જ્યારથી ગુરુ નાયાજીએ સમાધિસ્ત થવાનું વૃત્તાંત જાહેર કર્યુ ત્યારથી જ ભાવિક સેવકોના હૃદયમાં ગંભીર ફાળ પડી ગઇ હતી. એવા સંત પુરુષનું પ્રયાણ થાય તો આપણે કોના આધારે રહેવું. લોકો વ્યાકુળ બની સંત ધામ ઉપર આવવા લાગ્યા અને દીનતાથી પોતાની વ્યથા કથન કરવા લાગ્યા.

**संत पुरुषके चरणमे, सब दुःख जात बिलाय ।**
**साया हमरी कौन गत, किनसे व्यथा सुनाय ।।**
**लोगनके हित आईया, योगी धरे अवतार ।**
**मे लोगनका बनी रहुं, संशय नाही लगार ।।**

તમો એવું સમજો છો કે મારા અહીંના પ્રયાણથી તમારાથી દૂર જઇશ, પરંતુ હું સદા સર્વદા તમારી પાસે જ તમારો જ થઇને રહીશ, કારણ કે જનકલ્યાણ માટે જ યોગીઓ અવતાર ધારણ કરે છે. આજે તો હજુ હું તમારી સાથે જ બેઠો છું. તમને જે કંઇ માગવાનું હોય તે ખુશીથી માગી લો.' ધન, દોલત, પુત્ર, જમીન, સુખ વગેરે જેને જે માગવાનું હોય તે માગી શકો છો. જેને જે

માગવાનું હતું તેઓએ તે તે માગ્યું, સંસાર આસક્તિના લાલચુ જીવાત્માઓએ જે જે માગ્યું તે તેમને મળ્યું. તેની સાથે નિર્લોભી અનાસક્તોએ સદ્‌ગુરુના ચરણ પાસે બેસી મુક્તિના લાભ માટે જ્ઞાનની યાચના કરી તો તેમને તે મળ્યું. અમુક સદ્‌ભાગીઓએ વૈરાગ્યની માગણી કરતાંની સાથે તે તેમને મળ્યું. કોઇએ ભક્તિ, કોઇએ મુક્તિ તો કોઇએ યોગ યુક્તિની યાચના કરી. તે તે બધુ તેમને પ્રાપ્ત થયું. સંત પોતાની પાસેનું સર્વસ્વ આપી હળવા બની ગયા.

હરણની ચપળ ગતિ મુજબ એક વર્ષનો સમય થોડીક ક્ષણની માફક નીકળી ગયો. સંત નાયાનો નિશ્ચિત કરેલો સંવત ૧૫૮૯ ના ભાદ્રપદ શુદ્ધ (સુદ) બીજનો દિવસ આવી ગયો.

**सब लोग रोने लगे, रोवे कुकस गाम ।**
**नायाजीके नैना रुवे, लोगनके विश्राम ।।**
**प्रहरी होवे गुरु द्वारपे, गंगा रुवे चोधार ।**
**दूरसे दिखे गुरुदेवको, हियरा लगी कटार ।।**

સંત નાયાજી સમાધિ લેવા તૈયાર થયા હતા. કુકસ ગામના સર્વ લોકો નાના બાળકની માફક આકુળ વ્યાકુળ બની રડવા લાગ્યાં. તેમનો પ્રેમ જોઇ નિર્મોહી સંત નાયાજીના નેત્રોમાંથી અશ્રુ ધારાનો પણ પ્રવાહ શરૂ થયો. અશ્રુ સાથેના નયનથી દૂર સુધી જોયું તો મંદિરના દ્વાર પર પહેરેદાર ગંગાસિંહ ગોહિલ તો અનાથ બાળકની માફક વ્યાકુળ બની અશ્રુપાત કરતો હતો. પોતાના પરમ પ્રેમાળ અનુજ ગંગાસિંહની આ દશા જોઇ સંતના હૃદયમાં જાણે વજ્રઘાત લાગ્યો તે રીતે ઘાયલ હૃદયથી તેઓ તેમની પાસે ગયા.

**आसनसे उठ धाइया, गंगा मेरा क्यों रोई ।**
**साया बुलावा भेजीया, मंगल बेरन होई ।।**
**आनंदके दिन आइया, कैसे बहावत नैन ।**
**गंगा मोहे तेरे बीना, कबहु न पावै चैन ।।**
**गंगा मेरा बनी रहे, गंगा हिया समाय ।**
**गुरुदेवको बडे हेत से, गंगा हिया लगाय ।।**



'ગંગાસિંહ ! તું રડે છે શું કામ. આજે તો આનંદનો દિવસ છે. પરમાનંદ પ્રભુના મિલનનો મંગલ દિવસ આજે ઉગ્યો છે. આ અત્યંત દુર્લભ મહત્વપૂર્ણ ક્ષણે તું અશ્રુપાત કેમ

કરે છે ગંગા, મને તારા સિવાય ક્ષણ માટે પણ ચેન પડતું ન હતું. તું મારો જ છે અને સદૈવ મારામાં જ સમાઇને રહીશ એવું બોલી નાયાજીએ ગંગાસિંહને પોતાના હૃદય સાથે લગાડયો. તે ભાવપૂર્વકનું ગુરુ-શિષ્યનું મિલન ખરેખર અનુપમ જ હતું. બંનેની આંખોમાંથી વહેતા પ્રેમાશ્રુને કઇ ઉપમા આપી શકાય ! તે જોઇ લોકોની આંખોમાંથી વધુ જોરથી અશ્રુ પ્રવાહ શરૂ થયો. સંત નાયાજી ગંગાનો હાથ પકડી પોતાના આસન પાસે લઇ આવ્યા.



**गंगाजीको कर ग्रही, आसन समीप लाय ।**
**नायाजी अपने हाथसे, आचार्य तिलक लगाय ।।**
**गंगाजी गुरुदेवका, आसन बिराजो आप ।**
**संत धाम संभारीयो, सद्‌गुरुके प्रताप ।।**

સંત નાયાજીએ ગંગાસિંહને પોતાના હાથ વડે ગુરુપદ આચાર્ય તિલક કર્યું અને હાથ પકડી પોતાની ગાદી પર બેસાડયો અને કહ્યું - 'ગંગાજી ! તું આ સંત ધામની સંભાળ રાખ. સદ્‌ગુરુના પ્રતાપથી તને સદૈવ સુખ અને શાંતિ પ્રાપ્ત થશે !'

ગુરુદેવના શબ્દ સાંભળી વ્યથીત બનેલા ગંગાસિંહ બોલ્યા; - 'ગુરુદેવ, હું તો એક સેવક છું, પહેરેદાર છું. મને ગાદીની જરૂર નથી. મારા જેવા પહેરેદારને આ ગાદી સંભાળવી શોભતું પણ નથી. મને મુક્ત કરો. મને અધિકારી બનવું નથી. મને આપના દ્વારે પહેરેદાર જ રહેવા દ્યો અને હંમેશાં પ્રભુભક્તિમાં લીન રહું એવો આશીર્વાદ મને આપો.

સંત નાયાજી બોલ્યા; 'ગંગાસિંહ ! જીવનભરમાં તે એક પણ વખત ગુરુની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યુ નથી. તું બહુ જ વિવેકી અને વિનયી છો, તેથી જ હું તને આ કાર્ય સોંપી રહ્યો છું. ગુરુના વચન પર વિશ્વાસ રાખ, હું સદૈવ તારી પાસે જ રહીશ.' એવું બોલી નાયાજીએ તેના શિર પર પોતાનો પ્રેમાળ વરદ હસ્ત મૂકયો. અત્યંત ભાવથી ગંગાસિંહે ગુરુની આજ્ઞા સ્વીકારી.

**पंद्रसो नव्वासी भादो, शुकलादुज निर्वाण ।**
**संत नायाजीको किये, यहां से महा प्रयाण ।।**
**अवनि तलपे आयके, योगी लीला बखान ।**
**लोगनके बडे लाडिले, चल गये महेमान ।।**



પોતાના પ્રેમી શિષ્ય સદ્‌ભક્ત ગંગાસિંહ ગોહિલને
તેમના પછી ગાદીના વારસદાર થવાની આજ્ઞાન કરતા સંત નાયાકાકા મહારાજ.



સંવત ૧૫૮૯ ના ભાદ્રપદ શુદ્ધ (સુદ) બીજના દિવસે સંત નાયાજી સમાધિસ્ત બન્યા. એક યોગી મહાપુરુષ અવની તલ પર આવી પરહિત કાજે અગમ્ય લીલા કરી, લોકોના વહાલા બની મહાન સંતે આલોકમાંથી મહા પ્રયાણ કર્યું.

पंद्रहसो नव्वासी भादो, शुक्ल बीज बखानजी ।
समाधि लिन्ही संतको, यहांसे बडे महेमानजी ।।
सोही संतनकी जीवनी, शायरके जीवन प्राणजी ।
अवगुण मोरे नाथजी, बक्षो मे हुं नादानजी ।।
सेवकलाल चरणनका चेरा, संत पुरुषकी लीला बखानगी ।।



સંત નાયાજી પદ્માસન બનાવી સમાધિની અંદર સમાધિસ્થ બિરાજમાન થયા. સતપંથ ધર્મનો એક દૈવી વિરલ તારલો અસ્ત પામ્યો. સમાધિ સ્થાન તેમના આદેશાનુસાર બનાવવામાં આવ્યું હતું. 'સંત નાયાજીનો જય ! નાયાજી મહારાજનો જય !!' જય જયકાર કરતો અશ્રુપાત વહાવતો માનવ મહેરામણ સંત ધામમાંથી ધીમે ધીમે વિખેરાઇ ગયો. ગંગાસિંહના હૃદયમાંની વિરહ વેદના હજી શાંત થઇ ન હતી. અધીરો બનીને તે તો આસન પર બેસીને જ અશ્રુપાત કરતો હતો.

गंगा गुरुके विरहमे, आसन बैढे रोई ।
साया अकेला क्यों रहे, यहां नहीं मेरा कोई ।।
गुरुदेव मोहे संगमे, रखों प्रहरीको पास ।
गंगाजी आवन चाहे, नाया गुरुकी पास ।।
गांगाजी गुरुदेवसे, कबहु रहे न दूर ।
साया न्योर क्यों हुवे, मोसे रहो हजूर ।।
नायागुरु देवजी, मोहे दिये विश्वास ।
गंगा तुं काहे रूवे, मे हुं तिहारी पास ।।

અશ્રુપાત કરતા ગંગાસિંહને જોઇ ગુરુદેવ નાયાજીનું હૃદય દ્રવી ગયું. તેઓ પ્રગટ થયા. ગંગાસિંહને મળ્યા. વિયોગિનીને પતિનું દર્શન થાય તેમ ગુરુદેવ અને શિષ્યનું પુનર્મિલન થયું. ગુરુના દર્શનથી ગંગાના હૃદયમાં જે વિરહ અગ્નિ સળગતો હતો તે કાયમનો વિલીન થયો.

खोजनहारको पाइया, पियरा अपनी पास ।
गंगाको गुरुदेवजी, मिल गये खासे खास ।।

૪.

# સંત ભાભારામ મહારાજ

સતપંથ પ્રવર્તક સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના સદ્‌ભક્તો અનુસાર ત્રીજા ભક્ત સંત શ્રી ભાભારામ મહારાજ છે. તેમની જીવનલીલા વિષે થોડું અવલોકન (વર્ણન) કરીએ.

ગુજરાતના ચરોતર પરગણાના એટલે કે હાલના ખેડા જીલ્લામાંના 'વસો' આ ગામે, પાટીદાર જ્ઞાતીમાં કેશવદાસ નામના કુળવાન ગૃહસ્થ રહેતા હતા. તેઓ ધર્મનિષ્ઠ રાજપુરુષ હતા. કાશી ક્ષેત્રથી નિયમિત રીતે સાંઢણી દ્વારા ગંગાજળ લાવી તેઓ સ્નાન કરતા હતા. તેમના આંગણામાં સદૈવ સદાવ્રત અને આતિથ્ય સત્કાર થતાં હતાં. કેશવદાસ તાલુકા (પરગણા) પ્રમુખ હોવાથી જમીન મહેસૂલ વસૂલ કરી અમદાવાદના સુલતાનના દરબારમાં જતા હોવાથી બાદશાહી દરબારમાં તેનું ઘણું જ માન અને પ્રતિભા હતી.

કેશવદાસને વિમળાદેવી નામનાં પતિવ્રતા શીલવાન ધર્મપત્નિ હતાં. તે બંને જણાંએ અનેક તીર્થ યાત્રાઓ પણ કરી હતી. કેટલાક દિવસ કાશી ક્ષેત્રમાં રહી ભાવથી સાધુસંતોની સેવા પણ કરી હતી. કેશવદાસ અને વિમળાદેવી હંસ-હંસિણીની જુગલજોડી હતી. જીવીબેન નામથી તેમને એક કન્યારત્ન હતું. ત્યાર પછી તેમને કોઇ સંતાન ન થયું. ઘરમાં ઘણા નોકર ચાકર હતા, પરંતુ અતિથિ-સંત-અભ્યાગતોનું તે પોતે જાતે જ આતિથ્ય સત્કાર કરતાં હતાં.



વિમળાદેવી એક દિવસે બહુ બિમાર પડયાં અને અનંતની ચિરનિદ્રામાં પોઢી ગયાં. જોગાનુજોગ તે જ સમયે અચાનક એક મહાપુરુષનું આગમન થયું. તેવોએ બહારથી જ જોરથી

'ગંગામૈયા' એવી બુમ પાડી, ઘરમાં ઘણી ગભરાહટ થઇ ગઇ. સર્વે શોકસાગરમાં ડૂબી ગયાં હતાં. એક સેવકે રડતાં રડતાં મહાપુરુષને કહ્યું; 'મહારાજ, જે ગંગામૈયાને આપ બોલાવી રહ્યા છો તે કયારેય ઉઠી શકશે નહીં. તેઓ તો મૃત્યુ શય્યા પર છે.

સેવકના શબ્દ સાંભળી મહાપુરુષ ઘરની અંદર આવ્યા અને વિમળાદેવી પાસે જઇ પોતાના કમંડલનું જળ તેણી પર છાંટી બોલ્યા; 'ગંગામૈયા, અહીંથી કયાંય જવું નથી. અહીંથી જતી રહીશ તો અતિથિ અભ્યાગતનો સત્કાર કોણ કરશે ? માતા ! સંતોનો સત્કાર કરવા તને અહીં જ રહેવું પડશે. ઊઠ, ઊભી થા !' એમ કહી તેઓએ હજી વધુ જોર જોરથી તેણીના મુખ પર જળ છાંટયું. ત્યાં આશ્ચર્ય થયું, વિમળાદેવી ઉંઘમાંથી ઝબકીને જાગીને ઉઠીને બેસી ગયાં હોય તે રીતે તેમને આંખો ખોલી અને સંતના ચરણે નમી પડયાં. સંત પુરુષે તેણીના શિર પર વરદ હસ્ત મૂકયો અને 'मैया तुम्हारा जय जयकार हो !' એવો શુભાશીર્વાદ આપી ત્વરાથી બહાર નીકળી ગયા. કેશવદાસ ત્વરાથી તેમની પાછળ દોડયા પરંતુ સત્પુરુષ કયાં અદ્રશ્ય બની ગયા તે સમજ ન પડી. કેશવદાસ નારાયણની કૃપા સમજી ભાવવિભોર બની ગયા. વિમળાદેવીના પુનર્જીવનથી આનંદિત થઇ ગયા.

**साधु आवत देखके, उठकर मिलीये धाय ।**
**क्या जानु उस वेशमे, नारायण मिली जाय ।।**

કેશવદાસ ધર્મ પરાયણ હોવાથી તેમણે સાધુ-સંતો તેમજ અભ્યાગતોની સેવા તેમજ સદાવ્રત ચાલુ જ રાખ્યાં હતાં. એક સમય કુંભ મેળાના સમયે હરિદ્વાર જઇ ત્યાંના સંત પુરુષોની ઘણી સેવા કરી. તેમાંથી એક મહાપુરુષે તેમની સેવા જોઇ આશીર્વાદ આપ્યો હતો.

**केशव तेरे घर आयेगे, योगी पुरुष अवतारजी ।**
**सोही संतसे होयेंगे, कुणबी कुल उजीयारजी ।।**
**बडे प्रभावी महात्मा, लोगनके हितकारजी ।**
**कुणबी तेरे कुलमे, होयेगे जयजयकारजी ।।**



'બેટા ! કેશવદાસ તારા ઘેર એક યોગી પુરુષ અવતાર ધારણ કરશે અને તારૂં કુળ ઉજ્જવલ કરશે. તે મહાન પ્રભાવી મહાત્મા, લોક કલ્યાણ માટે અવની તલ પર અવતરશે ! તારૂં જીવન પણ ધન્ય બનશે ! તારૂં કલ્યાણ થાવ !' એવા આશીર્વાદ આપ્યા. તે સાંભળી

કેશવદાસનું હૃદય ભરાઇ આવ્યું. તેઓએ મહાત્મા પુરુષના ચરણે દંડવત પ્રણામ કરી ચરણ રજ શિર પર ચઢાવી આશીર્વાદ લીધા અને ત્યાં થોડા દિવસ રોકાણ કરી પછી વસો આવવા પ્રયાણ કર્યું.

અમુક સમય પછી વિમળાદેવી ગર્ભવતી બન્યાં. તેનું તમામ ચિત્ત ઇશ્વર ભજન પ્રત્યે અને સંત મહાત્માઓની સેવા તરફ લાગી રહેલું જ હતું. સમય આવ્યે મહા પુરુષના શબ્દ સત્ય થયા. વિ.સ. ૧૫૦૫ માં માતા વિમળાદેવીના કુખે એક સુંદર તેજસ્વી બાળકનો જન્મ થયો. અંશાવતારી યોગી પુરુષે આ પૃથ્વી પર અવતાર ધારણ કર્યો. આકાશમાં મંગળવાદ્યો વાગ્યાં, ચંદન અને પુષ્પની વૃષ્ટિ થઇ. સર્વત્ર આનંદ આનંદ પ્રસરી ગયો. કેશવદાસના આંગણે શુભ ચોઘડીયાં વાગવા લાગ્યાં. દીપોત્સવી જેવો આનંદોત્સવ ઉજવાઇ રહ્યો. કેશવદાસે યાચકોને સંતુષ્ટ કર્યા, ચારણ, ભાટ, બ્રાહ્મણ વગેરેને અપાર દક્ષિણા આપી. કુળપુરોહિતને બોલાવી નામાભિધાન થયું. 'ભાભારામ' આ પવિત્ર નામ બાળકનું રાખવામાં આવ્યું.





બાલ ભાભારામની મંદિરમાં દેવભક્તિ વિષેની બાલક્રીડા જોઇ તેમનાં માતા-પિતા વિસ્મય પામે છે.

 હર્ષથી ભરેલા અંતઃકરણથી માતાપિતા બાળ ભાભારામનું લાલનપાલન કરવા લાગ્યાં. બાળલીલાએ ભાભારામે બધાને આનંદ આપ્યો. બાળપણથી જ દેવધર્મ અને મંદિર પ્રત્યેનું તેનું વર્તન જોઇ કેશવદાસજી સમજી ગયા કે મહાપુરુષના કૃપાશીર્વાદ મુજબ આપણો આ બાળક અંશાવતારી યોગી જ હોવો જોઇએ. પાંચ વર્ષની ઉંમરે ભાભારામને વિદ્યાભ્યાસ માટે નિશાળમાં મોકલવામાં આવ્યો. પૂર્વ ભવે સુસંસ્કારી રહેલા તે પ્રગટ આત્માને જાગૃત કરવાની જરૂર જ રહી નહીં. લૌકિક દષ્ટિએ શાળાનું શિક્ષણ પુરૂં કરી તેઓએ તમામ વિદ્યામાં પ્રાવિણ્ય પ્રાપ્ત કર્યું.

તરુણ અવસ્થામાં પદાર્પણ થતાંની સાથે જ ભાભારામનો પેટલાદના પેથાભાઇ પટેલની સુંદર કન્યા રોહિણી સાથે વિવાહ થયો. સ્વર્ગ સમાન સુંદર સંસારમાં આનંદ માણતાં તે પ્રેમી યુગલને એક રૂપાળા પુત્ર રત્નની પ્રાપ્તિ થઇ. રોહિણી માતા બની. પુત્રનું નામ શંકર એવું રાખવામાં આવ્યું.

આખું કુટુંબ આનંદ વિભોર સમય પસાર કરતું હતું ત્યારે એકાએક અઘટિત ઘટના બની. કેશવદાસ મરણાસન્ન થયા અને થોડા દિવસોમાં જ તેમને સ્વર્ગમાંથી તેડુ આવ્યું. ભાભારામ પિતાની પાસે જ બેઠા હતા, તેમનું મુખ જોઇ પિતાને પરમ સંતોષ થયો. એકોત્તેર પેઢીઓનો ઉદ્ધાર કરનારો કુલદીપક અંશાવતારી પુત્રના દર્શન થતાંની સાથે જ કેશવદાસના હૃદયની વ્યથા દૂર થઇ ગઇ અને હર્ષ ભરીત અંતઃકરણે તેઓ કાળપુરુષને આધિન થયા. સ્વામીના સ્વર્ગારોહણ સાથે સતી વિમળાદેવીએ પણ વિલંબ વગર પતિની પાછળ સ્વર્ગારોહણ કર્યું.

**पिव मरणकी बातको, सुनते छांडै प्राण ।**
**औसी सति इह लोकमे, जुग जुग रही बखान ।।**
**जुग जुग रही बखान, सुफळ करती जग जाना ।**
**पद पंकज बलिहार, बुझे कहा बैगाना ।।**
**कहेत माधवदास आयो, मे तोरे शरणा ।**
**सुन तही छांडे प्राण, सती मत दिखे पिव मरणा ।।**

પતિ નિધન જાણી સતી આ લોકમાં રહી શકે નહીં, પોતાના પતિ સાથે જ તે આ જગમાંથી પ્રયાણ કરે છે. સતી વિમળાદેવીએ આ પ્રકારે પોતાના સ્વામી સાથે મહા પ્રયાણ કર્યુ. ભાભારામને આ દુ:ખમય વિયોગ અસહ્ય થયો. સર્વ પ્રકારના સાંસારીક ભોગોથી તેઓ વિરક્ત બન્યા. સંસારમાંથી તેમનું મન તદ્દન ઉઠી ગયું. હવે તો તેઓ આ અસાર સંસારથી દૂર જવાની ઇચ્છા કરતા હતા. તેઓએ પોતાની અમાપ સંપત્તિનો સન્માર્ગે સદુપયોગ શરૂ કર્યો. સમાજની સેવા માટે તેઓએ અનેક તળાવ, કુવાઓ બંધાવ્યા. ગરીબોને મફત ઔષધોપચાર કેન્દ્ર શરૂ કર્યા. તેઓ પોતે સંસ્કારી હોવાથી સમાજનાં નાનામાં નાનાં કુમળાં બાળકોને સારા પ્રકારના સંસ્કાર મળે તે માટે પાઠશાળાઓ શરૂ કરી. તેના આચાર્યની જવાબદારી પોતે વહન કરી. અનેકાનેક તીર્થક્ષેત્રોમાં ધર્મશાળાઓ બંધાવી, યાત્રિકોની સેવા કરી. એવાં કેટલાંય લોકોપયોગી કાર્યો કરી પોતાની સંપત્તિનો તેઓએ સદુપયોગ શરૂ કર્યો. તેની સાથે જ પોતાના જીવનનો પણ સદુપયોગ કરવા લાગ્યા. કાશી, હરિદ્વાર બદ્રીનાથ, કેદારનાથ વગેરે અનેક ક્ષેત્રોમાં જઇ અન્નદાન, વસ્ત્રદાન, દ્રવ્યદાન કરી સત્પુરુષોની સેવા કરી તેમના સત્સંગમાં પરોવાઇ ગયા.

તેનું મન વૈરાગ્યના વિચારથી અસ્વસ્થ બની ગયું. જગતનો અસત્ વ્યવહાર જોઇ અને સ્વાર્થી વ્યવહાર જાણી વિરક્ત ભાભારામનું મન અતિશય ઉદાસ બની ગયું. તેનો યોગભ્રષ્ટ યોગીનો જ અવતાર હોવાથી અધુરો રહેલો યોગ પુરો કરવા માટે ઘણો સંઘર્ષ શરૂ કર્યો, માર્ગમાં જે અમુક સાંસારિક બંધનો હતાં તે દૂર કરવા પ્રયત્ન કરવા લાગ્યા પરંતુ દૈવયોગે તે એની મેળે જ દૂર થયાં. સ્વર્ગ ભૂમી સમાન કાશીપુરીથી ઘેર એટલે કે વસોમાં આવતા હતા ત્યારે તેમનું મન ભગવાન સદાશિવના વિયોગથી તડપતું હતું.

**काशी दिलमे बस गई, अब ना वसो रहाय ।**
**भाभाराम तुने क्या किया, पछ पछ हिया झुराय ।।**
**वसो नगरमे आइया, भाभाराम मन भंग ।**
**कबहु चेन न पाइया, सदा रहे असंग ।।**

જેના હૃદયમાં કાશી વસેલું હોય છે, તેને વસો કેમ ગમે. તેનું મન ઘરબાર કે સંસારમાં ચોટે નહી. પોતાના પતિની એવી દશા જોઇ રોહિણી જાણી ગઇ કે હવે સમય ભરાઇ ગયો છે તેથી પોતાના સ્વામીને આ મૃગજળ જેવા સંસારમાંથી મુક્ત કરવા.

रोहिणी नैना दिखे, अपने पियुका हाल ।
यह संसार मानसर, पियरा मेरा मराल ।।
हंसा सोही मोती चुंगे, कबहु न आन लुभाय ।
पियरा मेरा हंस है, सोही हंस रहाय ।।



(૧) ભાભારામનાં માતા-પિતાનાં નિર્ગમન.
(૨) ભાભારામની સાંસારિક ઉદાસિનતા.
(૩) પત્ની રોહિણીનું નિર્ગમન
(૪) ભાભારામનો ગૃહત્યાગ અને વૈરાગ્યધારણ



રોહિણી ભાભારામ પાસે આવી વિનયથી બોલી; 'સ્વામીનાથ તમે મારાથી હમણાં હમણાં મોઢું કેમ વિમુખ કર્યું છે ? મારો કોઇ અપરાધ છે ? મારાથી દૂર રહેવાનો પ્રયત્ન કેમ કરો છો ?'

ભાભારામ બોલ્યા; 'રોહિણી ! તું સમજે છે તેવું કંઇ નથી પણ મારૂં મન સંસારમાં રમતું નથી. મારા હૃદયની આ વ્યથા કેવી રીતે દર્શાવવી એ જ મને સમજાતું નથી !'

પોતાના સ્વામીની આ દશા જાણી રોહિણી તેમના પગ પકડીને બોલ્યાં; 'પ્રાણનાથ ! સદૈવ મારા જ થઇને રહો. મને કેવળ તમારી જ અભિલાષા છે. આ રોહિણીને આપના ચરણમાં સ્થાન આપો. સ્વામી ! હવે હું અહીંથી આપની વિદાય લઇ રહી છું, મને આજ્ઞા આપો. એક સમયની આ પદ્મરેખા અપ્સરા આ જન્મે રોહિણી રૂપે આવી અને પૂર્વ સંકેત અનુસાર આપને આવી મળી હતી. હે પ્રાણેશ્વર ! મારો સમય પૂરો થયો છે. તેથી આ લોકમાં મારાથી હવે રહેવાય તેમ નથી, તેથી હસ્તામુખે મને અહીંથી જવા માટે વિદાય આપો. જતાં જતાં મારી એક વિનંતી સાંભળો. સ્વામી ! હું જાણું છું કે આપ યોગી છો અને યોગી જ રહેશો. પરભવના સમયમાં આ યોગ સાધનામાં ચોવીસ વર્ષ ફોકટ ગયાં. તમારી તપશ્ચર્યા વ્યર્થ ગઇ હતી. નાથ ! આ પરાભૂત થયેલી બાજી જીતવા માટે હવે ક્યારે કટિબદ્ધ બનશો ? આ સમયે જ જાગૃત થઇ યોગી બની આ જગતને પાવન કરો.' એવું બોલી પોતાના પ્રાણપતિની ગોદમાં મસ્તક ટેકવી જાણે સ્વર્ગીય સ્વપ્નમાં લીન બની ગઇ હોય એવા અલૌકિક આનંદ સાગરમાં ડૂબકી લેતી હોય એવા ભાવથી તેણી ચિરવિશ્રાંતીમાં પોઢી ગઇ. મધુર મંદ હાસ્ય કરતી કોઇ એક હંસિણી ધીમેથી પાંખો ફડફડાવી ઉડી જાય તે પ્રમાણે રોહિણીદેવીનો પંચપ્રાણ જગત રૂપી માનસરોવરમાંથી ઉડી ગયો.

**अपने पियुकी गोदमे, रोहिणी सोई उमंग ।**
**प्रेम दिवानी क्यो जगे, रखे प्रेमको रंग ।।**
**विरक्त भाभारामको, ता दिन लगेरी धाव ।**
**रोहिणी तुम जीत गई, हार गया मै दाव ।।**

રોહિણીએ અત્યંત આનંદથી પોતાના સ્વામીની ગોદમાં ચિરવિશ્રાંતી મેળવી. ધનુષ્યમાંથી બાણ છુટે તે પ્રમાણે તે પ્રેમ દિવાનીએ અંતિમ પ્રયાણ કર્યું. ભાભારામના હૃદયને મોટો અસહ્ય આઘાત લાગ્યો. પ્રાણ પ્યારી અર્ધાંગનાનો વિયોગ તેને અસહ્ય થયો. 'રોહિણી ! તારી અકળ ગતિ આ ભાભારામ ક્યારેય ઓળખી શક્યા નહીં. સ્વર્ગલોકમાંથી તું આવી, માયા લગાડી ક્ષણમાં નીકળી ગઇ. એવો અસહ્ય વિયોગ આ ભાભારામ સહન કરી શકશે નહીં. આ પ્રકારે શોકમગ્ન ભાભારામે રોહિણીના પાર્થિવ દેહના અંતિમ સંસ્કાર પુરા કર્યા.

હવે તેમના હૃદયને શાંતી કયાંથી મળે ! તીર્થયાત્રામાં જવા માટે જ્યારે તેઓ વિચાર કરવા લાગ્યા ત્યારે તેમનો પુત્ર શંકરદાસ સાશ્રુનયને સામે આવ્યો. ભાભારામે તેણે કહ્યું; 'બાળ શંકર, રડવું નહી. શાંત રહે. ઇશ્વર તને સદૈવ સુખમાં રાખે. મને પરમ પાવન એવા વૈરાગ્યમાર્ગે જવા માટે તું રજા આપ. પ્રભુ ભક્તિથી મને જીવન સફળ કરવા દે.' એમ કહી અપાર પ્રેમથી તેના શિર પર હાથ ફેરવી આશીર્વાદ આપ્યો. તેઓ થોડો શાંત થાય કે ન થાય એટલામાં તેની બહેન જીવીબેન રડતી આવી. ભાભારામે જીવીબેનને પણ સમજાવી ભાભારામે પોતાની સંપત્તિનો અમુક ભાગ પોતાના દીકરા માટે રાખી બાકીનો ભાગ પોતાની બહેનના બે છોકરાઓ પ્રેમજી અને હીરજીને વહેંચી આપ્યો અને પોતે મુક્ત થયા.

સંસારની મૃગજળ જેવી માયા ત્યાગી, ભાભારામ ગૃહ ત્યાગ કરી દેવામાં આવ્યા, ત્યાં પણ સ્થિર થઇ શકયા નહીં. ત્યાંથી વનખંડીમાં આવ્યા, તેને ચંપકવન પણ કહેવાતું હતું. ત્યાં એક તળાવના કિનારે સુંદર એવી વનરાઇમાં ભાભારામે પોતાની યોગ સાધના શરૂ કરી.

**ध्यानी भाभारामको, हरिसे लगन लगाय ।**
**रसना लग गई नामसे, हरिमे रहे लुभाय ।।**
**योगीकी गति को बुझे, टाळी लागी दिन रेन ।**
**हरिसे लगे हरिके हो, हरि बीन पावे न चेन ।।**

હરિ સ્મરણ કરતાં કરતાં ભાભારામ એકાગ્ર થઇ તેઓ હરિમય બની ગયા. રાત દિવસ તેઓ ધ્યાન મગ્ન રહેવા લાગ્યા. આહાર નિંદ્રાનો ત્યાગ કરી સુરતા શ્રી હરિના ધ્યાનમાં લાગી ગઇ. એમ કહે છે કે ભાભારામે બાર વર્ષ પર્યંત લીલાં પાંદડાઓ ખાઇ અને પછીનાં બાર વર્ષ સુકા પાંદડાં ખાઇ નિર્વાહ કર્યો હતો.

**मस्त दशा योगीकी, कोन रखे संभाल ।**
**पिवजी योग निभाइयो, सांया किये प्रतिपाल ।।**
**बारा बरस पिछे बने, बाहेनी मिलनको योग ।**
**नटपुरसे आ गई, कीकीबाई हरि योग ।।**



વિરક્ત દશામાં ધ્યાનમગ્ન બનેલા યોગીની કાળજી કરનાર કોણ ? તેઓ પોતે જેમના ધ્યાનમાં મગ્ન હતા તે જ ભક્ત વત્સલ ભગવાન તેમની સંભાળ કરી શકનાર હતા. એક દિવસ

ઘટીત ઘટના ઘટી. સંત ભાભારામની પૂર્વભવની જીવભાવની એક બહેન નટપુર નડિયાદથી દૈવ યોગે ભાભારામ નજીકથી જતી હતી ત્યારે ભાભારામે યોગથી તેણીને ઓળખી હતી. ભાભારામે તેણીને કોઇ પણ પ્રકારનું અંતર ન રાખતાં પોતાની પાસે રાખ્યાં હતાં. આ કીકીબાઇ ખરેખર મહાસાધ્વી વિદુષી અને સદ્‌ભક્ત હતાં. સંત સેવાથી આગળ જતાં વંદનીય બન્યાં.

**सजनी संतके चरणमे, पाया परम सोहाग ।**
**आली मोहे मिल गये, भय उबारनको लाभ ।।**

અલિંદ્રા કીકીબહેનનું જન્મ સ્થળ હતું. તેમનાં લગ્ન નટપુર નડીયાદના માંડણ પટેલ સાથે થયાં હતાં. કાળક્રમે તેણીને બે બાળકો થયાં પરંતુ કમનસીબે પતિ નિધનની વૈધવ્યનું દુ:ખ તેના શિર પર આવી પડયું. ઉપરાંત તે સમયે મહા ભયંકર દુષ્કાળ પડયો અને તેના દુ:ખમાં વધારો થયો. દુષ્કાળના દુ:ખના દિવસોમાં તેને કોઇ મદદ કરવા તૈયાર નહોતું. સગાં-પરિવાર પણ દૂર થઇ ગયાં. હવે કરવું શું ? સંસારથી એટલે કે ઘરબારથી તેનું મન ઉઠી ગયું. બંને છોકરાઓને બળદગાડીમાં બેસાડી ગાડી પોતે હાંકી નટપુર નડીયાદને રામરામ કર્યા. કયાં જવું એ અનિશ્ચિત હતું. રસ્તે જતાં ચંપકવનની નજીક આવી પહોંચ્યાં.

ઉનાળાના દિવસો હતા ભર બપોરે સૂર્યની પ્રખર ગરમીથી બંને બાળકો અને તે પોતે ઘણા જ આકુળ વ્યાકુળ થતાં હતાં, પાણીની તરસથી મોઢાં સુકાઇ ગયાં હતાં. બાળકો પાણી પાણી કરતા હતા. ત્યારે નજીક એક કુવો દેખાયો. પાણી કાઢવા માટે પાસેના કળશને દોરી બાંધી પાણી ખેંચવા લાગ્યાં. અર્ધોભાગ ખેંચ્યો એટલામાં દોરી તૂટી ગઇ. કળશ કુવામાં પડી ગયો. કીકીબાઇ બેબાકળાં બની ગયાં અને પાણી કેવી રીતે કાઢવું એ વિચારથી આજુબાજુ જોવા લાગ્યાં. અચાનક એક વિશાળ વૃક્ષ નીચે નાની પર્ણકુટી દેખાઇ અને એ કુટીરમાં એક તપસ્વી મહાત્મા બેઠેલા જોયા. તરત જ તેમની પાસે જઇ દીનતાથી પ્રણામ કરી કીકીબહેને પોતાની મુશ્કેલી કહી; 'મહારાજ ! ઘણી તરસ લાગી છે. પાણી કાઢવા ગઇ પણ દોરી તૂટી ગઇ અને કળશ કુવામાં પડી ગયો. મારી પાસે અન્ય કોઇ સાધન નથી. બાળકો તરસથી આકુળ વ્યાકુળ થાય છે. આપની પાસે કુવામાંથી પાણી કાઢવા કોઇ સાધન હોય તો આપવા વિનંતી કરું છું.' ભાભારામે પોતાની પાસેનું શીતળ જળ તેણીને આપ્યું. તે યોગે કીકીબાઇ અને બંને બાળકો પાણી પીને તૃપ્ત થયાં.

કીકીબાઇએ વિનયથી સંત ચરણે નમસ્કાર કર્યા અને બંને બાળકોને સંત ચરણે નમન કરાવ્યું. ભાભારામે કીકીબાઇ તરફ નિરખીને જોયું અને અત્યંત ઉલ્હાસિત અંત:કરણથી બોલ્યા; કીકીબાઇ; હું તમારી જ રાહ જોતો હતો. આખરે મારી બહેન મને આવી મળી. હવે તને અહીંથી કયાંય જવાનું નથી, કારણ કે આ સ્થળે તારૂં ઋણ છે. પૂર્વજન્મના આ ઋણ સંબંધને તું કયારેય તોડી શકીશ નહીં. તેથી આગળ ન જતાં શાંતિથી અહીં જ રહે.'



મહાપુરુષની આ દિવ્ય વાણીથી કીકીબાઇ વિચારમગ્ન બની એકદમ વિચારમાં પડી ગયાં. આખરે ધીમા અવાજે બોલ્યાં; 'મહારાજ ! પૂર્વભવનો સંબંધ એટલે શું ? આપણી સાથે મારો પૂર્વજન્મનો શું સંબંધ હતો ? આ તો મને કંઇ સમજાતું નથી. કૃપા કરી પૂર્વજન્મની ઋણાનુબંધની કથા મને સમજાવીને કહો.' કીકીબાઇના શબ્દો સાંભળી સંત ભાભારામ થોડા સ્વસ્થ થયા. ધીમેથી તેવોએ પૂર્વ જન્મની કથા કહેવાની શરૂઆત કરી.





સદ્ભક્ત યુવક હરિરાયની ઉજ્જૈનના મહાકાલેશ્વરમાં તપશ્ચર્યા અને
કરુણામૂર્તિ બહેન તેમની સેવા કરે છે.

સંત ભાભારામના ત્રણ જન્મોની કથા મળે છે. તેમનો પ્રથમ જન્મ ઉજ્જૈન શહેરમાં દિનકરરાય નામના બ્રાહ્મણના ઘેર થયો હતો. તેમનું નામ હરિરાય એવું હતું. તેઓ ભગવાન સદાશિવના અનન્ય ભક્ત હતા. મહાકાળેશ્વરને પ્રસન્ન કરવા તેઓએ ઘણી સેવા કરી હતી. સેવા કરતાં કરતાં બાર વર્ષ પૂરાં થયાં. છેલ્લે એક રાત્રે સ્વપ્નમાં શિવજીએ દર્શન આપી કહ્યું; ' હે બ્રાહ્મણ ! તારી ભક્તિ જોઇ હું પ્રસન્ન થયો છું. પરંતુ તને આ જન્મમાં મળી શકે એવું કંઇ નથી, પછીના જન્મે હું તને અવશ્ય મળીશ.' હરિરાયની આંખો ખૂલી ગઇ અને સ્વપ્નનો વિચાર કરવા લાગ્યા. જ્યારે આ જન્મે ઇશ્વર મળશે નહીં તો જીવતા રહીને શું કરૂં ? દ્રઢ નિશ્ચયથી હરિરાયે અન્નજળનો ત્યાગ કર્યો. મહાકાળેશ્વરના મંદિરમાં જઇ શાંત ચિત્તે, એકાગ્ર મને ધ્યાનમગ્ન બન્યા. અન્ન જળના ત્યાગના લીધે શરીર દુર્બળ હાડપિંજર જ રહ્યું. તે સમયે તેની બહેન ત્યાં આવી. તેમની આ અવસ્થા જોઇ ઘણું જ દુ:ખ થયું અને રડવા લાગી. પછી બહેને ઘેર જઇ ખાંડ નાખેલું દૂધ સાથે લાવી ભાઇને પીવાનો ઘણો આગ્રહ કર્યો. પ્રથમ ભાઇએ તેનો ઇન્કાર કર્યો, પરંતુ બહેનની આંખમાં અશ્રુ જોઇ દૂધ પી ગયા અને ફરીથી કંઇ પણ ન લાવવાની વાત કરી. બહેનની અપાર માયા પ્રેમ જોઇ તેમનું હ્રદય દ્રવી ગયું. તેઓ બોલ્યા;

**બહેની મારી નિરખી તમારુ મુખ, દિલના દુ:ખ ગયા રે લોલ,**
**ભવોભવ રહે સંગાથ, આ ભવ ભેળા થયા રે લોલ.**
**વીરા મારા લીધો યોગીનો વેશ, જીવોને તારવા રે લોલ,**
**કરી બહેનીને યાદ, ભવજળ ઉગારવાને રે લોલ.**

એ જ આ ભાભારામની બહેન, આ જન્મે કીકીબાઇ રૂપે આવી મળી. કીકીબાઇ ખરેખર ધન્ય બની ગયાં અને તેણીનું જીવન મંગલમય બની ગયું. તેણીએ બળદગાડું ત્યાં જ છોડયું અને બંને બાળકો સાથે સંતની કુટીર પાસે જ નિવાસસ્થાન બનાવ્યું. ભાભારામના ધ્યાન સાધના કાળમાં તેણીએ અપાર પરિશ્રમ કરી સંતની સેવા કરી. સમય સંજોગે ભાભારામની કીર્તિની સુગંધ ચારેબાજુએ પ્રસરવા લાગી. અનેક પીડાયેલા જીવાત્માઓ પોતાના ભૌતિક સુખની અભિલાષાએ સંત ચરણે દર્શન માટે આવવા લાગ્યા. તે સર્વનો દુ:ખ ભાર ઓછો કરવા બંને બંધુ-ભગિની દિવસ રાત પ્રયત્ન કરતાં રહ્યાં. પરદુ:ખ જોઇ તેમના હ્રદય ગદ્‌ગદીત થઇ જતાં. લોકોનાં દુ:ખ દૂર કરવા બંને ભાઇ-બહેન સદાય તત્પર રહેતાં.

ભાભારામ એક સમયે ધ્યાનમગ્ન અવસ્થામાં હતા ત્યારે કેટલાક યોગી લોકો રસ્તા પરથી જતા હતા. આશ્રમ નજીકમાં વિશ્રાંતી માટે થોડા સમય માટે રોકાયા. ધ્યાન મગ્ન ભાભારામને જોઇ તેમાંનો એક યોગી બીજાને કહેવા લાગ્યો, 'અરે એ તો આપણા ઇંદ્રકીલ પર્વત પરના તપેશ્વરી યોગી ! પોતાનો ચોવીસ વર્ષનો તપશ્ચર્યાનો અધૂરો રહેલો યોગ પુરો કરવા માટે અહીં આવ્યા છે.' એવું કહી તે યોગી અડબંગનાથે પોતાના સર્વ સાથી યોગી જાન્હવીદાસ, યોગી સતાનંદજી, યોગી રસીકનાથ વગેરે સર્વ યોગી સંઘને તેના પરભવનું વૃતાંત કહી ભાભારામને યોગનિંદ્રામાંથી જગાડયા. સંત ભાભારામને સર્વ સિદ્ધ પુરુષ યોગીનાં દર્શનથી ઘણો જ આનંદ થયો. અત્યંત આનંદથી તેઓ સૌને મળ્યા અનેક જ્ઞાનચર્ચાઓ થઇ.

ભાભારામે જીજ્ઞાસાથી પોતાના પૂર્વ જન્મની હકીકત પુછયા બાદ યોગી અડબંગનાથે પૂર્વ જન્મની સર્વ વાત કરતાં કહ્યું : 'ભાભારામ ! તારા એક જ કેમ પણ ત્રણ જન્મોની હું તને સ્મૃતિ કરી આપુ છું. તેમાંથી પ્રથમ જન્મ તારો ઉજ્જૈન શહેરમાં દિનકરરાય બ્રાહ્મણના ઘરે હરિરાય નામથી થયો. બાળપણથી જ ભગવાન સદાશિવના દર્શનનો અનુરાગ થયો. ભગવાન મહાબળેશ્વરના મંદિરમાં જઇ ઘણી તપશ્ચર્યા ધ્યાન ધારણા કરી પણ ભગવાને સ્વપ્નમાં આશીર્વાદ આપ્યો કે એના પછીના જન્મે તને મારૂં દર્શન થશે. ભગવંતના વિરહથી વ્યથાપૂર્વક ઝુરી ઝુરી ને અંતે તે દેહત્યાગ કર્યો. તે સમયે આ તારી બહેને તારી સાધના કાળમાં અપાર પરિશ્રમ કરી તારી સેવા કરી અને વારંવાર તારી યોગ સાધનામાં વિક્ષેપ ન પડે માટે તને સદૈવ જાગૃત રાખ્યા. તેણીએ ધૈર્ય આપી તને ઘણો સમજાવ્યો હતો પણ અન્નજળનો ત્યાગ કરી પોતાનો દેહ છોડી દીધો, તે આ સાધ્વી કીકીબાઇ પણ યોગભ્રષ્ટ થઇ પોતાનું ઋણ પૂર્ણ કરવા અહીં ત્રીજા જન્મમાં તારી પાસે આવી છે. તારો બીજો જન્મ ભગવાન સદાશિવના વિરહથી ઝુરી ઝુરી શરીર ત્યાગ કરવાથી મોક્ષધામ એવા કાશીપુરીમાં પંડિત અનંતાનંદના ઘેર પુત્ર કરુણાનંદ નામથી થયો. ભગવાન સદાશિવના દર્શનની અભિલાષાથી તે જયોતિર્લીંગ કાશી વિશ્વેશ્વરની પૂજા શરૂ કરી. અનન્ય પ્રેમ ભાવથી ભગવાનની આરાધના કરી. આખરે કૃપાળુ ભગવાને દર્શન આપી તને કહ્યું; 'બ્રાહ્મણ ! હું તારા પર પ્રસન્ન છું. તને જે માગવાનું હોય તે માગી લે.' તે કહ્યું, ' પ્રભુ ! હું બીજુ શું માગું ? ફક્ત આપના દર્શનની અભિલાષા હતી. મારો આ મૌલિક મનોરથ આજે સિદ્ધ થયો. ભગવાન હું એકાગ્રતાથી તમારૂં ધ્યાન કરી શકું એટલો મારો મનોરથ પૂર્ણ કરો.' આ યાચના તે ભગવંતને કરી હોવાથી ભગવાન શંકરે આ તારો મનોરથ પૂર્ણ થવા માટે કહ્યું; 'કરુણાનંદ ! તારી અભિલાષા પૂર્ણ થશે. ઉત્તરાખંડમાં

જઇ એકાગ્રતાથી ધ્યાનમગ્ન બન. તું યોગી બનીશ અને સદૈવ મારો અનુરાગી રહીશ.' એવા શુભાશીર્વાદ આપી ભગવાન અંતર્ધાન થઇ ગયા.

ભગવંતના સકત મુજબ તે ઇંદ્રકીલ પર્વત પર જઇ તપશ્ચર્યા શરૂ કરી. સમયનું ભાન ન રહ્યું. દિવસ રાત એક સરખો ધ્યાન યોગ તે શરૂ કર્યો. આહાર નિંદ્રાનું નિયંત્રણ કર્યુ, યોગી પુરુષ પ્રમાણે ચોવીસ વર્ષ પર્યંત તપશ્ચર્યા કરી. તારી યોગ સાધનાથી ભગવાન શંકર ભોળાનાથનો તને દર્શન આપવાનો સમય નજીક આવ્યો પરંતુ તે જ સમયે એક અકલ્પિત ઘટના ઘટી. સ્વર્ગલોકથી પદ્મરેખા નામની અપ્સરા ઇંદ્રકીલ પર્વત પર ઉતરી આવી. કર્મ ધર્મ સંયોગે ફરતાં ફરતાં તું જ્યાં તપ કરતો હતો ત્યાં જ આવી. એ સમયે તેણીએ તારી તરફ જોયું અને તે વિહવળ બની. તને યોગમાંથી જગાડવા અને પ્રસન્ન કરવા તેણીએ બહું પ્રયત્ન કર્યા. હાવભાવ, નૃત્યઝંકાર, રાગ -તાન, આલાપ, ગાયન સર્વ પ્રકાર કરી જોયા. આખરે તાલબદ્ધ નૃત્ય અને નુપૂરના ઝંકારથી તારી યોગતંદ્રા તુટી. અચાનક આંખો ખુલી. જીવનમાં સ્ત્રીને પાપ દ્રષ્ટિથી જેણે જોયું ન હતું તે યોગી પુરુષે તે અપ્સરાની મોહિની મૂર્તિ જોતાં જ મોહાંધ બન્યો અને કોઇ વિચાર કર્યા વગર તે મન મોહિનીને બાહુપાશમાં જકડી. અપ્સરાને તે જ જોઇતું હતું. તેણીનો મનોરથ પૂર્ણ થયો. તે યોગીના હૃદયમાં સમાઇ ગઇ.

**वेरण वासना विषय किटमे बोया, चोवीस सालकी तपसी तपस्या खोया ।**
**योगी अपने कर्मपे बहुरी रोया, बम्मन तुम बीरथ आयु बिगोया ।।**
**योगी तू फिरभी योगी रहाया ।।**

વેરી વાસનાના વિષય કીચડમાં ડૂબવાથી પરમાનંદ પ્રભુની પ્રાપ્તિ માટે કરેલી તપશ્ચર્યા વ્યર્થ બની ગઇ. ઘડીભરના ક્ષુદ્ર વિષયાનંદમાં ચોવીસ વર્ષની તપશ્ચર્યા વેડફાઇ ગઇ. નશાબાજ માણસ નશો ઉતર્યા બાદ જે રીતે પશ્ચાત્તાપ કરે છે, તેવી રીતે સ્વસ્થ થયા બાદ તારા હૃદયમાં પણ અત્યંત સંતાપ થવા લાગ્યો. 'યોગી તે ભોગી બની આ શું કર્યુ ? ચોવીસ વરસની તપશ્ચર્યા પર પાણી ફરી ગયું. આ શું વિપરીત સુજ્યું ? પોતાના કર્મ પર ચિડાઇ માથુ કુટી પશ્ચાતાપ કરવા લાગ્યો, નયનોથી અપાર અશ્રુધારા વહેવા લાગી.



યોગીને પ્રાપ્ત કરી આનંદસાગરમાં ડુબેલી પદ્મરેખા નજીકમાં જ શાંત બેઠી હતી. યોગીનો દુ:ખદ સંતાપ જોઇ તેણીના હૃદયમાંથી પણ ઘડીભરનો આનંદ વિલાઇ ગયો, કારણ

યોગીને ભ્રષ્ટ કરવાના ઉદ્દેશથી તે આવી ન હતી. અનાયાસે તેના પર તેણીની દષ્ટિ પડી. યોગીનું દિવ્ય તેજ પ્રભા જોઇ તેણીના સ્ત્રી હૃદયમાં કામનાનો ઉભરો આવી તેને પ્રાપ્ત કરવા નૈસર્ગિક અભિલાષા જાગૃત કરવાનો તેણીએ પ્રયત્ન કર્યો. તેમાં તે સફળ બની, પરંતુ મહાપુરુષના આત્મ કલ્પાંતથી તેણીનું હૃદય ભરાઇ ગયું. પરંતુ હવે શું કરવું ? અચાનક અલ્પ વાસના જાગૃત થઇ. કોણે શું ખબર કે પાછળથી પશ્ચાતાપ થશે !

**जो मै ऐसा जानती, प्रीत किये दुःख होई ।**
**नगर ढंढोरा फेरति, प्रीत कियो मत कोई ।।**



(૧) પદ્મરેખા અપ્સરાથી મોહિત થવાથી યોગી કરુણાનંદનો તપોભંગ.
(૨) યોગી અડભંગનાથનો કરુણાનંદને ઉપદેશ.
(૩) ભાભારામ રોહિણીના વિવાહ.
(૪) ભાભારામ-રોહિણીનું સુખી ગૃહસ્થ જીવન

'બ્રાહ્મણ ! તે આ શું કર્યુ ? કાશીથી હિમગીરીમાં આવ્યા ! યોગભ્રષ્ટ થયો ! જો આવી જ રીતે જીવન જીવવું હતું તો સંસારમાં રહી કાળ નિર્ગમન કર્યુ હોત તો શું વિપરીત હતું. બ્રાહ્મણ ! તે પોતાનું અમુલ્ય જીવન વ્યર્થ વિતાવ્યું !' આ પ્રકારે પોતાના કર્મને દોષ આપી રોઇ રોઇને તું પશ્ચાત્તાપ કરી રહ્યો હતો તે જ વખતે યોગી પુરુષના આ કલ્પાંતના વલોપાતથી જાગૃત થઇ હું ત્વરીત તારી પાસે આવ્યો. તારી પીઠ પર હાથ ફેરવી તને ધીરજ આપી કહ્યું; 'યોગી પુરુષ ! ગભરાઇને રડવાનું છોડી દે. યોગ ભ્રષ્ટ થયો તો શું થયું. જ્યાંથી ભૂલો પડયો છે ત્યાંથી ફરી માપી લે ! જાગૃત થા ! તું યોગી છે. ફરી યોગી જ બનીશ, તારી કયારેય અધોગતિ નહીં થાય.' મારૂં આ આશ્વાસન સાંભળી તારા હૃદયનો સંતાપ ઓછો થયો. તને પાછો ધ્યાન મગ્ન થવા માટે સ્વસ્થ થયેલો જોઇ અપ્સરા વંદન કરી બોલી; 'યોગીરાજ ! હું જાણી જોઇને આપનું તપોભંગ કરવા માટે આવી ન હતી પરંતુ આપનું દિવ્ય સ્વરૂપ જોઇ મારા હૃદયમાં પ્રેમ જાગૃત થયો અને આપને પ્રાપ્ત કરવાની દઢ અભિલાષા જાગૃત થઇ અને આખરે તમે મને પ્રાપ્ત થયા પણ હવે આપ ધ્યાન મગ્ન થાવ છો તો મારૂં શું થશે ? મને ફરીથી ક્યારે પ્રાપ્ત થશો ?' તું બોલ્યો; 'દેવી, એક વાર ભ્રષ્ટ થયો પણ હવે આ દેહ તને ફરીથી પ્રાપ્ત થનાર નથી. તારો પ્રબળ અનુરાગ હશે તો પછીના જન્મે તે પૂર્ણ થશે એવું કહી તું ધ્યાન મગ્ન થયો. ભગવાનનો એક વાર હું પથ ભૂલી ગયો પરંતુ હવે હું ભુલીશ નહીં. મને ક્ષમા કરો. હરિ સ્મરણ કરતાં કરતાં તે દેહત્યાગ કર્યો. એ જ કરુણાનંદ યોગી આ જન્મે કણબી કુળમાં જન્મી ભાભારામ આ નામે અવતર્યો. ભાભારામ આ તારો ત્રીજો જન્મ છે. પદ્મરેખા તે જ તારી રોહિણી હતી. ભગવાન શ્રીકૃષ્ણના વચન પ્રમાણે તું યોગી જ રહેલો છે. ઇંદ્રકીલ પર્વત પર ચોવીસ વર્ષની બાજી જે તું હારી ગયો હતો, તે તપશ્ચર્યા કરી તે પરમાનંદ પ્રભુને પ્રાપ્ત કરી પરિપૂર્ણ કરી છે. અત્યાર સુધી તું આ બધું ભુલી ગયો હતો પણ હવે તને તારા તમામ અવતારોનું યથાર્થ દર્શન થયું છે. હવે તારો પરમ મિત્ર સંત નાયાજી તારી પાસે આવી યોગ સાધના વિષે ચર્ચા કરશે. અમે જઇએ છીએ. એવું બોલી ભાભારામને પ્રણામ કરી યોગી અડબંગનાથ તથા અન્ય યોગી આગળના પ્રયાણ માટે ગયા.

**સંત બીજ પલટે નહીં, જો જુગ જાય અનંત,**
**ઉંચ નીચ ઘર અવતરે, પણ આખિર સંત કોહી સંત.**



તીર્થાટન માટે નીકળેલા સંત નાયાજી પાવન પર્યટન કરતા કરતા ચંપકવનમાં આવ્યા.

સંત ભાભારામના સ્થાને આવી યોગી પુરુષનું દર્શન કર્યુ. બંને યોગીઓ એકબીજાને મળ્યા,

સંત નાયાજીએ ભાભારામની યશોગાથાનું વર્ણન કર્યુ.

धन्य चरोतरकी भूमि, धन्य भोम वसो गाम ।
धन्य जो कुलमे उपने, योगी संत भाभाराम ।।

ભાભારામે પ્રતિ જવાબ આપ્યો :-

नायाजी तुभी योगी हो, फिरते पर हितकार ।
योगी क्या सुनाईये, किस विध हुआ उघ्धार ।।

'નાયાજી ! આપ પણ યોગી પુરુષ છો. કેવી રીતે આપનો ઉદ્ધાર થયો અને પૂર્વજન્મનું ભાન થયું, એ કથા મને સંભળાવો. આપનું પાવન ચરિત્ર સાંભળવાની મને બહુ ઇચ્છા છે. ભાભારામની જિજ્ઞાસા જાણી સંત નાયાજી બોલ્યા;

'ભાભારામ ! હું તો એક અધમમાં અધમ લુંટારો હતો. કોળી કુળમાં જન્મી લુંટફાટનો ધંધો કરવા લાગ્યો. કર્મ ધર્મના સંયોગથી અનુગ્રહના દિવસો નજીક આવ્યા અને સદ્‌ગુરુશ્રીનું આગમન થયું. તે મહાપુરુષે મને લુંટફાટનો ચોરીનો ધંધો છોડવાની સમજ આપી. મારા મૂળ સ્વરૂપનું ભાન કરવા માટે મારા પૂર્વ જન્મનો વૃત્તાંત કહ્યો.

ભાભારામ બોલ્યા; 'મહારાજ ! એ સદ્‌ગુરુ કોણ ? તેમનું નામ શું ?'

નાયાજી બોલ્યા, 'ભાભારામ ! મારા સદ્‌ગુરુની ગતિનું વર્ણન મારાથી યથાર્થથી થઇ શકશે નહીં. એક સમયે મારા જેવા અગણિત પાપીઓનો પણ તેવોએ અપાર કરુણાથી ઉદ્ધાર કર્યો છે. મને જાગૃત બનાવી આ સત્માર્ગે લાવ્યા. તે મહાપુરુષનું નામ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ છે. જેવોએ મને નરાધમમાંથી નરોત્તમ બનાવ્યો. મારા પરમ પ્રેમાળ સદ્‌ગુરુએ મારા પહેલાંના ત્રણ જન્મોનું દર્શન કરાવી ભગવંતના દિવ્ય સ્વરૂપનું દર્શન અપાવ્યું અને મને ધન્ય કર્યો. ત્યાંથી જ હું જાગૃત બની સદ્‌ગુરુની કૃપાથી પ્રાપ્ત થયેલા આ દિવ્ય જ્ઞાનનો પ્રકાશ સર્વત્ર પ્રસરાવી લોકોમાં ધર્મ જાગૃતિ કરાવતો ફરી રહ્યો છું.



ભાભારામ બોલ્યા; 'નાયાજી મને આપનો પરમ પાવન પૂર્વ જન્મ વૃત્તાન્ત સાંભળવો છે. તે આપને કોણે અને કેવા પ્રકારે કહ્યો તે મને પહેલાં કહો.'

નાથજી બોલ્યા; 'સાંભળો યોગીરાજ ! મારવાડમાં 'જાયલ રિયાસત' માં દેવાનંદ સ્વામીનું પુરાતન સ્થાન છે. તે મહા પુરુષે જ્યારે મહાપ્રયાણની તૈયારી કરી ત્યારે વ્યાકુળ બનેલા લોકોને આશ્વાસન આપી કહ્યું. હવે તો હું તમારી દૃષ્ટિ બહાર જઇ રહ્યો છું પરંતુ સોળમી પેઢીમાં અવતાર ધારણ કરી હું પુનઃ આ સ્થળે આવીશ. મુલતાન શહેરમાં એક વણિક ગૃહસ્થ સંતાન પ્રાપ્તિ માટે સંતોની સેવા કરતા હતા ત્યારે એક મહા પુરુષે તેને આશીર્વાદ આપ્યો, 'બેટા, તારો મનોરથ પૂર્ણ થશે. તને એક પુત્ર થશે પણ તે સાધુનો લાલ હોવાથી તે વૈરાગ્યના રસ્તે નીકળી જશે.

મહાપુરુષના આશીર્વાદ પ્રમાણે પુત્ર અવતર્યો. તેનું નામ સોહંનાથ રાખ્યું. બાર વર્ષનો થયા બાદ એક મહા પુરુષનું ત્યાં આગમન થયું. તેમની સાથે સોહંનાથ પણ ઉત્તરખંડ હિમાલયમાં નર નારાયણ પર્વત પર જઇ ધ્યાન મગ્ન થઇ બેઠા. કેટલાંક વર્ષે ધ્યાન મુક્ત થયા બાદ યોગીરાજ પોતાના સ્થાન પરથી ઉઠી ગિરી કંદરામાંથી નીચે ઉતર્યા. માનવ કલ્યાણ માટે વિરાટ માર્ગે વિચરણ કરવા લાગ્યા. તે સોહંનાથનું મારવાડમાં આગમન થયું.

મારો પ્રથમ જન્મ મરુ ભૂમી મારવાડમાં રાઠોડ કુળમાં થયો હતો, તે સમયે મારૂં નામ ઝુઝારસિંહ હતું. સત્સંગ અને સંત સેવામાં અનન્ય પ્રેમ રહેતો. એક દિવસ સોહંનાથ ગુરુદેવનું અચાનક અમારા ઘેર આગમન થયું. મારૂં ભાગ્ય જાગૃત થયું, મેં તે મહા પુરુષનું સ્વાગત સત્કાર કરી પ્રેમથી સેવા કરી. તેમનાં ચરણ ધોઇ ચરણામૃત લીધું. મારા ઘરના બધા જ લોકો તે દિવસે પાવન બન્યાં. પ્રસન્ન બની યોગીરાજે મને મનોવાંછિત વરદાન માગવા જણાવ્યું. મેં કહ્યું; 'મહારાજ ! કેવળ એક જ વર હું માગું છું. મને આવાગમનમાંથી મુક્ત કરો. આ જન્મ મરણ બહુ દુઃખદાયક છે તેથી લક્ષચોર્યાસીના ફેરામાંથી છોડાવો.' મારી આ યાચના શ્રવણ કરતાંની સાથે જ સંત અવાક્ થઇ ગયા. અમુક સમય પર્યંત ધ્યાન મગ્ન બની બોલ્યા, 'રાઠોડ ! તે જે યાચના કરી તે આ જન્મે સિદ્ધ થઇ શકે નહીં, કારણ કે તું જે વચન આપી આવેલો છે તે પૂર્ણ કરવાનો સમય નજીક આવી ગયો છે. તે બંધનમાંથી તું છૂટી શકીશ નહીં.



**राठोड अगले जनममे, योगी थे ब्रह्मानंदजी ।**
**बडी तपस्या कीनी, ताहरे उतरा खंडजी ।।**
**पर्यटनमे वामा मिले, किये कोल धरे ही पींडजी ।**

**राठोड अब तो राह चुके, पूर्व जन्म मिटे फंदजी ।।**
**मुरधर देशसे गुर्जर धरामे, ज्ञानी संतका हुवे मिलान ।।**

ઝુઝારસિંહ ! તું ગત જન્મે બ્રહ્માનંદ સ્વામી નામનો યોગી પુરુષ હતો. મહાન તપસ્વી થયો હતો. હિમાલયની ગિરી કંદરામાં મહાન કઠણ તપશ્ચર્યા કરી હતી. કેટલાક વર્ષો પછી તપશ્ચર્યા પૂર્ણ કરી નીચે ઉતરી પાવન માર્ગથી પ્રયાણ કર્યુ. તે સમયે એક તરુણીએ તારી પ્રેમથી મનોભાવે સેવા કરી. પ્રસન્ન બની તે તેણીને મનોવાંછિત વરદાન માગવા જણાવ્યું, તે બોલી; 'મહારાજ ! આપ મારા પર પ્રસન્ન થયા છો તો મારા સ્વામી બનો. પતિ રૂપે આપની સેવા કરવી એ જ એક માત્ર મારી ઇચ્છા આપ પુરી કરો.' યુવતીની ઇચ્છા સાંભળી તું સ્તબ્ધ બની ગયો. તેણીએ તને ધર્મસંકટમાં મુકયો, વચન તો આપેલ હતું. તે પુરું કરવું કર્તવ્ય હતું. તે તેણીને કહ્યું; 'દેવી ! આ જન્મે મેં યોગીનો દેહ ધારણ કરેલો છે. હું યોગ ભ્રષ્ઠ થઇ શકું નહી. પરંતુ આગલા જન્મે હું તને જરૂર મળીશ અને તારી યાચના પુરી કરીશ. એવું તેણીને આશ્વાસન અને વચન આપ્યું. અત્યંત હર્ષ પામીને તે યુવતી ત્યાંથી નીકળી ગઇ પછી તને પ્રાપ્ત કરી લેવા તપશ્ચર્યા શરૂ કરી. શેષ જીવન હરિસ્મરણમાં વિતાવવા લાગી.

તે ભાગ્યવાન યુવતીને આપેલ વચન પૂર્ણ કરવા માટે તે આ જન્મે અહીં અવતાર ધારણ કર્યો છે. તે યુવતી થોડા દિવસોમાં જ તને આવી મળશે. તે રૂપવતીના પ્રેમમાં તું ભાન ભૂલી સંસારમાં પૂર્ણ -બદ્ધ બનીશ તેથી આવાગમનના ફેરામાંથી મુક્ત થઇ શકીશ નહીં. પરંતુ પછી તારો જન્મ ગુજરાતમાં થશે. ત્યાં મહાપુરુષના દર્શનથી તું ખરેખર પાવન બનીશ તે સંત પુરુષ તારા પર અનુગ્રહ કરશે અને સત્યનું સુદર્શન કરાવશે ત્યારે તને યોગી સ્વરૂપનું ભાન થશે અને તું મુક્ત બની જઇશ. બેટા ! ઝુઝારસિંહ ! આ પ્રકારે તારો અનુગ્રહનો સમય હજી દૂર છે.

આ પ્રકારે સૂચના આપી યોગી નીકળી ગયા. કાળના પ્રવાહમાં તેમણે કહેલું બધું સત્ય બન્યું તે દેવાંગના ભટ્ટી વંશમાં રંભાદેવી નામથી જન્મી, વચન પ્રમાણે ઝુઝારસિંહના સંસારમાં આવી. કાળનું નિર્ગમન થતાં રંભાદેવીના પ્રેમ સાગરમાં ડૂબેલા ઝુઝારસિંહ મુગ્ધ બની પરવશ બન્યા.



એક સમયે રણશિંગુ સાંભળી સર્વ રાજપૂત યુદ્ધ પર જવાની તૈયારી કરવા લાગ્યા. ઝુઝારસિંહે પણ રંભાદેવીને મળી યુદ્ધ પર જવાનું પ્રયાણ કર્યુ. તેણીએ પ્રેમથી પૂજન કરી પોતાના સ્વામીને યુદ્ધ પર જવા રજા આપી. તેમાં રાઠોડ વીરગતિ પામ્યો અને આગલા જન્મે

ગુજરાતમાં કોળી કુળમાં આવી લુંટારો બની ગયો. તેનું નામ નાયાજી લુંટારો. એ જ લુંટારાને સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ આવી મળ્યા અને તેઓએ આ નાયાને નરમાંથી નરોત્તમ બનાવ્યો.

ભાભારામ ! એવી છે મારી અવતાર કથા. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે મને મારા દિવ્ય સ્વરૂપનું દર્શન કરાવી ત્રણ અવતારોનું ભાન કરાવ્યું અને મને યુગ ધર્મનું જ્ઞાન થયું. તે યોગે હું જાગૃત બન્યો. ભાભારામ ! તમે પોતે યોગી છો તેથી જ મને યથાર્થતાથી ઓળખ્યો. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના અનુગ્રહથી લુંટારુમાંથી સંત બન્યો અને હવે માનવ કલ્યાણ માટે વિરાટ પંથથી પાવન પર્યટન કરી રહ્યો છું. ભવાટવીમાં ભુલેલા અજ્ઞાની જીવાત્માઓને જગાવી ફરી માર્ગ પર લાવવાનો પ્રયત્ન કરૂં છું. ભાભારામ ! આપણા જેવા યોગી પુરુષના સમાગમથી હૃદયમાં અવર્ણનીય આનંદ થઇ રહ્યો છે. સાચું કહીએ તો આપણે બંને ગુરુબંધુ આ જન્મે તો મળ્યા છીએ પણ પૂર્વજન્મે પણ મળ્યા હતા. હવે આ જન્મે તો એકબીજાના વિરહથી કયારેય રહી શકીશું નહીં. આપણે બંનેને સદ્‌ગુરુ મહારાજે અનુગ્રહથી સોંપેલ લોક જાગૃતિનું કાર્ય પૂર્ણ કરી એક જ સમયે આ દુનિયાથી પ્રયાણ કરવું છે.

ભાભારામ બોલ્યા; ' નાયાજી ! આપને જે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનો સમાગમ થયો તે પાવન પુરુષના દર્શનની અભિલાષા છે તેથી એક વખત તે સંત પુરુષનાં દર્શન થાય એવો યોગ સિદ્ધ કરો.'

નાયાજી કહે; 'ભાભારામ ! આપની અભિલાષા વહેલામાં વહેલી તકે સિદ્ધ થશે. એક દિવસ આપના આ સ્થાનમાં સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનું જરૂર પદાર્પણ થશે. તે દિવસે આપના હૃદયમાં ખરેખર અદ્‌ભૂત પરમાનંદ પ્રકટ થશે.' એવું કહી સંત નાયાજી ભાભારામના આશ્રમમાંથી પ્રયાણ કરવાની તૈયારી કરી રહ્યા હતા ત્યાં જ પોતાના પરમસેવક હાજરવીર સાથે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનો રથ ત્યાં દાખલ થયો.

**भाभारामको भेटिया, इमामशाह गुरु सांई ।**
**सोही संतके चरणमे, वंदहु गुण गंभीर ।।**
**नायाजीकी संगमे, आये इमामशाह ।**
**भाभाराम के धाममे, बैठ गये बादशाह ।।**

 અકલ્પિત રીતે ત્રણે યોગીઓનો સમાગમ થવાથી સર્વને અત્યાનંદ થયો. સંત નાયાજી અને સંત ભાભારામ સદ્‌ગુરુ ચરણે નમી પડયા. બંનેને પોતાના હાથે ઉઠાડી સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે પોતાના હૃદય સાથે લગાડયા.

जा घर योगी अवतरे, धन्य माता पिताय ।
धन्य धन्य तेही कुळको, धन्य वे धरती माय ॥
भाभाराम तुम योगी हो, धन्य तेरो अवतार ।
योगीको तुमी पेखिया, योगी सोही निर्धार ॥

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે આપણને યોગી તરીકે સંબોધ્યા, આ સાંભળી ભાભારામ બોલ્યા; સદ્‌ગુરુ દેવ ! મને આશ્ચર્ય લાગે છે કે હું યોગી ન હોવા છતાં આપ મને યોગી કહો છો એ કેવું ?'

मोहे बडो अचरज भयो, सुने गुरुके वेन ।
मोहे योगी कैसे लिखे, हियरा होत बेचेन ॥
संत वचन पलटे नहीं, भाभा तुं मत भूल ।
योगी सोही योगी बने, तामे न संशय शूल ॥
सद्‌गुरु वानी आपकी, हियरा हुई निश्चिंत ।
रोम रोम ही रम रही, खटक रही दिल चंत ॥

'ભાભારામ ! સંત પુરુષના મુખેથી અસત્ય વચન ક્યારેય નીકળતું નથી. તું યોગી હતો અને આ જન્મે પણ યોગી જ છો. આ વાતનો જરા પણ સંશય નથી.'

ભાભારામ બોલ્યા; 'સદ્‌ગુરુ નાથ ! આપણી વાણી શ્રવણ કરતાંની સાથે જ મારૂં હૃદય આનંદ વિભોર બન્યું અને રોમરોમમાં આપના શબ્દો ઘુમી રહ્યા છે.'

योगी जनके संगमे, योगी पावे मोज ।
सद्‌गुरु बडे इमामशाह, किये प्रभुकी खोज ॥
भाभारामकी संगमे, लगे साईको रंग ।
ज्ञान गोष्ठि बहुरी किये, हियरा जगे उमंग ॥

યોગી પુરુષ સાથે યોગી પુરુષને જ આનંદ થાય છે. તે પ્રમાણે મહાપુરુષ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ પણ યોગ સિદ્ધ પુરુષ હતા તેથી ભાભારામને પાસે બેસાડી તેની સાથે જ્ઞાનની વાતો કરી. અત્યંત આનંદમય સાથે અર્થ સભર એવી પરમાત્મા પ્રાપ્તિ માટેની યોગ ધર્મની ગોષ્ઠિ કરી.

**सद्‌गुरु इमाम शाहको, अथर्ववेदका ज्ञान ।**
**सोही भाभारामसे, सांई कह्यो बखान ।।**
**योग वासिष्ठ बखानके, साहिब दियो सुनाय ।**
**ता दिन भाभारामको, अखंड आनंद पाय ।।**

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ અથર્વવેદના જ્ઞાતા હતા. અથર્વવેદીય યોગ, ધ્યાન બ્રહ્મવિદ્યા, આત્મશોધન, સમાધિયોગ, રાજયોગ, ભક્તિયોગ, જ્ઞાનયોગ વગેરે સંબંધી ઘણી જ્ઞાન ચર્ચા થઇ. યુગધર્માનુસાર પ્રચલિત ધ્યેય પુરુષની ઉપાસના, ઉપાસનાનું માધ્યમ કળશપૂજા - વારિયજ્ઞ, જ્યોતિસ્વરૂપ આત્માનું ધ્યાન ચિંતન અને લયયોગની ચર્ચા થઇ અને કાળની અપરિમીત ગતિ, માયાનું સ્વરૂપ, માયાપતિનું રહસ્ય વગેરે બાબતોની યોગવાસિષ્ઠયમાંની જ્ઞાનચર્ચા વગેરેના સત્સંગથી સર્વનું મન તૃપ્ત થયું. ભાભારામ, નાયાકાકા, કીકીબાઇ એમના હૃદયમાં અખંડ આનંદ થયો. ઘણા દિવસો પર્યંત સદ્‌ગુરુ મહારાજનો નિવાસ ત્યાં રહ્યો. આજુબાજુના પંથકોમાંથી અનેકાનેક વિદ્વાન લોકો આ જ્ઞાનચર્ચા સાંભળવા માટે આવતા. ભાભારામના આશ્રમને યાત્રાનું સ્વરૂપ મળ્યું. ભાભારામનું મન વારંવાર ગુરુ પ્રેમથી અને તેમના પ્રભાવથી મોહિત થઇ જતું, તેમના જીવનનો આ અદ્‌ભૂત આનંદ અપૂર્વ હતો.

**वंदहु शाह इमामको, ज्ञानीकी गति ओर ।**
**ऐसे संतके चरणमे, सदा रहुं करजोर ।।**
**इमामशाहके चरणमे, झुक गये भाभाराम ।**
**प्रगट साहेबको पेखलो, जो चाहो आराम ।।**



સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનું સાચું સ્વરૂપ યોગી ભાભારામે તત્કાળ જાણી લીધું. તેઓ વારંવાર તે મહાપુરુષના ચરણમાં પ્રણામ કરવા લાગ્યા. જ્યારે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે ત્યાંથી પ્રયાણ કરવાની તૈયારી કરી તે સમયે ભાભારામે તેમના ચરણોમાં દીનતાથી

પ્રણામ કર્યા. તેમનાં વિનય અને નમ્રતાથી સદ્‌ગુરુ પ્રસન્ન થયા અને શુભાશિષ આપી ત્યાંથી પ્રસ્થાન કર્યું. તે મહાપુરુષના આશીર્વાદથી ભાભારામે જગતને સમજાવ્યું કે તમે પ્રકટ બ્રહ્મને જાણો. બ્રહ્મ સ્વરૂપ મહાપુરુષને જાણો તો જ તમને જીવનમાં સાચી શાંતિ પ્રાપ્ત થશે. તમને ખરેખર શાંતિ જોઇતી હોય તો, એટલે કે જન્મ મરણમાંથી નિવૃત્ત થવાનું હોય તો એવા બ્રહ્મરૂપ સદ્‌ગુરુને જરૂર ઓળખી લો. તેમના શરણે જાઓ. તેમના જ ચરણની પૂજા કરો.

**प्रत्येक पात्र परखीने, प्रेमे पूजो पाये ।**
**चौद भुवननो धणी, प्रगट छे जुगमांहे ।।**

ભાભારામના આ શબ્દો હૃદયમાં કોરી રાખવા જેવા છે.

**साधु संत संसारमे, आये परहितकार ।**
**ज्ञानी मुह मत मोडीये, देखत कीजे जुहार ।।**

સદ્‌ગુરુના સમાગમ બાદ બ્રહ્મમય થયેલા ભાભારામના જીવનમાં ઘણું પરિવર્તન આવી ગયું. તેમની કીર્તિ રૂપી સુગંધ દશે દિશામાં કસ્તુરીની જેમ પ્રસરવા લાગી. સંપૂર્ણ માનવ માત્ર સાથે જ નહીં પણ સંપૂર્ણ ભૂત પ્રાણીમાત્રના ચૈતન્ય સ્વરૂપ સાથે તે સમરૂપ બની ગયા. તેમના આશ્રમમાંથી વેરભાવ, રાગદ્વેષ, મોહ, ક્રોધ, તિરસ્કાર વગેરે વિકાર નષ્ટ થયા અને સમતા, શાંતિ અને આનંદના સામ્રાજ્યનો પ્રસાર થયો. અનેકાનેક સંત મહાત્માઓ, સાધુ-યોગીઓ, વિદુષી-સાધ્વીઓ તેમની પાસે આવવા લાગ્યાં. દરેકે તે લોકોત્તર વિભુતિ પાસે હૃદયપૂર્વક જ્ઞાનચર્ચા કરી પોતાનું મન શુદ્ધ, પવિત્ર, પાવન કરી લીધું. પારસમણીના સંપર્કમાં આવેલ કટાયેલું લોખંડ પણ પોતાનો સ્થાઇ ભાવ છોડી સુવર્ણમય બની જાય છે ત્યારે આ ચૈતન્ય સ્પર્શમણીના સાનિધ્યમાં આવ્યા પછી કોણ અતૃપ્ત રહી જાય ?

સાધ્વી કીકીબાઇ પણ શક્ય બને એટલી સેવા ચાકરી કરી આવતાં જતાં દર્શનાર્થીઓનાં સ્વાગત-સત્કાર કરતાં. ભૂખથી પીડિતોનો પોતે ખ્યાલ રાખી બધાને જમાડતાં અને તૃપ્ત કરતાં. સૌને જ્ઞાનબોધ આપી ભાભારામ તૃપ્ત કરતા અને ભૂખ્યાને ભોજન આપી કીકીબાઇ તૃપ્ત કરતાં. આ પ્રકારનું આશ્રમ જીવન અત્યંત સુખમય ચાલતું હતું.



ચરોતર વિભાગમાંના પેટલાદ ગામે સુનીતિદેવી અને નિજાનંદ આ બ્રાહ્મણ દંપતિ રહેતું હતું. ઘણા વર્ષ પર્યંત તેઓ સંતાનહિન હતા. મનોભાવથી સંત સત્પુરુષોની સેવા ચાકરી

કરી સમય વ્યતિત કરતાં હતાં. આ પતિ પત્નિ હોવાથી સદૈવ સેવા પૂજા, ભજન, કિર્તન, સ્વાધ્યાય કરતાં હતાં. સંતોના આશીર્વાદથી ઘણા દિવસો પછી તેમના મનની ઇચ્છા ફળીભૂત થઇ. સુનીતિદેવી સગર્ભા બની પરંતુ નવ માસ, દસ માસ, એક વર્ષ થયું પણ પ્રસૂતી થતી ન હતી. માતાની વેદના તીવ્ર થતી હતી. ઘણા ઉપચાર કર્યા પણ વ્યર્થ. એક નહીં, બે નહીં, પુરા સાત વર્ષ નીકળી ગયાં. મોટા મોટા વૈદ, દેવભક્ત ઋષિ વગેરેએ ઘણા ઉપચાર કર્યા પણ વ્યર્થ. આખરે કોઇ અનુભવી વ્યક્તિએ ચંપકવનમાં જવાની સલાહ આપી. સંત ભાભારામના ચરણે આવી તે સુનીતિદેવીએ પોતાની દારુણ વ્યથાનું નિવેદન કર્યુ.

**सप्त साल प्रसव नहीं होवे, गर्भ बसेरा है दुःखदाय ।**
**ज्ञानी पुरुष वे मायासे, भाग रहे सदा मुक्ताय ।।**

'મહારાજ ! દુઃખની વાત કોને જઇને કહેવી. સાત વર્ષનો ગર્ભ પેટમાં છે. પણ પ્રસવ થતો નથી. કોઇ દૈત્ય તો આ ગર્ભમાં વસેલો નહિ હોય ને ? મહારાજ ! હવે તો મૃત્યુ આવે તો સારૂં, કારણ આ વેદના મને અસહ્ય થઇ રહી છે.'

'માતે ! દુઃખ વિહ્વળ બની જે બોલવું ન જોઇએ તે તું બોલી રહી છે. તારા ગર્ભમાં દૈત્ય નથી પણ કોઇ એક દેવપુરુષ - સંત પુરુષે નિવાસ કરેલો છે. માયાથી હંમેશાં મુક્ત રહેનારા આ મહાપુરુષ મોહમયી મનોહારી માયાથી દૂર રહેવા તેઓ ગર્ભથી બહાર આવવાની ઇચ્છા કરતા નથી. માતે ! બોલ, તારી શું ઇચ્છા છે ? આવનાર બાળકને મુક્ત રાખવાની તારી ઇચ્છા હશે તો તેઓ જરૂર બહાર આવશે. તું જ્યાં સુધી એ આશ્વાસન આપીશ નહીં ત્યાં સુધી તેઓ ગર્ભમાંથી બહાર નીકળશે નહીં. સંત ભાભારામના આ શબ્દો શ્રવણ કરી સુનીતિદેવીએ દઢતાથી જવાબ આપ્યો,

**मुक्त मेरे लालको, संतनको अर्पायजी ।**
**अपने घर सिधाइये, बंधन देहो छुडायजी ।।**

'મહારાજ ! આપ કહો છો તે મને બધું જ માન્ય છે. મારા ઉદરથી પુત્રનો જન્મ થાય તો હું તેને સંત ચરણે અર્પણ કરીશ, હું આપની સાથે વચનથી બંધાયેલી છું.' એવું તે માતાએ સંત પાસે કબુલ કર્યુ.

ભાભારામ બોલ્યા; 'માતાજી ! હવે તું નિશ્ચિત બની ઘેર જા. જે મહાપુરુષે તારા

ગર્ભમાં આશ્રય લીધો છે તે મહાત્મા મુક્ત બની હવે બહાર આવશે.'

સંત ભાભારામને વંદન કરી બંને પતિપત્નિ ઘેર પેટલાદમાં આવ્યાં. ઘેર આવતાંની સાથે જ સુનીતિદેવીએ એક સુંદર પુત્રનો જન્મ આપ્યો. પુત્રનું મુખ જોઇ બંનેને અપાર આનંદ થયો. થોડા દિવસ પછી તે બંને સંત ભાભારામના આશ્રમમાં આવ્યાં. બાળકને જોઇ આનંદી બનેલા ભાભારામે બાળકને પોતાના હૃદય સાથે લગાડયો અને કહ્યું; 'માતાજી, જે માયામાંથી મુક્ત બનવાની ઇચ્છા કરી રહ્યો છે તે આ બાળકનું નામ મુક્તિરામ એવું રાખવું. સંતે તેને મુક્તિરામ નામથી જ સંબોધ્યો. બે ઘડી સંત ચરણે બેસી શુભાશીર્વાદ લઇ બંને પતિપત્નિ પોતાના ગામે પાછાં આવ્યાં.

**बारा बरसके लालको, गुरु चरणमे लायजी ।**
**भाभारामके लाल सोही, मुक्तिराम कहायजी ।।**

બાળક મુક્તિરામનું લાલન પાલન કરવામાં માતાએ અપાર આનંદમાં દિવસો વ્યતિત કર્યા. તે સુખના દિવસો કેવા નીકળી ગયા તે ધ્યાનમાં પણ ન આવ્યું અને અચાનક દુઃખનો અને શોકનો સમય નજીક આવ્યો. બાળક મુક્તિરામ બરાબર બાર વર્ષનો થયો તે સમયે તેણે પોતે જ સંત ભાભારામનાં દર્શનની ઇચ્છા વ્યક્ત કરી. માતા સજાગ બની ગઇ . તેના હૃદયમાં પ્રથમથી જ એ ડર હતો. અજ્ઞાત બાળક પોતે જ સંત ભાભારામના દર્શનની ઇચ્છા વ્યક્ત કરતો હોવાથી તેને તે ટાળી શકતી ન હતી. તેણીના હૃદયમાં ઘણી ઉથલપાથલ મચી ગઇ. બાળકની ઇચ્છા તોડવી તે સારૂં ન હતું. હૃદયનું દુઃખ દબાવી રાખી માતા બાળકને લઇ સંત દર્શન માટે નીકળી, નિજાનંદ બ્રાહ્મણ પણ સાથે હતા.

બાળક મુક્તિરામ માતા-પિતા સાથે ચંપકવનમાં સંત ચરણે આવ્યો. આશ્રમમાં પ્રવેશતાં જ મુક્તિરામે દોડતા જઇ ધ્યાન મગ્ન બેઠેલા ભાભારામના ચરણે મસ્તક નમાવી દીધું તે ઊંચું કર્યુ જ નહીં. મહાપુરુષે ધીમેથી આંખો ખોલીને જોયું તો મુક્તિરામ પોતાના ચરણોમાં પડેલો જોયો. અપાર વાત્સલ્યથી તેના શિર પર હાથ ફેરવી બોલ્યા; 'બેટા મુક્તિરામ ! તું આવ્યો, એવું બોલી ભાભારામે તેને હૃદય સાથે લગાડયો અને સંતોનો તે લાડકવાયો સુપુત્ર ખરેખર સંતના હૃદયમાં સમાઇ ગયો. થોડા સમય પછી સ્વસ્થ બની સંતે તેને પોતાના ખોળામાં બેસાડયો અને પુછયું; 'મુક્તિરામ ! બાળ શા માટે આવ્યો છે ? સુખમાં આનંદમાં છો ને ?

મુક્તિરામ બોલ્યો; 'મહારાજ ! ઘણા દિવસથી મારૂં મન અસ્વસ્થ બન્યું હતું, આપના દર્શનની ઇચ્છા મનમાં થતી હતી. હૃદયની આ વ્યથા માતાને કહી. માતાજી સંમત થયાં અને આપના ચરણે આવવાની અભિલાષા પૂર્ણ થઇ. આપના દર્શનથી હૃદયમાં અપાર આનંદ થયો. હવે આપણા આ પાવન ચરણથી દૂર જવાની ઇચ્છા થતી નથી. આપના ચરણ પાસે જ રહી સમય પસાર કરવો એ જ મનોકામના છે ! મહારાજ, આપ મને આપણા ચરણમાં રાખશો ને ?'

'મુક્તિરામ, તને અહીં મારી પાસે રહેવું છે ?' ભાભારામ બોલ્યા.

' હા મહારાજ, મને અહીં રહેવું, બહું ગમશે. અહીંથી હવે હું કયારેય મારે ગામ જઇશ નહીં.' બાળક મુક્તિરામના આ શબ્દો સાંભળી માતા સુનીતિના હૃદયમાં જાણે કોઇએ ધારદાર છરી ખોસી હોય તેમ લાગ્યું. તેની આંખોથી અશ્રુ વહેવા લાગ્યાં. માતાની આ વ્યથા ભાભારામે દૂરથી જોઇ અને મુક્તિરામને બોલ્યા; -

' બેટા મુક્તિરામ ! તું આ આશ્રમમાં રહેવાની ઇચ્છા કરે છે પણ તારી માતાની શું અવસ્થા થશે ? બાળ, જરા માતાની વેદનાનો વિચાર તો કરી જો.'

માતાનું નામ સાંભળતાં જ બાળકે માતા તરફ જોયું. જોતાંની સાથે જ વ્યાકુળતાથી માતા પાસે ગયો અને માતાને ગાઢ આલિંગન કરી બોલ્યો; ' માતાજી, માતાજી, તમે રડો છો ? શા માટે રડો છે ? તમારા હૃદયમાં આટલી વેદના શાની ? માતે, સંતના ચરણે રહેવાની ઇચ્છા વ્યક્ત કરતાંની સાથે તમને આટલું દુઃખ થાય છે તો હું ન રહું. હું અહીં રહીશ નહી, પણ તમે ન રડો. શાંત થાવ, હું તમારી સાથે જ ઘેર આવું છું. માતે તમને મારા શપથ છે તમે ન રડો. હું સદૈવ તમારો જ છું અને તમારો જ થઇને રહીશ.' એવું કહી મુક્તિરામે માતાનાં અશ્રું લુછયાં. અપાર વાત્સલ્યથી માતાએ પોતાના સુપુત્રને હૃદય સરસો લગાડયો. તે સમયે માતાના હૃદયમાં જે આનંદનું મહાપૂર ઉમટયું તેનું વર્ણન કરવું અશકય છે.

ઘડીભર પછી અપાર આનંદ સુખ સાગરમાંથી જાગૃત થયેલી માતાને ભૂતકાળનું સ્મરણ થયું. જ્યારે ગર્ભ છુટતો ન હતો ત્યારે સંત ચરણે આવી આપણે આપણી વ્યથા કથન કરી હતી. સંતે કહ્યું હતું કે માયા રહિત એવા મુક્તાત્માનો જન્મ થવાનો છે. તે બાળકને જો તું સંસારમાંથી અલિપ્ત રાખવાના શપથ લેતી હોય તો જ તેનો જન્મ થશે.' તે સમયે આપણે

સંમત થયાં હતાં અને વચન આપ્યું હતું કે તે બાળકને હું આપના ચરણે અર્પણ કરીશ. આજે તે જ બાળક પોતે સંત ચરણે રહેવાની ઇચ્છા કરે છે ત્યારે આપણે આ બાળકનો અને આપણા વચનનો વિચાર કરવો જોઇએ. સમય સ્વરૂપે પ્રભુની અકળ ગતિને ન જાણીએ તો વિકટ ભવાટવીમાંથી મુક્તિનો સમય આવશે નહીં. આમ વિચાર કરી માતા સુનીતિદેવી ખરેખર સચેત બની. વાત્સલ્ય પ્રેમના અમૃતથી ભરેલા હૃદયને તેણીએ વજ્રની માફક કઠોર બનાવ્યું અને બોલી;

'બાળ મુક્તિરામ ! તને આ જગ્યાએ રહેવું ગમે છે ને ! બોલ બાલુડા, તને અહીં રહેવું છે ?' માતાએ બાળકને બહુ લાડથી પુછયું. બાળક કશું બોલ્યો નહીં. તે ફરીથી બોલી; ' બેટા, તું બોલતો કેમ નથી ? મને જવાબ આપ.' તેમ છતાં બાળક બોલ્યો નહિ. ત્યારે વ્યાકુળતાથી માતા બોલી; 'બેટા, તું બોલતો ન હોય તો તને આ તારી માતાના શપથ છે. તને સંત પુરુષના ચરણે રહેવું ગમે છે ને ? હું તને જરૂર સંમતિ આપીશ. દીકરા ! ખુલ્લા હૃદયથી તને જે કહેવાનું છે તે કહે. હું તારી ઇચ્છા બહાર જઇશ નહીં. તારી ઇચ્છામાં હશે તેમજ વર્તીશ.

'માતાજી ! હવે પુછવા જેવું શું બાકી રહ્યું છે ? મને પુછવાની કોઇ આવશ્યકતા નથી. તમારા હૃદયમાં શું વેદના થઇ રહી છે, અંતરમાં જે દુ:ખ થઇ રહ્યું છે તે સંતાપની વ્યથા તમે મને પૂછી રહ્યાં છો. આ સ્થાને રહેવાની વાત જ ભુલી જાવ.' બાળક મુક્તિરામના આ શબ્દો સાંભળી માતા અવાક્ બની ગઇ. થોડું મૌન રાખી ફરીથી બાળકને સમજાવવા માટે પોતાના હૃદયની વ્યથા વ્યક્ત કરવા લાગી;

'બેટા ! એક સમયે તું માતાના ઉદરમાં હતો. તારો જન્મ થતો ન હતો, સાત વર્ષ નીકળી ગયાં પણ તારો જન્મ થતો ન હતો ત્યારે આ મહાપુરુષના ચરણે અમે આવ્યાં હતાં. પ્રાર્થના કરી ત્યારે સંતે કહ્યું હતું કે, આ બાળક કોઇ ભક્ત બનશે એવું જણાય છે. તમે એને સંસારથી મુક્ત રાખવાની માનતા રાખતા હો તો તેનો જન્મ થશે. અમે તે સમયે તને માયાના બંધનથી મુક્ત રાખવાનું વચન આપ્યું હતું, ત્યારે તે આ સંતની કરુણાથી તારો જન્મ થયો. બેટા ! તું આ મહાપુરુષનો જ લાલ છો તેથી જ તે અહીં આવવાની ઇચ્છા વ્યક્ત કરતાંની સાથે જ તને અહીં લઇ આવી છું. જો તારૂં મન અહીં રહેવા કહેતું હોય તો અહો ખુશીથી રહે. જ્યારે અમોને તારા દર્શનની ઇચ્છા થશે ત્યારે અહીં આવી તારાં અને સંત પુરુષનાં દર્શન કરી જઇશું.હવે તને ખાત્રી થઇ ને કે તું એક સંત પુરુષનો લાડકવાયો લાલ છો. તું સંત જ થવાને

લાયક છે, એમાં નવાઇ નથી.'

બાળક મુક્તિરામ બોલ્યો; 'માતાજી, તમારી સંમતિ છે એ જાણી મને આનંદ થયો. તમે રાજીખુશીથી મને સંતના ચરણે અર્પણ કરી જતાં હોવ તો જ હું અહીં રહેવા ખુશ છું. પરંતુ શરત એટલી જ કે ઘેર જઇ તારે રડવું નહીં, શોક કરવો નહીં.'

'દીકરા ! રાજી ખુશીથી જ અમે તને સંત ચરણે અર્પણ કરવા માટે આવ્યાં છીએ. અમને ખરેખર આનંદ જ છે. અમારો પુત્ર સંત બનશે, દેવભક્ત થશે એનું અમને કેટલું બધું સ્વાભિમાન રહેશે. જગત કાર્ય, કરવા માટે, લોક કલ્યાણ માટે એક જીવન પુષ્પ ત્યાગ બુધ્ધિથી અમે ઇશ્વર ચરણે સમર્પિત કર્યુ તેની ઉજ્જવલ કીર્તિરૂપ સુગંધ ચારે તરફ પ્રસરે તો અમારા મનને કેટલો આનંદ થશે. દીકરા ! તારૂં હૃદય સંતનું છે. ઇશ્વર કાર્ય તારા હાથથી થવાનું છે. અમે પામર જીવ એક સાધન માત્ર છીએ, પરંતુ દીકરા ! તારા જીવન સાથે તું અમારો જન્મ પણ ધન્ય બનાવજે ! તારા જેવો કુલ દીપક પુત્રનાં માતાપિતા થવાનું ભાગ્ય અમોને મળ્યું છે. અમારૂં જીવન ધન્ય બન્યું.' હર્ષાતિરેકથી માતાનું હૃદય ભરાઇ ગયું. હવે તેણીના નેત્રોમાંથી પ્રેમાશ્રુનો પ્રવાહ વહેતો થયો, પોતાના બાળકને હૃદય સાથે ચાંપી અપાર પ્રેમથી ચુંબન કર્યુ. આખરે તેનો હાથ ઝાલી સંત ભાભારામ પાસે તેને લાવી બોલી;

'મહારાજ ! ઘણાં વર્ષો પહેલાંની માનતા પૂર્ણ કરવાનો સુયોગ આજે આવ્યો છે. આ બાળક આપનો જ છે. આપે જ અમોને આપ્યો હતો. આ બાળકને આપના ચરણાવિંદે અર્પણ કરવામાં ઘણી ધન્યતા અનુભવીએ છીએ. મહારાજ ! આજથી આ પુત્ર આપનો છે. તેની આપ સંભાળ કરો. એવું બોલી માતાએ મુક્તિરામનો હાથ સંત ભાભારામના હાથમાં આપ્યો અને તેઓએ પણ અપાર મમતાથી તે બાળકને પોતાના ખોળામાં બેસાડયો. માતાપિતાએ સંત ચરણને પ્રણામ કરી ઘેર જવા સંતની અને બાળકની રજા લીધી.

ગુરૂના આશ્રમમાં રહી મુક્તિરામને પરમ સુખની પ્રાપ્તિ થઇ. એક સમયનો પુણ્યશાળી આત્મા યોગી બન્યો. સોળ વર્ષની ઉંમરે મુક્તિરામે સંત ચરણે વંદન કરી આજ્ઞા માગી કે, 'ગુરુજી મને ધ્યાન મગ્ન થવું છે,' ગુરુજીએ કહ્યું; 'બેટા તું ગિરનારમાં જા. ગુરુ દત્તાત્રયને પ્રસન્ન કરી યોગસાધના પૂર્ણ કરી લે.'



**सोला बरसकी उंमरमे, जाय पहूँचे गिरनार ।**
**घ्यानी बैठे घ्यानमे, रिझे दत्तगुरु दातार ।।**

ભક્ત મુક્તિરામે તપશ્ચર્યાથી ગુરુ દત્તાત્રયને પ્રસન્ન કર્યા. દર્શન આપતાં દત્તાત્રેયે મનોવાંછિત વરદાન માગવા જણાવતાં મુક્તિરામ બોલ્યા; 'મહારાજ, આપ સદા સર્વદા મારા પર પ્રસન્ન રહો.' એ જ માગણી છે. ગુરુ દત્તાત્રેય તથાસ્તુ બોલ્યા અને તેના શિર પર વરદહસ્ત મૂકી અંતર્ધાન પામ્યા. એ જ મુક્તિરામ સંત ભાભારામનો પટ્ટશિષ્ય બન્યો. ભાભારામ મહારાજે પોતાની પશ્ચાત તેને ગાદી અર્પણ કરી હતી.



એક સમયે ભાભારામ પોતાના આશ્રમમાં ધ્યાનસ્થ બેઠા હતા ત્યારે એકાએક તેમને અવાજ સંભળાયો. 'ભાભારામ ! આપ મળવા માટે કુકસમાં આવવાના હતા પરંતુ હજુ-સુધી આવ્યા નહીં. હમણાં જ આવો, વિલંબ કરશો નહીં.' આ અગમ્ય અવાજ સાંભળી ભાભારામ તાત્કાલિક કુકસ જવા માટે પ્રયાણ કર્યુ. આદેશ થવાથી કંઇક વિશેષ હશે એવું જાણી કીકીબાઇ પણ તેમની સાથે નીકળ્યાં. ત્યાં જઇને જોયું તો સંત નાયાજી સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ સાથે કંઇ અગમ્ય જ્ઞાન ગોષ્ઠિ કરતા જણાયા.

**सद्‌गुरु संगमे, शाणाजी आये तेही ठाम ।**
**भाभारामको देखते, हियरा पहूँचे हाम ।।**
**सद्‌गुरु इमाम के चरणमे, बैठे शिर झुकाई ।**
**साहिबको भली भातसे, दिलकी गती सुनाई ।।**

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ સાથે તેમના પ્રેમાળ શિષ્ય શાણાજી પણ કુકસ આવેલ હતા. ભાભારામને જોતાંની સાથે જ શાણાજીના હૃદયમાં અપાર આનંદ ઉભરાયો. તેમની સાથે બહેન કીકીબાઇને પણ જોઇને તે સર્વેને અત્યંત આનંદ થયો. સર્વ અધિકારી જીવન મુક્ત મહાત્માઓનું તે અદ્‌ભુત ભાવ મિલન હતું. સર્વ યોગીશ્વરોનું આ પ્રેમ મિલન સંત નાયાજીની ઇચ્છાનુસાર કુકસના તેમના આશ્રમમાં થયું હતું. તેનાથી નાયાજીને વિશેષ આનંદ થયો.

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના ચરણે મસ્તક નમાવી યોગી ભાભારામ તેમની પાસે આવી બેઠા. અપાર વાત્સલ્ય ભાવથી સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજએ તેમને ક્ષેમકુશળના સમાચાર પૂછ્યા અને પછી હૃદયની વાત કરી;



કે હે 'પ્રિય ભાભારામ ! પ્રિય નાયાજી ! પ્રેમી શાણાજી ! પ્રેમી હાજરવીર ! વિદુષી

કીકીબાઈ ! તમે પાંચે જણ મારા પંચ પ્રાણ છો. અનંત કાળથી યોગ વિદ્યાની સાધના કરતાં કરતાં આજે આપણે આ સ્થળે એકત્ર મળ્યાં છીએ. આજે આ આપણું ભાવ મિલન શા માટે થયું છે તે હું તમને જણાવું છું. આપણે જે સદ્ધર્મનું નિશાન લઇ જગતમાં આજ પર્યંત વિચરણ કર્યુ તે સતપંથ સનાતન ધર્મને ઉજ્જવલ યશ પ્રાપ્ત થાય, આપણે સાથે મળી દુન્યવી લોક માનસ પર ધર્મની સારી છાપ પડે, લોકોએ તે ધર્મના તત્ત્વ અનુસાર પોતાના જીવનની ઉન્નતિ થકી જીવનનું સાર્થક થાય અને આપણા સમાજ બાંધવો ઉત્કર્ષ કરી લે એ જ આપણો ઉદ્દેશ્ય છે.

ધર્મ તત્ત્વો બહુ ગહન હોય છે, બુધ્ધિની ચંચળતાથી માનવીનું મન, અસત્યને જ સત્ય માની પોતે અને પોતાની સાથે બીજાને પણ ગુમરાહ કરી લે છે અને પરિણામે દુ:ખી બને છે. તેઓ પોતે અને પોતાના સમાજ સાથે નીચલા સ્તરે જાય છે. આ માટે મિથ્યા અવિદ્યા, માયાવી વિકારોનો ત્યાગ કરાવવો. નિર્લોભથી પીડાયેલા લોકોની સેવા કરવી. આપણા પરમ ઉજ્જવલ વૈદિક સનાતન ધર્મના તત્ત્વોની જાળવણી કરવી.

આજે આપણા સતપંથ ધર્મ પર બહુ મોટા મોટા પ્રહારો થઇ રહ્યા છે. વૈદિક સનાતન ધર્મનો ક્ષણે ક્ષણે હ્રાસ થઇ રહ્યો છે. તેનો તમામ બાજુએથી વિકાસ રૂંધાઇ ગયો છે. ધર્મ રક્ષકોના આળસથી અને લોભીવૃત્તિથી ધર્મ અને કર્મ માર્ગમાં શિથિલપણું આવ્યું છે, વિધર્મીઓનો જોર જુલમ વધી રહ્યો છે. ધર્મ રક્ષકો ઐહિક અને પારલૌકિક સુખો માટે દોડે છે. તેથી સામાન્ય પ્રજા તેનાથી ત્રસ્ત બની જેમ જાળમાં ફસાઇ પડેલી માછલી હોય તે પ્રમાણે તેમની અવસ્થા થઇ ગઇ છે.

ભારતમાં સુલતાનશાહી અને કુટુંબશાહી અને પરિણામે તાનાશાહી વધુ પ્રબળ થતી જાય છે. કાળ ઝડપથી બદલાઇ રહ્યો છે. આપણી ઐહિક ઉન્નતિ જ નહીં પણ આપણે ભવિષ્યમાં સુખથી આપણું ઘરબાર તો સંભાળી શકીએ કે કેમ એવી ભ્રમણામાં સર્વ પ્રજા પડેલી છે. પ્રજા અસ્થિર બની છે. લોકો વિધર્મીઓના જોર જુલમ અને જબરદસ્તીને લીધે પિડીત થઇ રહ્યા છે. એવા સમયે પ્રજા સત્ય ધર્મ તરફ દોડ કરે તે જ લોક જાગૃતીનું કાર્ય આપણે કરવું છે. જનતાને ઐહિક, પારલૌકીક અને પારમાર્થીક સુખ મળે અને તેમની સર્વાંગી પ્રગતિ થાય, આપણા મૂળ સનાતન ધર્મની જાણ થાય અને તે અનુસાર તેમને કર્મ-ભક્તિ-જ્ઞાન, વૈરાગ્ય-મુક્તિ આ તત્ત્વ પ્રણાલીની જાણકારી મળી રહે, ધર્માચરણ સુલભ બને તે માટે

તેઓ સમજી શકે એવો સરળ, સહેલી ભાષામાં ઉપદેશ તેમને કરવો પડશે. વર્ણાશ્રમ ધર્મ પદ્ધતિનું સ્વરૂપ લય પામેલું જણાય છે. તે આપણા સનાતન ધર્મને આપણે આધુનિક વિચારના આધારે ઉજાશ આપવો છે. માનવ માનવોમાં પ્રેમભાવ, આત્મિયતા રહે તે માટે આપણે પ્રયત્નશીલ રહેવું જોઇએ. આપણા પ્રાચીન ઋષિવર, મુનિવર, ભક્તવર, યોગીશ્વર જે માનવધર્મનું આચરણ આપણને શીખવી ગયા તે જ 'સત્' માર્ગ આપણે સ્વીકારી તેનો જ પ્રચાર પ્રસાર કરવો જોઇએ.



આ ધુરા આપણે ખભા પર લઇ આજથી જ આ કાર્યમાં લાગી જવું. અર્થાત્-આ કાર્ય કરતી વખતે આપણને કઠિન અડચણો આવશે. લોકદ્વેષ, મત્સર, તિરસ્કાર, નિંદા થશે પણ સત્ય ધર્મની જાણ થતાં તેમને તેનું મહત્વ જણાઇ આવશે, તે માટે આપણે કોઇનો પણ દ્વેષ કરવો નહીં. ખરાબ ભાવનાથી કોઇની સાથે પણ વર્તવું નહીં. આપણા તપશ્ચર્યાના બળ થકી પ્રયત્નથી, ચીવટથી અને ખંતથી આ કાર્ય કરવું એવી મારી આંતરિક અભિલાષા છે. પ્રિય યોગીશ્વર ભાભારામ ! પ્રિય યોગીશ્વર નાયાજી ! મેં કહ્યું તે આપના ધ્યાનમાં આવ્યું ને ?

**योगीसे योगी मिले, मानो सुहागरात ।**
**ताथे भाभारामको, याद किये भली भात ।।**
**अवनी तलपे आयके, सदा परहित कार ।**
**जात बरन कहा योगीको, बडो मानवसे प्यार ।।**

યોગીશ્વરો યોગીશ્વરોનો સમાગમ થયા પછી રાત અને દિવસ શું, સર્વ સમય તેમનો અમૃતમય જ્ઞાનચર્ચામાં પ્રસાર થઇ જાય છે તેમને સમયનો જ્ઞાત પણ રહેતો નથી. સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજએ ભાભારામને આ માટે જ અહીં બોલાવ્યા હતા. ભાભારામ પરમ યોગી છે, એવું તેઓએ જાણી લીધું હતું. તેથી ફરીથી તેમને બોલ્યા; 'આ અવની તલ પર સિદ્ધ પુરુષ - સંત પુરુષ આ માટે જ અવતરે છે. તેઓ વંશ, વર્ણ, જાતી કે કોઇપણ ભેદ ન જોતાં, પૃથ્વી મુજબ નિશ્ચલ સ્થિર રહી કાર્ય કરે છે. તેમને તો માનવજાત પર પ્રેમ હોય છે અને તે પ્રેમ ખાતર જ આપણે તમામ યોગીશ્વરોનો આ સ્થળે મેળાપ થયો છે.



**संप्रदायकी झपटमे, योगी नहीं लिपटाय ।**
**दिल चाहे सोही नाम से, साहिब के गुण गाय ।।**

हरिके नाम हजार है, राम कहो या कान ।
जो तेरे दिलमे बसे, सोही तेरे दिलजान ।।

'યોગી પુરુષોને મત મતાંતર, સંપ્રદાય-પંથ ભેદ હોઇ શકે જ નહીં. દુનિયામાં ઇશ્વર એક, તે ઇશ્વરને જોઇને મળવાનો માર્ગ એક, તેનાં નામ અનેક, રુચિ મુજબ તેની ઉપાસનાના ભેદ અનેક. પરંતુ અંતિમ લક્ષ્ય માત્ર એક જ. તેથી યોગી પુરુષે અંતિમ ધ્યેય પ્રાપ્તિ માટે જગતના માયામય વિકારથી અલિપ્ત રહેવું એ ઠીક છે પણ ઇશ્વરોપાસનાનો ભેદ માનવ માત્રને કહેવા માટે - લોકસંગ્રહ માટે તેઓએ નિર્લેપ ભાવે કર્મ ધર્મના માર્ગનું આચરણ કરવું. આખરે તમો યોગી જ રહેવાના છો.'

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના મુખેથી આ દિવ્યોપદેશ સાંભળી તે સર્વ ભક્તમંડળને આનંદ થયો અને ધર્મ પ્રચારના કાર્યનું વહન કરવાનો નિશ્ચય કરી સદ્‌ગુરુ ચરણને નમ્ર ભાવે સાષ્ટાંગ પ્રણામ કરી મનના ભાવપુષ્પ ગુરુ ચરણે અર્પણ કર્યા.

ભાભારામ બોલ્યા; 'કૃપાળુ સદ્‌ગુરુ મહારાજ, આપે અંગિકાર કરેલ સત્યધર્મ સતપંથનું ઉપદેશ કાર્ય જગતના કલ્યાણ માટે કરવા અમે કટિબદ્ધ છીએ પરંતુ મહારાજ, આપના કૃપાશીર્વાદ સિવાય તે પૂર્ણ થઇ શકે નહીં, અમને તે માટે સત્પ્રેરણા આપો. સતપંથની આચાર સંહિતા આપ અમને કહો. આહાર-વિહાર-વિવેક-વિચાર એની યોગ્ય મેળવણી કરી આત્મજ્ઞાન પ્રાપ્તિનો ઉપાય કથન કરો. મનુષ્ય કર્મ વિમુક્ત બની અંતે ઇચ્છિત ધ્યેય જે આત્મસાક્ષાત્કાર કેવી રીતે પ્રાપ્ત કરી લે છે અને નિષ્કામ કર્મબુધ્ધિથી જીવન મુક્ત અને વિદેહ મુક્ત થઇ શકે છે. આ સર્વ અમોને કહો. અમે આપના દાસ શરણાગત સેવક છીએ. દયાવાન નિર્લિપ્ત આત્મવાન ગુરુ મહારાજ, આપના ચરણે અમે તન, મન અને આત્યંતિક ઇચ્છાથી યાચના કરી રહ્યા છીએ તો અમારી અભિલાષા પૂર્ણ કરો. સર્વેએ સદ્‌ગુરુ ચરણે દંડવત્ પ્રણામ કર્યા.

આપણા પરમ પ્રેમાળ ગુરુભક્ત અનુચરોની અભિલાષા સદ્‌ગુરુ મહારાજે પૂર્ણ કરી. તેઓએ ઉપદેશ કરેલું તે અમુલ્યજ્ઞાન ગુરુવાણી, યોગવાણી, ચેતાવણી, શિક્ષાપત્રી, નિષ્કલંકી ગીતા વગેરે ગ્રંથોમાં ગ્રંથીત કરેલું છે. (ગદ્ય અને પદ્ય રૂપે અને અલંકારી ભાષાથી યુક્ત હોવાથી અને વરિષ્ઠ યોગીઓ માટે તે સંક્ષિપ્ત ઉપદેશ હોવાથી અને પૂર્ણ વિવરણ સિવાય સામાન્ય લોકોને તે સમજવા જરા કઠિન જણાય છે.)

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના મુખારવિંદથી શ્રવણ કરેલું તે અમૃતબિંદુ સર્વ સદ્‌ભક્તોએ પોતાના શ્રવણેન્દ્રિય દ્વારા હૃદયગ્રંથીમાં સંગ્રહીત કર્યું. સર્વ પરમાનંદના સામ્રાજ્યમાં મગ્ન બની ગયા. પછી સદ્‌ગુરુ મહારાજની પરમ આદરથી સ્તુતિ કરી ભાભારામ બોલ્યા :

**इमामशाह गुरु देवका, पाया पवित्र विचार ।**
**भाभारामके हियरा, सचमुच हुवा-उजीयार ।।**
**जा दिन मिलके बिछरे, ता दिनकी रही याद ।**
**प्रगट सद्‌गुरु पायके, हम ही हुवे आबाद ।।**

'સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનું દર્શન ખરેખર મહાન પવિત્ર અને પાવનકારી છે. મારૂં આખું જીવન આજે ધન્ય બની ગયું. આ પહેલાં જ્યારે મને તેમનું એક ક્ષણ માટે જ દર્શન થયું હતું અને પછી અનંત કાળનો વિયોગ થયો હતો ત્યારે જ તેમના દર્શન સત્સંગની ઉત્કંઠ ઇચ્છા મને થતી હતી. આ પ્રગટ સ્વામીને પ્રાપ્ત કરી મારૂં જીવન ખરેખર ધન્ય થયું છે.'

**सद्‌गुरु इमामको पेखना, सुमत दिये किरतार ।**
**गाफिल मोल गमाइया, अवसर जै हो हार ।।**
**बेर बेर मत पाइये, पिव मिलनको दाव ।**
**पेखो सांई इमामको, यही जीवनको लहाव ।।**

જો તમને ઇશ્વરે ખરેખર સુમતિ આપેલ હોય તો તમે સદ્‌ગુરુશ્રી ઇમામશાહ મહારાજને જાણી લો. અસાવધ રહી અમુલ્ય તક ગુમાવી દેશો તો પશ્ચાત્તાપ કરવાનો સમય આવશે. વારંવાર એવા અવતારી પુરુષનું મિલન થઇ શકતું નથી. દર વખત એવો અમુલ્ય સમય સાધી શકાતો નથી. તેથી ગમે તે પ્રયત્ને તમે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજને જાણી લો, તેમાં જ આપણા અમુલ્ય જીવનની સાર્થકતાનું મૂલ્ય છે. જે ભાગ્યવાન જીવાત્માઓએ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના અવતાર કાર્ય અને તેમના સદ્‌વિચારોને જાણ્યા તે સદ્‌ભાગ્યવંતોના ચરણે આ ભાભારામ નમન કરે છે. કારણ કે તેઓ ખરેખર શ્રેષ્ઠ છે, આ પ્રકારે ભાભારામે મુક્ત કંઠે સદ્‌ગુરુની સ્તુતિ ગાઇ અને આગળ બોલ્યા;



**नायाजीकी संगमे, गुंज बोले गुरुसाहेब ।**
**शाणाजीसे मिलीया भाभा गुण गंभीर ।।**

नायाजीसे बहुरी मिले, स्वामीका दिदार पाय ।
शाणाजी तोहे मिलनको, हियरा रहे तडपाय ।।

શાણાજી આપ ખરેખર ભાગ્યવાન છો. યોગી નાયાજીની અને સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનું મિલન થયું હતું પણ આપણું મિલન થવું અશક્ય હતું, તે મારૂં ભાગ્ય આજે ઉદય પામ્યું, તમને જોઇ આજે ખરેખર મને સ્વર્ગીય આનંદ થયો છે.

आज अचानक मिल गये, हियरा हुआ मगन ।
शाणाजी तोहे धन्य है, गुरु से लगी लगन ।।
भाभाराम गुरुदेवकी, गति न जाने कोई ।
जेही गुरुका बनी रहे, सोही गुरुका होई ।।

'પ્રેમાળ ગુરુ બંધુ શાણાજી ! આપ સદ્‌ગુરુમાં અનન્ય પ્રીતિ લગાડી ધન્ય બની ગયા છો.

શાણાજી બોલ્યા; 'ભાભારામ ! સદ્‌ગુરુની ગતિ કોઇ જાણી શકતો નથી. પણ જે સદ્‌ગુરુના પ્રેમી બની રહે છે તે જ સદ્‌ગુરુનો અનુજ (અંશ) બને છે.'

योगी होकर आईया, भाभा परहितकार ।
मै तो गुरु चरणमे, बैठ रह हुं निरधार ।।
गुरु बीन मेरा कोई नही, सोही बडे दातार ।
नैया बहे मजधारमे, साहिब खेवन हार ।।

ભાભારામ ! આપ તો યોગી પુરુષ છો. જનતાના કલ્યાણ માટે આવેલા છો અને હું તો ફક્ત સદ્‌ગુરુના ચરણે શાંતિથી બેસી રહેનારો છું. કારણ કે મારા માટે અન્ય કોઇ જ હિતકારી નથી. આ વિકટ ભવસાગરમાં ગુરુ સિવાય અન્ય કોઇ પણ તારણહાર નથી.

गुरुको कबहु ना भूलो, गुरुसे बडा न कोई ।
शाणाजी साची कहे, गुरु करे सो होई ।।

मेरे गुरु इमामको, मैने पेखा लिया सांई ।
सोही समर्थ साईंया, पहूँचा वही भवतीर ।।

તેથી તો કહું છું કે આ સત્ય સદ્ગુરુને ક્યારેય ભૂલશો નહીં. તેમનાથી કોઇ પણ મોટા નથી. એ સદ્ગુરુ જે કરે છે, જે કહે છે, તે જ બને છે. અગમ્ય આગમ-નિગમનું રહસ્ય તે જ જાણી શકે છે. તે જ પ્રેરણા આપી પ્રાણીમાત્ર દ્વારા જગતકાર્ય કરાવી લે છે. દીન દુર્બલ લોકોની પીડા મટાડે છે. તેથી તેમને સદ્ગુરુ કે યુગ ગુરુ પણ કહે છે. ભવ રોગથી વ્યથીત થયેલા રોગીઓને પણ તેઓ આત્મકલ્યાણના બોધ દ્વારા આશીર્વાદથી સુધારે છે તેથી તેમને ભવતારણહાર પણ કહે છે. આ તેમની વિવિધ ભૂમિકાઓ જાણી મેં તેમના ચરણ પાસે જ નિવાસ કરવાનો સંકલ્પ કર્યો છે. તેઓ સર્વ સમર્થ છે. હું એક પામર જીવાત્મા સૂર્ય સામે આગીયા સમાન છું. પણ તેમનો જ અંશ હોવાથી તેઓ મારો બાહુ પકડી ઉદ્ધાર કરશે જ એવી મને ખાત્રી છે. આ પ્રકારે શાણાજીએ મુક્ત કંઠે ભાભારામ પાસે સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનું યશોગાન ગાયું.

**पतित पावन सांईया, मोरे गुरु इमाम ।**
**शाणाजी मत भुलीयो, सद्गुरुको नाम ।।**
**सत्संगा गुरु साहेबका, सारी रेन बीताय ।**
**भोर ही शिर झुकायके, योगी हुवे बिदाय ।।**

સંત નાયાજીના ધામમાં બેસી સત્સંગ કરી સદ્ગુરુશ્રી ઇમામશાહ મહારાજના સંગમાં રહી યોગી ભાભારામે આખી રાત્રી પસાર કરી. મહાપુરુષની સાથે બેસી અગમ્ય જ્ઞાન સમજી લેવામાં રાત્રી ક્યારે પુરી થઇ ગઇ તેની પણ ખબર ન પડી. અરુણોદય થયો ત્યારે જ બધાને સ્મૃતિ થઇ કે રાત્રી પૂર્ણ થઇ છે. સદ્ગુરુ શ્રીના મુખારવિંદમાંથી ઝરતાં જ્ઞાન અમૃત સરોવરમાં યોગી ભાભારામ, સત્ તત્ત્વ જાણનારી યોગીની કીકીબાઇ, સંત નાયાજી, સંત શાણાજી, સંત હાજરવીર અને અન્ય સદ્ભાગ્યવાન જીવાત્માઓ યથેચ્છ વિહાર કરતા હતા. ત્યારે સૂર્યોદય થયો અને ભગવાન સહસ્ત્ર રશ્મિ સવિતા નારાયણ પોતાના સહસ્ત્ર લક્ષાવધી કિરણો વડે અવનિ તલ પર અંધકાર દૂર કરી ચિન્મય પ્રકાશ પ્રસવતા આવ્યા. ત્યારે સંપૂર્ણ યોગી મંડળ-સત્સંગી મંડળ વિઘટન થવાની તૈયારી કરવા લાગ્યું. સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના ચરણે સાષ્ટાંગ પ્રણામ કરી સંત ભાભારામ, સાધ્વી કીકીબાઇએ સદ્ગુરુશ્રીની રજા લઇ ચંપકવન તરફ પ્રયાણ કર્યું. અપાર વાત્સલ્યભાવે અશ્રુપૂર્ણ દૃષ્ટિ સદ્ગુરુ મહારાજે એ બંને બંધુ-ભગિની પર ફેરવી પછી તેઓ પણ પોતાના રથમાં બેસી સંત નાયાજીની રજા લઇ પોતાના

ધામ પ્રેરણાપીઠ (પીરાણા) તરફ જવા પ્રસ્થાન કર્યુ.

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના મિલન પછી સંત ભાભારામે પાવન તીર્થ પર્યટન શરૂ કર્યુ. સર્વ તીર્થક્ષેત્રમાં જઇ તેઓએ અનેક સાધુ સંત સત્પુરુષો સાથે મેળાપ કર્યો. સુલતાનશાહીના જોર જુલમથી ત્રસ્ત થયેલી પ્રજાનું કલ્યાણ કેવી રીતે કરવું એ વિટંબણામાં ફરતા હતા ત્યારે તેઓએ અનેક દીન દુ:ખીઓને સાંત્વના તેમજ હૈયાધારણ અને જાણકારી આપી કે આપણે જ આપણી ઉન્નતિ કેવી રીતે કરવી. અનેક ધર્મદાય સંસ્થાઓની સ્થાપના કરી તે મારફતે જનસેવાનું કાર્ય શરૂ કર્યું. ગામેગામ ફરી લોકજાગૃતિ કરી મંદિરો, દેવઘરો, પૂજાગૃહોની સ્થાપનાઓ કરી. લોક શિક્ષણ અને ધર્મ શિક્ષણનું કાર્ય શરૂ કર્યુ. સદ્‌ગુરુ મહારાજે સોંપેલી કાર્યવાહી શિર પર લઇ તેવોએ સૌરાષ્ટ્ર, કચ્છ, ઉત્તર ગુજરાત, મધ્યપ્રદેશ, ખાનદેશ-મહારાષ્ટ્ર, દક્ષિણ ગુજરાત વગેરે પ્રદેશોમાં લગભગ બાર વર્ષ પર્યંત ધર્મ પ્રચાર કાર્ય કર્યુ. માર્ગમાં તેમને અનેક યોગી, સંત, સત્પુરુષો મળ્યા. બધાએ તેમના કાર્યનો આદર કર્યો અને તેમના હિત-યશ માટે પ્રાર્થના કરી.

સંત ભાભારામના જીવનમાં અનેક કસોટીના પ્રસંગ પણ આવ્યા. ભગવંતના અનેક મોહિની માયા સ્વરૂપોએ તેમને આકર્ષવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેમનું વ્રત નિયમ એકનિષ્ઠ નિશ્ચલ હોવાથી તેમજ મનનો દઢનિશ્ચય હોવાથી સર્વને નમાવી તેમને ઇશ ભજનમાં લગાડયા. અનેક સતી પતિવ્રતા ભક્તિમયી સ્ત્રીઓને પ્રભુ પ્રાપ્તિનો માર્ગ દર્શાવી પરમ જ્ઞાની બનાવ્યાં. સંત સાધ્વી કીકીબાઇની સાથે રહેવા બાબતે પણ અનેક લોકાપવાદ સહન કરવા પડયા હતા, પરંતુ સંત ભાભારામ સર્વ વાતોથી અલિપ્ત હોવાથી નિર્વિકાર અને નિરીચ્છ બુધ્ધિથી તેઓએ કર્તવ્યની ધુરા પોતાના શિર પર વહન કરી.

જીવનની સંધ્યા સમયે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના સંદેશાનુસાર સર્વ સદ્‌ભક્ત સદ્‌ગુરુના નિવાસસ્થાને વધુ એક વખત મળ્યા. સદ્‌ગુરુ શ્રી મહારાજે પોતાના પ્રેમાળ આજ્ઞાધારી સદ્‌ભક્ત ગણનો બહુ આદર કર્યો. સદ્‌ગુરુ શ્રી મહારાજની અપેક્ષાઓ બધાએ પૂર્ણ કરી હતી. લોકજાગૃતિ, ધર્મપ્રચાર, વૈદિક પુરાતન સંસ્કૃતિનો પ્રસાર એ કાર્ય તેમના બધા સદ્‌ભક્તોના પ્રયત્નથી ઠેર ઠેર શરૂ થયું હતું. ઘણા સ્થળે ધર્મશાળા, મંદિરો, પૂજાગૃહો, દેવઘરોની સ્થાપના થકી સતપંથ સનાતન વૈદિક પદ્ધતિનુસાર ઘટપાટ મહાપૂજા વારિયજ્ઞવિધિ શરૂ થયાં હતાં. સત્સંગ, ધર્મસભા, ધર્મચર્ચા, કથાકીર્તનો, મેળાવાઓ દ્વારા ગુરુદ્વારે સનાતન સંસ્કૃતિનું

શિક્ષણ કાર્ય શરૂ થયું હતું. સદ્ગુરુ મહારાજે અપેક્ષિત કરેલાં સર્વ કાર્યની પરિપૂર્તતા થઇ હતી. અત્યંત આનંદથી તેઓએ સૌ સદ્ભક્તોનો ભાવપૂર્વ આદર કરી આશીર્વાદ આપ્યા. કર્તવ્ય પૂર્તીનો સંતોષ સર્વના ચહેરા પર દેખાતો હતો.

સદ્ગુરુ શ્રી મહારાજની વિદાય લઇ સંત ભાભારામ પોતાના આશ્રમે આવ્યા.

ઘણો સમય પસાર થયો તેની સાથે સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ, તેમના પરમ સેવક હાજરવીર, સંત નાયાજી યથાયોગ્ય સમયે સમાધિસ્થ થયા બાદ ભાભારામનું મન પણ હવે વિરક્ત અને મુક્ત થવાની ઇચ્છા કરતું હતું. તેમની આ મન સ્થિતિ જોઇ સાધ્વી ફીકીબાઇ અને તેમના બધા સદ્ભક્તો ઉદાસ થઇ ગયા.

**जनता तब रोवन लगी, भक्त रुवे चोधार ।**
**दयानिधि गुरुदेवजी, ता दिन किये निरधार ।।**
**भक्त हेत सदा रहे, हम ही बारह मास ।**
**पिछे भादो पंचमी, निर्वाण करही खास ।।**

સંત યોગી ભાભારામે સમાધિસ્ત થઇ આ જગતની વિદાઇ લેવાની વાત કરવાથી સર્વ લોકો ખૂબ ઉદાસ બની અશ્રુ ઢાળવા લાગ્યા. લોકોએ અનેક વિનંતીઓ કરી. ત્યારે તેમને દિલાસો આપતાં સંત ભાભારામે કહ્યું કે; તમારા આગ્રહ ખાતર હું વધારાના થોડા દિવસો થોભું છું પરંતુ આવતા ભાદ્રપદ શુદ્ધ (સુદ) પંચમી-ઋષિપંચમીના દિવસે હું અહીંથી મહા પ્રયાણ કરીશ. જન હિત માટે સંતે પોતાનું મહા પ્રયાણ થંભાવ્યું એ સત્ય જાણી ભાવિક લોકો સમજી ગયા કે હવે જો આપણે સ્વનું હિત સાધીશું નહીં તો પસ્તાવો કરવો પડશે.

**सदगुरु यहाँसे जायगे, फिर नहीं असो दाव ।**
**भाभाराम के चरणमे, मनवांछित फल पाय ।।**
**दु:खियन बहुरी आयके, गुरुको अरज सुनाय ।**
**कृपानिधान गुरुदेव, करुणा मेह बरसाय ।।**



ગુરુદેવના ચરણે નમન કરી મનોવાંચ્છિત પ્રાપ્ત કરવા માટે ભાવિક હરિભક્તો અધીરા થયા. અનેક દીન દુ:ખીઓ આવ્યાં અને પોતાની વ્યથા કહી. ભાભારામે તેમનાં દુ:ખ દૂર કર્યાં. કેટલાક અનુરાગી એવા હતા કે તેમના હૃદયની વ્યથા શાંત થતી ન હતી. તેઓ તો ગુરુજી

અમને તમારી સાથે લઇ જાવ તેવી વિનંતી કરતા હતા. ભાવિકોની આ વેદના જાણી સંતે સૌને હૃદયથી મનોવાંચ્છિત માગવા કહ્યું. આશાવાન જીવ સમયાનુસાર ઐહિક, પારલૌકિક સુખની અપેક્ષા કરતા હતા, કોઇ ધર્મ, અર્થ, કામની અપેક્ષા વ્યક્ત કરતા હતા, કોઇ રોગમુક્ત થવાની તો કોઇ સંકટ મુક્ત બનવાની અપેક્ષા કરતા હતા. તે સર્વની ઐહિક મનોકામના પૂર્ણ થવાનો આશીર્વાદ સંતે આપ્યો. કેટલાક સદ્‌ભાગ્યવાન જ્ઞાન, ભક્તિ, મુક્તિની અપેક્ષા કરતા હતા. તેમને પણ ગુરુજીએ દિલાસો આપ્યો. કેટલાક અભાગીઆઓ સંત પાસે આવીને ખાલી હાથે પાછા પણ ગયા. પૂર્વ જન્મનું સુકૃત જેનું બલવત્તર હોય છે તેને જ આવા સંતનો સહવાસ પ્રાપ્ત થાય છે અને પોતાની મનોકામના પૂર્ણ બને છે. અભાગીઆઓને તેનું ભાન રહેતું નથી.

સંત ભાભારામના સદ્‌ભક્તોના હૃદયમાં બહું વિટંબણા થવા લાગી કે ગુરુદેવની સાથે આપણું પણ ગમન થાય તો કેટલા ભાગ્યવાન થઇશું એવું તેમને લાગતું હતું. આ હૃદયદ્રાવક સમાચાર સાંભળી તેમનો પરમ પ્રેમી સદ્‌ભક્ત મુક્તિરામ તરત જ ગુરુજી પાસે આવ્યો. અત્યંત અધીરો બની તે ગુરુજી ચરણે પ્રણામ કરી અને ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો.

भादोके दिन आ गये, लगा कलेजे तीर ।
मुक्तिराम गुरु चरणमें, बैठ बहावत नीर ।।
गुरुजी मोहे छांडके, कैसे अकेला जाय ।
अनुजको छांडो नहीं, संगही रखो गुरुराय ।।
गुरुबीन यहां कैसे रहु, ज्यो जळ बीछरो मीन ।
भाभाराम गुरुदेव बीन, मुक्ति मरै छीन छीन ।।

પ્રિય અનુજ મુક્તિરામના હૃદયની વ્યથા જાણી સંત ભાભારામ બોલ્યા; 'બેટા મુક્તિરામ ! તું શું કામ રડે છે ? હું તારાથી અલગ નથી. તું જ્યારે મળવાની ઇચ્છા કરીશ ત્યારે હું આવી મળીશ. જ્ઞાની પુરુષ શોક કરતા નથી. ભગવંતના મંગલ મિલન સમયે દુ:ખ-શોક શા માટે કરો છો ?



भाभारामके रुपको, बुझे सोही गुणवान ।
औसे मुक्तिरामको, बुझे मेरे दिलजान ।।

**मुक्तिरामके चरणमे, सब कुछ पावही साज ।**
**जाके हिये विश्वास है, ताको मिले महाराज ।।**

ભાભારામે લાડકા શિષ્ય મુક્તિરામને ઘણી ગુઢ વાતો સમજાવીને કહી. આશ્રમ વ્યવસ્થા અંગે ત્યાંના સદાવ્રત, નીતિ રીતિ, સદાચાર વિષે, સાધુ સંત અતિથિ અભ્યાગતોના આદર સત્કાર વિષે માર્ગદર્શન આપ્યું અને આખરે એવું પણ કહ્યું કે; 'મુક્તિરામ, જ્યાં સુધી અહીં સાધુ સંત સત્પુરુષોનું સ્વાગત, સત્કાર, સેવા થશે ત્યાં સુધી ઐશ્વર્ય રહેશે, તેમાં વિક્ષેપ જો પડયો અથવા આળસ થયું અથવા તેમનાં અપમાન થયાં તો આ તમામ ઐશ્વર્ય લય પામશે. આ માટે બેટા, આ ધામનું મહત્વ જાણી તું વ્યવહાર ચલાવ, મારો તને પૂર્ણ આશીર્વાદ છે.'

સંત ગંગાસિંહ ગોહિલ, સતી મેઘાવતી, સંત ભોજરાજ, સાધ્વી કીકીબાઇ વગેરે બધાને પ્રેમનો સંદેશ આપી અને શુભ આશીર્વાદ આપી સંત ભાભારામ સમાધિની તૈયારી કરવા લાગ્યા. કીકીબાઇને તેઓએ ચંપકવનમાં આશ્રમ બાંધવા જણાવ્યું કારણ કે ત્યાં જ તારું ઋણ હતું માટે ત્યાં જ તું કાર્ય કર, એવો આશીર્વાદ આપ્યો.

સંવત ૧૫૮૯ ના ભાદ્રપદ શુદ્ધ (સુદ) ચતુર્થીના દિવસે ભાવિકજનોનો અને ભક્તોનો ભાવ વિરહ હૃદયમાં સમાવી ગુરુદેવ ભાભારામ સ્વસ્થ ચિત્તે શિવ મંદિરમાં ગયા અને શાંત ચિત્તે આસન માંડયું. મંદિરનો અંદરનો દરવાજો બંધ કરી ધ્યાનસ્થ બેઠા. તે દિવસે સર્વ લોકો ગુરુદેવનાં જાગરણ, ભજન, પૂજન, અર્ચન, સ્મરણ કરતી રહી. પ્રાતઃકાળ થયો અને માનવ મહેરામણ ઉભરાયો. સવારે એક પ્રહર થયા પછી જ મંદિરનો દરવાજો ખોલવાની ગુરુદેવ ભાભારામની આજ્ઞા હતી.

**प्रहर बीते गुरुदेवकी, आज्ञा किये अनुसार ।**
**शिव मंदिर के द्वारको, भोज खोले तेही ठार ।।**



**सतगुरु ताहा दिखे नही, शिवलींग जेही ठार ।**
**प्रगट ज्योति जली रही, ज्योतिरुप निरधार ।।**

એક પ્રહર પછી ભોજરાજજીએ શિવમંદિરનો દરવાજો ખોલ્યો. ગુરુદેવ ભાભારામ ક્યાંય દેખાયા નહીં. શિવલીંગ પણ દેખાયું નહીં. ફક્ત શિવલીંગની જલધારીની જગ્યાએ દિવ્ય અખંડ જ્યોત ઝગમગ ઝગમગ પ્રકાશતી હતી.

**पंचतत्वमे मिला दिये, अपना स्थूल शरीर ।**
**ज्योति रुपे हो गये, भाभाराम गुरु सांई ।।**
**लोगन आये धायके, दिखे न भाभाराम ।**
**ज्योति रुप निहारके, बोले जय जय गुरुदेव ।।**



સંત ભાભારામ મહા નિર્વાણ પામ્યા અને શિવલીંગમાં જ્યોતિ સ્વરૂપે પ્રગટ રહ્યા.



ગુરુદેવ ભાભારામે પોતાનું શરીર પંચતત્વમાં વિલીન કર્યુ અને જયોતિ સ્વરૂપ બની ગયા. તેમના દર્શન માટે અધીરો બનેલો ભાવિક માનવ મહેરામણ દોડતો આવ્યો. ભાભારામનાં સ્થૂળ દેહે દર્શન ન થયાં પરંતુ જયોતિ સ્વરૂપનાં દર્શન કરી સૌ જયજયકાર કરવા લાગ્યા.

जय गुरु भाभारामजी, ज्योति स्वरुप भगवान ।
प्रभुजी दर्शन दियो, बडे हो कृपा निधान ।।

જયોતિ સ્વરૂપ ગુરુદેવ ભાભારામને વંદન કરી જન સમુદાય પરત જવા લાગ્યો. ઋષિપંચમીના દિવસે ભાભારામ અંતર્ધાન થઇ જ્યોતિ સ્વરૂપે ભૂલોકમાં બિરાજમાન રહી બ્રહ્મધામમાં નિવાસ કર્યો.

ऋषिपंचमी भोर देखन नही पाये, चकित हुई देवाकी जनताय ।
आसन तहां अेक जलधारीमें, ज्योति स्वरुप दिखलाय ।।
शिवजीका अनुरागी शिवजीमे समाये, लींग तहां प्रगट ज्योत पिछ्नाय ।
ज्योति स्वरुप गुरु भाभारामको, जनता देख ही पाय ।।

જન્મજન્માન્તરનો સદાશિવનો અનુરાગી યોગી અંતે પોતાના પ્રેમાળ પ્રભુ શિવમાં સમાઇ જયોતિ સ્વરૂપથી પ્રગટી રહ્યો. એક પરમ પાવન ચરિત્ર અનંતમાં લીન બની ગયું. તેમની સ્મૃતિની સુમધુર સુગંધ ચારેબાજુ પ્રસરી રહી. આજે પણ તે સ્મૃતિ સુગંધ મહેંકતી અનુભવાય છે કારણ કે તેં અમર છે.

भाभाराम गुरुदेवका, पावन चरित रसाल ।
क्षीर नीर न्यारा हो रखे, पिवत सोही मराल ।।
भाभाराम गुरुदेवका, पतित पावन नाम ।
दुर्लभ साध चरितसे, पूरण होत सब काज ।।
भाभारामके चरणमे, धन्य जगे अनुराग ।
सजनी साच बखानहु, सोही बने महाभाग ।।
संत चरीत प्रभु भजन, मानो अेक ही सार ।
संत भाभाराम से, शाना करै हो प्यार ।।
भाभाराम गुरुदेवकी, जाये करुणा होई ।
संत पुरुष के चरितको, मानो वरनै सोई ।।

## ૫.

# સંત સાધ્વી કીકીબાઇ

વસોની નજીકમાં જ આવેલા અલિંદ્રા ગામે હરસુખભાઇ નામના પાટીદાર પટેલ પોતાના કુટુંબ સાથે સુખેથી રહેતા હતા. તેમના પત્નિનું નામ મણીબા હતું. પ્રૌઢ ઉંમર થવા છતાં તેમને સંતતિ સુખ ન મળ્યું. લોકોના મોઢેથી નિઃસંતાન (વાંઝિયા) એવું સાંભળી તેમને ઘણી મહા વ્યથા થતી હતી. તેમના કોઇ ભાવિક હિતેચ્છુ સંબંધીએ કહ્યું કે તમારી પાસે ધન છે. તે શું ઉપયોગમાં આવવાનું છે, તે કરતાં તમે એ ધનથી સંતોની સેવા કરો તે યોગે સંતોના આશીર્વાદથી તમારા મનોરથ પરિપૂર્ણ થઇ શકશે.

હસમુખભાઇના મનને આ સલાહ અનુકૂળ લાગી. તેઓએ આ વાતનો સ્વીકાર કરી આંગણામાં આવનાર સાધુસંતોની સેવા કરવાનું વ્રત લીધું. સદાવ્રત ચાલુ કર્યુ અને તે યોગે સંત અભ્યાગતોનાં તેમના ઘેર આગમન થવા લાગ્યાં. પતિપત્નિએ સાધુ સત્પુરુષોની સેવા શરૂ કરી. યથા શક્તિ દાન આપવું અને આશીર્વાદ પ્રાપ્ત કરવો, આ સત્કર્મ જીવનમાં વણી લીધું. આ પ્રકારે ઘણો સમય પસાર થયો. ભક્તિયોગ ધીમે ધીમે જીવનના ઉંડાણમાં વિકસિત થયો અને તે ફલસ્વરૂપે એક દિવસ સોનાનો સૂરજ ઉગ્યો. સિદ્ધ પુરુષ અડબંગનાથનું તેમના ઘેર આગમન થયું. આવા પુરુષો મોટા ભાગે કોઇના ઘેર જતા નથી. પરંતુ તે ભક્ત પરિવારનુ ભાગ્ય ઉદય પામ્યું હતું તેથી યોગી પુરુષનું આગમન થયું અને તેઓએ અલખ જગાડયો.



'આવો આવો ગુરુદેવ ! બોલી મણીબાએ આદરપૂર્વક સંતને અંદર આવવા વિનંતી

કરી. આસન આપી બેસાડી અને પૂજન અર્ચન કરી ચરણામૃત પાન કર્યુ. તે સમયે તેમના હૃદયમાં ઇશ્વરીય સકત થયો કે આજે આપણા આંગણામાં સાક્ષાત્ ઇશ્વરનું આગમન થયું છે અને જો આપણે આ તક હાથમાંથી જવા દઇશું તો આજીવન પોતાની અભિલાષા પૂર્ણ થશે નહીં. આપણે કેટલા અભાગી છીએ એવો વિચાર તેમના મનમાં આવી ગયો અને નેત્રમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં. તે જોઇ જાણકાર સંત યોગી તેણીના હૃદયની વ્યથા સમજી ગયા તેઓ બોલ્યા, 'માઇ ! તારા હૃદયની શું ઇચ્છા છે ? આંખમાંથી પાણી કેમ વહે છે ?'

'મહારાજ ! આપ તો સર્વજ્ઞ છો. શેર માટીની ખોટ છે. લોકો વાંઝિયા કહી ઉપહાસ કરે છે. સંસારી જીવને એ કરતાં વધુ દુઃખ તે કયું હોઇ શકે !' હરસુખભાઇ બોલ્યા.

હરસુખભાઇના આ શબ્દો સાંભળી સંત બોલ્યા; ' બેટા હરસુખ તારા નસીબમાં પુત્ર સુખ દેખાતું નથી માત્ર એક કન્યા યોગ છે. તને એક પુત્રી જન્મશે જે તારા કુળને ઉજ્જવલ કરશે. આટલું જ નહીં પણ તે તમારી એકોત્તેર પેઢીઓનો ઉદ્ધાર કરશે એવી સતી થશે.

'સંત પુરુષોના વચન પર વિશ્વાસ રાખો. તમારા બધા મનોરથ સિદ્ધ થશે.' એવો આશીર્વાદ આપી રમતા યોગી ત્યાંથી વિદાય થયા. ત્યારબાદ બંને પતિ પત્નિ સ્વસ્થ બન્યાં અને વિચાર કરવા લાગ્યાં કે, આટલા મહાન સંતનું આગમન થયું, પરંતુ આપણે તેમની પાત્રતા જાણી ન શકયા એ ખેદજનક છે. આ યોગી પુરુષ કોણ હોવા જોઇએ ! એવા વિચાર કરવા લાગ્યાં, પરંતુ અલ્પબુધ્ધિ જીવાત્માઓને યોગીની ઓળખાણ અને તેમનું શુદ્ધ ચરિત્રની કયાંથી ખબર પડે. આખરે ઇશ્વર ભજન કરી પોતે સ્વીકારેલું સંત સેવાનું વ્રત ચાલુ રાખ્યું.

યથા સમયે તેમના ધ્યાન પર આવ્યું કે મહાપુરુષની વાણી પ્રમાણે પોતાનું વાંઝપણ મટી ગયું છે. તેમના આશીર્વાદની ફલપ્રાપ્તિ થઇ. મણિબાને પ્રૌઢ ઉંમરે ગર્ભ રહી વિ.સં. ૧૫૧૯ ના શ્રાવણ શુદ્ધ (સુદ) સપ્તમી, શીતળા સપ્તમીની મધ્ય રાત્રે કન્યા રત્ન પ્રાપ્ત થયું. સાક્ષાત્ આદ્ય શક્તિના અંશમાંથી ઉતરી આવે એ પ્રમાણે દિવ્ય કાંતિમાન દુહિતાનું આગમન થયું. આ દાવાનલ સ્વરૂપ ભવસાગરમાં પીડાતા જીવાત્માઓના કલ્યાણ માટે જ સાક્ષાત્ ભગવતીનું જાણે અવનિ તલ પર અવતરણ થયું. હરસુખભાઇએ પુરોહિતને બોલાવી

પોતાની કન્યાની જન્મપત્રિકા બનાવી. તેણીના ભાવી મહત્તાનું યશ ગુણગાન કરીને કુલપુરોહિતે કહ્યું; -

**भावीको बरनी शके, धन्य तिहारे भाग ।**
**सती योग शुभ लक्षणी, कुल तारण सुभाग ।।**
**कुंडली असी ना दिखे, लाखनमे कोई अेक ।**
**धन्य तुम्हारे भाग्यको, दुहिता पाई विवेक ।।**

'ભાવી તો સંપૂર્ણ રીતે કોઇ જાણી શક્રય નહીં પરંતુ એટલું તો સ્પષ્ટ થઇ રહ્યું છે કે તારા ભાગ્યની બલીહારી છે. તારી કન્યા સતી સન્નારી બનશે અને તે તારૂં કુળ ઉજ્જવલ કરી કુળનો ઉદ્ધાર કરશે. એવી કુંડલી મેં મારી હયાતીમાં અન્ય કોઇની જોઇ નથી. આ તારી કન્યા ખરા અર્થે રત્ન છે.' આ પ્રકારે તે કન્યાનું ગુણગાન કરી કુળ પુરોહિતે કન્યાનું નામ 'કીકીબાલા' એવું સુચવ્યું.

**धन्य दुहिता आपकी, महिमा बरनो न जाई ।**
**सतीपनको पुकारीयो, शुभ नाम कीकीबाई ।।**

દિનપ્રતિદિન ચંદ્રકળા પ્રમાણે વધતી જતી કીકીબાઇ પાંચ વર્ષની થઇ. સવારે સૂર્યોદય પહેલાં નહાઇને મંદિરે જતી. મંદિરમાં ઘંટનાદ, નોબત, પ્રાતઃ આરતી થતી. બાલિકા કીકીબાઇ હર્ષથી આરતીનો આનંદ લેતી હતી. આંગણામાં કોઇ સાધુ સંત આવે તો બાલિકા પોતાના હાથે તેમને ભોજન-પાણી પીરસતી હતી, ગામના બધા જ બાલીકાને વહાલ કરતા.તે જોઇ મણીબા અને હરસુખભાઇ આનંદ વિભોર બની જતાં અને આવી સુસંસ્કારી કન્યા પ્રાપ્ત થઇ તે માટે પોતાને પરમ ભાગ્યવાન સમજતા.

સાધુ સંતોની સેવા તો કોઇ ભાગ્યશાળી જીવાત્મા વડે જ થઇ શકે છે અભાગીથી નહીં. સત્યનો માર્ગ હતભાગીને સૂઝતો જ નથી. દયા, દાન અને સત્યનો માર્ગ સદ્‌ભાગી માટે છે. અભાગી માટે સન્માર્ગ કલેશદાયક છે. આ બધું દરેક જીવાત્માના મનની ગતિ પર અવલંબે છે. જેનું મન નિર્મળ હોય, પવિત્ર હોય તેના માટે સત્કાર્ય સરળ હોય છે અને જેનું મન મલિન સંકુચિત રહે છે તેના માટે પરમાર્થ વિષમ હોય છે. અહીં તો માતાપિતા સુસંસ્કારી ત્યારે પૂર્વ ભવની સદ્‌ભાગ્યવાન યોગભ્રષ્ટ કન્યા તેમના જીવનમાં પોતાના સદ્‌ગુણોથી કેમ આનંદીત ન

કરે. બાળકીની બાળલીલા અને તેની પાસે દેખાતી પારમાર્થિક બુધ્ધિ જોઇ માતાપિતા પોતાના ભાગ્યને ધન્ય સમજતાં હતાં.



કીકીબાઇની ઉંમર હવે બાર વર્ષની થઇ. તે સમયે વંદનીય ગુરુ શ્રી અડબંગનાથનું પુનરાગમન થયું. જેમના કૃપાશીર્વાદથી બાલિકાનો જન્મ થયો તે જ સંત પુરુષ આવ્યા હતા. માતા પિતાએ તેમનો આદર સત્કાર કર્યો. સંતે કીકીબાઇ પર ઉપદેશની અમૃતમય વાણીનો વર્ષાવ કરી તેના હૃદયને પાવન કર્યું.

પવિત્ર સંત પુરુષોના ઉદ્‌ગારનું હૃદયમાં સતત કાળજીપૂર્વક ચિંતન કરવું, કારણ આ માનવ સૃષ્ટિમાં વારંવાર આવવાનું બનતું નથી. અન્ય પ્રાણી સૃષ્ટિમાં ગમે તેટલા જન્મ થયા હોય તેમ છતાં આત્મકલ્યાણની દૃષ્ટિએ તેનું કોઇ મહત્વ નથી, તેથી આપણે આપણા જ મનથી ઇશ સ્મરણ નિયમિત કરવું જોઇએ. કારણ ભગવાનનું પવિત્ર મીઠું મધુર નામ એ જ આ અસાર સંસાર સાગરનું પરમ સુખદાયક અમૃત ફળ છે. બાકી તો આ સમગ્ર સંસાર તો દુઃખ રૂપ છે.

**सुखदु:ख संसारमे, रेन दिनको मेल ।**
**ताको देखके मन रुवो, अविगतका यही खेल ॥**
**जीवन हरिके हाथमे, अेक आवे अेक जाय ।**
**कैसे रोना रोइये, जा विध हरिको भाय ॥**

સુખ અને દુઃખ એ તો સંસારનું સમયચક્ર છે તે કાયમી ફરતું જ રહે છે. દિનમણી ઉગે છે, અસ્ત પામે છે. દિવસ પછી રાત, રાત પછી દિવસ આવે જ છે. આનંદના સુખના દિવસ આવે એટલે હરખાઇ ન જવું, દુઃખના કઠણ દિવસ આવે તો હતાશ ન થવું જોઇએ. એ તો અવિગત પ્રભુનો ખેલ છે. એવું જાણી નિત્ય ઇશનું સ્મરણ કરવું, કારણ આ જીવન મરણની દોરી તે જ અવિનાશીના હાથમાં છે. હરિ ઇચ્છાના આધિન થઇ રહેવું. આપણા કર્મોના આધારે તે જે પ્રકારની દશા બનાવે તે પ્રકારે રહેવામાં જ સાચું સુખ છે. અજ્ઞાન અંધકારમાં ગોથાં ખાઇ રહેલો માનવ પોતાની ધારણાનુસાર કાર્ય કરે છે પરંતુ ભગવાને ધારેલા કાર્ય પ્રમાણે જ થાય છે. માનવ બળ કે ઇચ્છા તે જગ્યાએ ચાલી શકે નહીં.



સુખ દુઃખની આ દશાનું વર્ણન સંત ગુરુએ કેમ કર્યું ? એની સમજણ પડી નહિ પરંતુ

કીકીબાઇના હૃદયમાં આ દિવ્ય અલૌલિક ઉપદેશ તીરની માફક જડાઇ ગયો. કાર્ય સિદ્ધ કરી ગુરુ અડબંગનાથ થોડો સમય રોકાઇ આશીર્વાદ આપી વિદાય થયા. જેવા આવ્યા તેવા પાવન પંથથી જતા રહ્યા.

**भ्रमर भोरींगा ने संतजन, दंशी दंशी दूर थाय ।**
**मगर मकोडा ने कामिनी, पची पचीने खाय ।।**

કીકીબાલાની હવે સોળ વર્ષની ઉંમર થઇ હતી. ત્યારે તેના માતાપિતાએ તેણીના વિવાહની તૈયારી કરી. નટપુર-નડિયાદના પટેલ સુખડજીના પુત્ર માંડણ પટેલ સાથે તેણીનો સંબંધ કર્યો. નિયુક્ત દિવસે કુળ રીતિ પ્રમાણે તેમનો વિવાહ થયો, યોગ્ય વરદક્ષિણા આપી કન્યાદાન કરી માતાપિતાએ મંગલ કન્યા વિદાય કરી. નિરાધાર બાળકની માફક કીકીબાઇની આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં.

જે ઘરમાં જન્મ થયો. બાળપણનો નિર્દોષ આનંદ અનુભવ્યો અને યૌવનનું આગમન થઇ માતાપિતાના લાડકોડમાં મોટી થઇ તે ઘરનો ત્યાગ કરી નટપુર-સાસરે જવાનો સમય આવ્યો. જે આપણાં હતાં, નિત્ય આંખ સામેથી દૂર થતાં ન હતાં, તેમનાથી દૂર જઇ હવે પારકાના ઘરમાં જવાનું છે. અલિંદ્રા ગામ હૃદયમાં પૂરેપૂરૂં વસેલું હતું તે ધરતીનો ત્યાગ કરી, હવે તો નટપુરમાં મન લગાડવું પડશે એવી આશા નિરાશાની ઉર્મીઓ હૃદયમાં ઉછળતી હતી. કીકીબાઇ શ્વસુરગૃહે પહોંચી ગયાં.

કુમકુમ પગલાંએ કુલવધૂએ ઘરમાં પ્રવેશ કર્યો અને મંગલ આનંદ પ્રસરી ગયો. સર્વ વાતાવરણ મંગલમય બની ગયું. કીકીબાઇના પગલાંએ જાણે લક્ષ્મીદેવીનું આગમન થયું તેવો ઘરના સર્વેને આનંદોલ્હાસ થયો.

એક સમયે અલિંદ્રા ગામના મુક્ત વાતાવરણમાં રમેલાં કીકીબાઇને હવે નટપુર સૌભાગ્યદાયક અને આનંદમય લાગવા માંડયું. સ્વામીના ઘરમાં પ્રેમ મૂર્તિ થઇ રહેવું એ સૌભાગ્ય અને સદ્‌ભાગ્યનું લક્ષણ છે. સતી સન્નારીના મનને સ્વામીનું ઘર એ જ તીર્થધામ અને મોક્ષનું ધામ છે. તે સિવાય અન્ય કોઇ તીર્થ કે અનુગ્રહનું સ્થાન તેને નથી. કીકીબાઇ એવા સ્વર્ગીય સ્થાનમાં રહી આનંદમય બની સમય વ્યતીત કરતા હતાં. પતિ પ્રેમ અને સુખી શ્વસુર ગૃહના લાભથી કીકીબાઇ સુખી હતાં. ભગવત્‌ કૃપાથી થોડા સમયે તેઓ બે દીકરાઓનાં માતા

બન્યાં સુવર્ણમાં સુગંધ આવે તે પ્રમાણે મુળ સુખી સંસારમાં આનંદ આનંદ થઇ ગયો. બંને પતિ પત્નિ પોતાના બાળકોના લાલનપાલનમાં અને લાડ કરવામાં મગ્ન બની ગયાં હતાં.

**कर्मगति कैसे मिटे, जो विधियन को लेख ।**
**होनी सोही होती रहे, को नहीं मारत मेख ।**
**सुखके दिन बीत गये, दुःख के दिन आये धाय ।**
**पियरा परवश हो गये, देख हिया तडपाय ।।**

કર્મની ગતિ અતિ ગહન છે. વિધિએ લખેલો લેખ મટાડવા કોઇ સમર્થ નથી. જે ઘટના બનવાની હોય તે બની જ રહે છે. કીકીબાઇના જીવનમાં અચાનક અત્યંત દુ:ખદ ઘટના બની ગઇ. દુ:ખની કાળી છાયા અચાનક તેણીના સુખી સંસારમાં પ્રસરી ગઇ. તેના પતિ અચાનક માંદા પડી પથારીવશ થયા. તેની આવી પરિસ્થિતિ જોઇ કીકીબાઇનું હૃદય કંપાયમાન બન્યું.

**मत छांडो मोहे नाथजी, यह संसार मझधार ।**
**पियरा संगमे ले चलो, तुम्ही हो प्राणाधार ।।**
**छोटे दो संतानकी, रक्षा करो तुमी मात ।**
**तुमी बीना जीवत नहीं, जल बीना मीन तडपात ।।**

મૃત્યુ આસને સૂતેલા પતિની સ્થિતિ અતિ દારુણ બની. અશ્રુ પૂર્ણ નજરથી પતિની સ્થિતિ જોતાં કીકીબાઇ પાસે બેસી વિનવે છે; 'સ્વામી ! આપ એકલા ન જતા. આપણી સાથે મને પણ લઇ ચાલો. મને આપના વગર આ દાવાનલ રૂપી સંસારમાં એકલીને રહેવું નથી. આપ જ મારા પ્રાણાધાર છો તેથી મને એકલીને છોડી જશો નહીં.' અતિશય દારુણ વલોપાત કરતાં કરતાં કીકીબાઇ નાના બાળકની માફક રડવા લાગ્યાં. ત્યારે કીકીબાઇને દઢ આશ્વાસન આપતાં માંડણ પટેલ ધીમા સ્વરે બોલ્યા : 'દેવી ! તું મારી સાથે આવીશ તો આપણા આ બે દીકરાઓની દશા કેવી થશે ? કોણ એમની સંભાળ કરશે ? માતા સિવાય આ બાળકો કેવી રીતે જીવન પ્રસાર કરી શકશે ? પાણી વગર માછલી તરફડી મરે છે તે પ્રમાણે માતા સિવાય બાળકો ઝુરી ઝુરીને મૃતપ્રાય બનશે, તેથી દેવી મારી સાથે આવવાની વાત છોડી દો અને આ બાળકોની સંભાળ કરો.' ભગ્ન હૃદયે માંડણ પટેલે પોતાની પત્નિને સાંત્વના આપવાનો પ્રયત્ન કર્યો.

મનમાં ધૈર્ય રાખો. નિર્બળ બનવું નહીં અને ભગવાનમાં પ્રીતિ રાખો. તે જ તમારો સહાયક, મદદગાર બનશે. જીવન નિર્વાહ માટે આપણી પાસે ખેતી છે. તેથી કોઇ મુશ્કેલી આવે એવું નથી. હિંમત રાખો. હૃદયનું દુઃખ ધીમે ધીમે ભૂલી આપણા આ પુત્રરત્નોનું પાલન કરો.' એ જ આપણી સ્મૃતિ છે, સંપત્તિ છે તેમનું પરિપાલન કરો.' એવું બોલી માંડણ પટેલે પરમાત્માને યાદ કરી અંતિમ શ્વાસ લીધો.

સ્વામી કીકીબાઇને એકલી છોડી શ્રી હરિના દેશમાં પ્રયાણ કરી ગયા. સતી કીકીબાઇના હૃદયમાં તેનાથી અતિશય દુઃખ થયું. સ્વામી સિવાય એક ક્ષણ માટે પણ આ અસાર સંસારમાં જીવતા રહેવાની ઇચ્છા નહોતી પણ અંત સમયે પતિએ વ્યક્ત કરેલી ઇચ્છા ખાતર પુત્રોનું જતન કરવાની જવાબદારી નિભાવવી અને આવનાર દિવસોને પાર કરી જીવન પસાર કરવું પડશે. સમય સંજોગે અનેકાનેક વિચારો તેણીના મનોબળને અસર કરી નાખતા હતા. મન વ્યથિત બની જતું હતું. આંખોમાંથી અશ્રુધારાનો પ્રવાહ શરૂ થતો. અત્યંત કઠણ હૃદય કરી પોતાના બંને બાળકોનું પાલનપોષણ કરતાં કરતાં દુઃખના દિવસો પુરા કરવા લાગ્યાં.

પતિ નિધન બાદ ચારે તરફથી કઠિનાઇઓ આવવા લાગી. જાણે પતિ ગયા તો બધું જ ગયું. ઇશ્વર પણ રીસાઇ ગયા કેમ કે ખેતીની પણ વિકટ પરિસ્થિતિ બની ગઇ. વરસાદ ન થયો, દુષ્કાળ ભયંકર પડયો. અનાજ ન થવાથી દુઃખદ દિવસો આવ્યા. હવે તો નટપુરમાં રહેવું અશક્ય બની ગયું. કર્મભૂમિનો ત્યાગ કરી જવાનો પ્રસંગ ઉભો થયો. પણ કયાં જવું ? કંઇ જગ્યાએ આપણું અન્નજળ લખેલું હશે ? શું કરવું ? કોના આશ્રયમાં જવું ? વિચાર કરવા લાગ્યાં.

એક દિવસે ઘરની સર્વ વસ્તુઓ ભેગી કરી જરૂરી સામાન બળદગાડીમાં મૂક્યો અને બંને બાળકોને ગાડીમાં બેસાડી કીકીબાઇ પોતે ગાડી હાંકવા લાગ્યાં. ક્યાં જઇ રહ્યા છીએ તેનું ભાન પણ તેને ન હતું.અલિંદ્રા તરફ જવાનો તેનો ઇરાદો હતો. આ દુઃખમય દિવસોમાં પિયરમાં જ આશ્રય મળશે આ આશા હતી. ઘણા વર્ષો પછી કીકીબાઇએ અલિંદ્રાના રસ્તે પ્રયાણ કર્યું હતું. પરંતુ સર્વ કર્તાહર્તા ભગવાનની લીલા કોણ જાણી શકે છે ! પોતે કયાં જવા નીકળી હતી અને ભગવાને તેને કયાં પહોંચાડી દીધી ! કઇ ધરતી પર તેણીનું અન્નજળ લખેલું હતું એ તો ઇશ્વર જ જાણતા હતા.

मेरे मन कुछ और है, कर्ता के मन ओर ।
ओधो कहे माधो सुणो, जुठी मनकी दोर ।।
लगी प्यास बिकल भये, रोने लगे दो तन ।
धूप देख जल भरन को, जाय कीकी तेही दन ।।

માર્ગે જતાં જતાં કીકીબાઇ વસોથી ત્રણ માઇલ દૂર રહેલા ચંપકવન નજીક આવી પહોંચ્યાં. ગ્રીષ્મ ઋતુના દિવસો, માથા પર સૂર્ય તપતો હતો. એવામાં મધ્યાન્હ સમયે બંને દીકરાઓને તરસ લાગી અને પાણી પાણી કરી રડવા લાગ્યા. માતૃ હૃદય વ્યાકુળ થયું. નજીકમાં કોઇ જગ્યાએ પાણી ન હતું. એટલામાં થોડે દૂર એક કુવો દેખાયો. તેણીના હૃદયમાં થોડો સધીયારો આવ્યો. ગાડી ઉભી કરી, ઘડો અને દોરી લઇ પાણી લાવવા કુવા પર ગયાં.

कुवे पाणी लेने गई, तुटी हीरनी दोरी रे ।
नयने आंसु पोछता, नारी गागर फूटी रे ।।
आज को ल्हावा लीजिये, काल कोणे दीठी रे ।
तेडा आव्या श्रीरामनां, एना जोर न चाले रे ।।

કીકીબાઇની એવી જ ગતિ થઇ. પાણી વગર દીકરા તલસતા હતા. કુવો જોઇ તેમાંથી પાણી કાઢવા ગયાં, ઘડાને દોરનો ફાંસ બાંધ્યો અને કુવામાં પાણી માટે ઉતાર્યો. પાણી ભરાયા પછી ધીમે ધીમે દોર ખેંચવા લાગ્યાં પણ કમનસીબે અર્ધે ઘડો આવતાંની સાથે જ દોર તૂટી ગયો. ઘડો કુવામાં પડી ગયો. હવે શું કરવું. અરેરે દૈવ ! હે પ્રભુ ! શું તમે કસોટી કરો છો ! હવે પાણી કેવી રીતે કાઢવું. કીકીબાઇ વ્યાકુળ બની ગયાં. નિરાશ બની ગયાં, બહાવરાં બની આજુબાજુ કોઇ વસ્તી છે કે કેમ તે જોવા લાગ્યાં. અચાનક દૂર એક વૃક્ષ નીચે નાની કુટીરમાં એક તપેશ્વરી મહાત્માને જોયા. ત્વરાથી કીકીબાઇ તેમની પાસે ગયાં અને દીનતાથી તેણીએ મહાત્માના ચરણે પ્રણામ કરી પોતાની વ્યથા કહી.

'મહારાજ ! અત્યંત તરસ લાગી હતી અને પાણી કાઢવા કુવા પર ગઇ પણ દૈવ સંજોગે દોર તુટી ગયો અને ઘડો કુવામાં પડી ગયો. બે દીકરા છે, તરસથી વ્યાકુળ બનેલા છે. પાણી કાઢવા કોઇ સાધન હોય તો આપો. પાણી પીને શાંત થયા બાદ આગળના માર્ગે ચાલી જઇશ. હું એક દીન અબળા છું. આટલી કૃપા કરો મહારાજ !'



દુષ્કાળ પીડિત કીકીબાઇનું સ્થળાંતર અને અગમ્ય રીતે ભાભારામ સાથે મેળાપ.

સંત યોગી ભાભારામે પોતાની પાસેનું ઠંડું પાણી તેમને પીવા માટે આપી તૃપ્ત કર્યાં. 'મહારાજ ! અમે દીન દુર્બલ પર આપે બહુ ઉપકાર કર્યો.' કીકીબાઇએ એવું બોલી મહાત્માના ચરણો પાસે પોતાના બંને પુત્રોને બેસાર્યા અને પોતે સંત ચરણો પાસે પ્રણામ કરી બેઠાં. મહાત્માએ પણ અનિમિષ દૃષ્ટિએ તેની તરફ નિરખીને જોયું અને ધ્યાનસ્થ બની અતિશય ગહન વિચારમાં મગ્ન થયેલા દેખાયા.

એકાએક આંખો ખોલી આનંદ વિભોર બની સંત ભાભારામે અત્યંત સ્નેહપૂર્વક વાણીથી કહ્યું; 'बहेनी मेरी आ गई, परभवकी सगाईजी !' અહાહા, બહેન મારી કીકીબાઇ તું આવી ગઇ ! હું તારી જ રાહ જોઇ અહીં આવીને બેઠો છું. આખરે મારી બહેન મને આવી મળી છે, હવે તને અહીંથી ક્યાંય જવાનું નથી. કારણ આ જગ્યાએ તારૂં ઋણ છે. પૂર્વ જન્મનો આ ઋણ સંબંધ તું ક્યારેય તોડી શકીશ નહીં, તેથી બીજે કોઇ જગ્યાએ ન જતાં હવે તું આ સ્થળે નિવાસ કર.' મહાપુરુષના મુખેથી આ શબ્દ સાંભળી કીકીબાઇ વિચારમગ્ન બની ગયાં.

'કાલે બનેલી વાતનું આજે આપણને સ્મરણ રહેતું નથી અને મહાપુરુષ તો ગત જન્મની વાત કરે છે. મને તો કંઇ પણ યાદ નથી. હું તો એક સામાન્ય અબળા છું ! આ મહાપુરુષ કોણ હશે ? તેઓએ કેવી રીતે જાણ્યું ? બહુ વિચાર કરી તે થોડાં સ્વસ્થ બન્યાં. આ અતિ દુ:ખદ સમય પસાર કરવા હું પિયરે જવાનો વિચારમાં છું. પરંતુ પિયરની સ્થિતિ આજે પણ ક્યાં સારી રહી છે ? પહેલાંની માફક ત્યાં સુખેથી રહી શકાશે નહીં અને અહીં આ મહાત્મા પ્રેમભાવથી રહેવા માટે આગ્રહ કરી રહ્યા છે, ત્યારે સંત પુરુષના પ્રેમાગ્રહનો અનાદર કરી આગળ જવું યોગ્ય નથી. કીકીબાઇ ઘણાં સમજુ હતાં. સંતના શબ્દો શિરોમાન્ય માની તેમને દૂર ઉભી રાખેલી બળદગાડી લાવી બળદોને છોડી મુક્યા અને પોતે સંત ચરણના સેવા કાર્ય માટે પ્રવૃત્ત બન્યાં.

**संत चरण सुखदायना, मानो सजनी मोर ।**
**दावानल संसार है, संत चरण सुख और ।।**

સંતપુરુષોના શરણે નિવાસ કરવો અતિ સુખદાયક છે. સંસાર દાવાનલ છે તો સંતોના ચરણે જે સુખ છે તેનું કોઇ વર્ણન ન કરી શકે. ગુરુદેવ ભાભારામના ચરણો નજીક રહેવાથી કીકીબાઇના હૃદયમાં જે શોક સંતાપ હતો તે દૂર થઇ ગયો. તે પરમ શાંતિથી દિવસો પસાર કરવા લાગ્યાં.

સંત ભાભારામ આખો દિવસ ધ્યાન મગ્ન જ રહેતા હતા. એકાગ્રતાથી અવિનાશી  પરબ્રહ્મ સાથે લીન થઇને રહેતા. સ્વને પણ ભૂલી જતા. આ પ્રેમલય સ્થિતિ જોઇ કીકીબાઇ વિચાર મગ્ન બની ગયાં. એવા ધ્યાનાવસ્થામાં આ મહાપુરુષના દિવસ કેવી રીતે વ્યતીત થતા હશે ? એમની સેવા કરવા કોણ આવતું હશે ? જેમને પોતાની કોઇ પરવા નથી, આહાર,

નિંદ્રા અને તૃષાનું કોઇ ભાન ન રાખનાર એવા યોગી પુરુષની સેવા કોણ કરતું હશે ? સંત પુરુષની આ સ્થિતિ જોઇ કીકીબાઇનું હૃદય ભરાઇ ગયું. તેથી ત્યાં જ તે મોટેથી રડવા લાગ્યાં. બરાબર તે જ સમયે મહાત્માની આંખો ખુલી અને ધ્રુસકે ધ્રુસકે રડતાં કીકીબાઇ પર દૃષ્ટિ જતાં જ બોલ્યા; -

'બહેન કીકીબાઇ, તું કેમ રડે છે ? શા માટે રડે છે ? તારા હૃદયમાં શું વ્યથા છે ? સંતના સ્થાને રહી અશ્રુ ઢાળવાનાં હોય નહીં. તારી આંખોમાં અશ્રુ છે તેનું શું કારણ ?' સંતે પ્રશ્ન પુછયો તેથી કીકીબાઇ અશ્રુ લુછી ધીમી વાણીથી બોલ્યાં;

'મહારાજ, મારા હૃદયમાં આપની આ સ્થિતિ જોઇ દુ:ખ થયું. મન વ્યથિત બની ગયું. મને રડવાનું કોઇ બીજું કોઇ કારણ નથી.'

'બહેન કીકીબાઇ ! યોગી પુરુષ ઇશ્વર ચિંતનમાં એકાગ્ર બની સર્વ દુનિયા ભૂલી જાય છે. દુનિયાની તેને જાણ રહેતી નથી, ત્યારે પોતાના દેહનું ધ્યાન કેવી રીતે રાખે ? તારા હૃદયમાં જે વ્યથા જાગૃત થઇ તે સહજભાવ હતો. પરંતુ, યોગી ખરેખર તેના અવિનાશી સ્વરૂપના રંગમાં લીન બને એટલે પોતાને પણ ભૂલી જાય છે. બહેન ! તું જ્યારે આ અનુભૂત આનંદ અને અમૃતમય સ્થિતિ સમજી શકીશ તો તારા હૃદયમાં એવી વ્યથા જાગૃત થશે નહીં. સર્વ યોગી પુરુષના હૃદયની ગતિ આ પ્રકારની જ હોય છે.

**યોગી બાંધી અલખ સાથે પ્રીતડી,**
**ભુલી ગયા આ દાવાનલ સંસાર જો.**
**અવિનાશી સંગાથે બાજી લગાવી પ્રેમથી,**
**હારજીતની હોડ માંડી આ વાર જો.**
**આસન માંડી યોગી બેઠા ધ્યાનમાં,**
**પિયુ સંગાથે બની ગયા એક તાર જો.**
**આહાર નિંદ્રાને ક્ષુધા પ્યાસ ભૂલી ગયા,**
**સાયાજીની સૂરતા રહ્યા નિહાર જો.**
**ધૂણી તપે ને અજંપા આરાધતા,**
**યોગી જનને હરિ દર્શનની આશ જો.**
**અવિનાશી વિના નહીં કોઇ આશરો,**

અલખ ધણી આવી બેસે એની પાસ જો.
યોગી ને અવિનાશી બેઉ ભેળા મળ્યા,
અંતર માંહી જાગી રહે ઉલ્લાસ જો.
પરમાનંદ શું પ્રીતિ લાગી રહી ઉરમાં,
પ્રભુજી એના બની ગયા છે દાસ જો.
યોગી મારો ને હું યોગીનો બની રહું,
ન્યારો કદી નહીં રહું એની પાસ જો.
પ્યારાની સંગાથે પ્રીતે રહું,
યોગી મારો ને હું યોગીનો દાસ જો.
યોગીની ગતિ કોઇ નહીં વર્ણવી શકે,
અકળ ગતિ બુજે કોઇ હરિના દાસ જો.
હરીરાય યોગીના ચરણમાં રાચતા,
પૂરણ થાયે અંતરની અભિલાષ જો.

યોગી પુરુષની અકળ ગતિ વિષે ગુરુ મહારાજ ભાભારામે કીકીબાઇને યથાર્થ રીતે સમજાવ્યું. ગુરુ વૃત્તિ જાણ્યા બાદ તેણીના હૃદયમાં રહેલો સંશય નીકળી ગયો અને તે વિનમ્ર બની બોલ્યાં; 'ગુરુદેવ ! મારામાં ખરેખર અજ્ઞાન હતું તેથી મારી આંખોમાંથી અશ્રુ વહેતાં હતાં. આપની અમૃતમય કૃપા દૃષ્ટિથી મારામાં સમજણ આવી. હવે અજ્ઞાન અંધકારમાં ક્યારેય અથડાઇશ નહીં.' આ પ્રકારે ગુરુદેવના જ્ઞાનથી કીકીબાઇના હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ પ્રકટ થયો.

**गुरुदेवके प्रतापसे, हुवा ज्ञान उजीयार ।**
**कीकीबाइके हृदयमे दशीया तत्वसार ।।**

એક દિવસ કીકીબાઇએ ભાભારામને પુછ્યું; 'ગુરુદેવ ! આપે તે દિવસે કહ્યું હતું કે તું મારા પૂર્વ જન્મની બહેન છો. ઘણા દિવસોથી હું તારી રાહ જોતો હતો. તે સમયે ખરેખર મને આશ્ચર્ય થતું હતું પણ હું બોલી શકી ન હતી પરંતુ આજે આપને પુછું છું કે, એ પૂર્વ જન્મ કયો ? મને તો ગઇ કાલે બનેલી વાતોની યાદ આવતી નથી, આપ તો ગત જન્મોની વાત કહો છો. મને તો આ કંઇ જ સમજાતું નથી. કૃપા કરી મને સમજાવીને કહો.

સંત ભાભારામે પોતાને પ્રાપ્ત થયેલા અંતર્જ્ઞાનથી અને ગુરુદેવે દિગ્દર્શન કરેલ તેમના ત્રણ જન્મોની કથા કીકીબાઇને નિવેદન કરી. ઉજ્જૈનમાં હતા ત્યારે મહાકાલેશ્વરના મંદિરમાં તેણીએ કરેલ સેવાનું અને પ્રેમભાવનું વર્ણન કરી તેણીને પોતાના પૂર્વ ઋણાનુંબંધની જાણકારી આપી. હવે આ ત્રીજા જન્મમાં કણબી કુળમાં ભાભારામ નામથી અવતર્યા છે. સર્વસ્વનો ત્યાગ કરી ધ્યાન મગ્ન બેઠો હતો ત્યારે તારું આગમન થયું. કીકીબાઇ, આ રીતે તું મારી પૂર્વજન્મની બહેન હતી. ગત જન્મના વચનાનુસાર મારી બહેન મને આવી મળી છે. એ તો ઋણાનુંબંધનો એક યોગ છે અને તે તને વચન આપ્યા મુજબ આખર સુધી નિભાવવાનું છે. આ પ્રકારે ભાભારામે કીકીબાઇ સામે ગત જન્મનું જીવંત સ્મરણ કરાવી સત્યનું યથાર્થ દર્શન કરી આપ્યું. પૂર્વજન્મની જીવંત યાદ થતાં કીકીબાઇ ખરેખર હર્ષોલ્લાસમાં આનંદ વિભોર બની ગયાં.

એક સમય એવો હતો કે યોગી ભાભારામ એકાન્તમાં ધ્યાન મગ્ન થઇ બેસતા હતા ત્યારે તેમના તરફ ખાસ કોઇનું ધ્યાન રહેતું ન હતું. પરંતુ જ્યારે કીકીબાઇનું આગમન થયું ત્યારથી સંત ધામની પ્રતિભા બદલાઇ ગઇ. એક નાની કુટીરમાં યોગી આસન માંડી ધ્યાનસ્થ બેસી રહેતા હતા. તેમને પોતાની ખાવાપીવાની શુદ્ધ ન હતી ત્યારે તે સ્થાનને સુંદર બનાવવાની વાત જ ક્યાંથી હોય, પરંતુ હવે કીકીબાઇ આવી અને તેમના પાવન સ્પર્શે તે ભૂમીમાં નવ ચૈતન્યનું નિર્માણ થયું. તેણીએ પોતાના પ્રયત્ને કરી ત્યાં એક સુંદર આશ્રમ બનાવ્યો. રમણીય ફુલછોડ, ફળઝાડ ઉછેરી તેમની માવજત કરી મોટાં બનાવ્યાં. આગંતુક દર્શનાર્થીઓની આવન-જાવન વધી ગઇ. આશ્રમની વિશ્રામ ભવન જેવી રમણીયતા જોઇ ત્યાં જ બેસી રહેવાનું મન થાય. દર્શનાર્થીઓનાં મન આનંદથી પ્રસન્ન બની કેવળ સંત દર્શનથી તેમના ત્રિવિધ તાપ ઓછા થઇ જતા. લોકોનું આવવાનું એટલું વધી ગયું કે મહાપુરુષના આ સ્થાનને દેવ મંદિરનું સ્વરૂપ પ્રાપ્ત થયું. શ્રદ્ધા ભાવનાથી લોકોની મનોકામના પણ પરિપૂર્ણ થતી હતી. એક સમયે અતિ ભયાનક જણાતી આ ચંપકવનની ભૂમી સંત પુરુષોના નિવાસથી પરમ પાવન બની ગઇ અને હવે યોગમાયાના અવતાર સ્વરૂપિણી કીકીબાઇના મંગલમય સ્પર્શથી પરમ મંગલદાયી દેખાવા લાગી, સંત પુરુષોનો દર્શન અને સહવાસ આનંદદાયક હોય છે. તે જગતમાં અજોડ હોય છે.



સતત અહર્નિશ ધ્યાન મગ્ન રહેતા યોગી ભાભારામ તો આંખો બંધ કરી આત્મ સ્થિતિમાં જ પૂર્ણ ધ્યાનસ્થ રહેતા હતા. પરંતુ પૂર્ણ ઇચ્છા હૃદયમાં રાખી બેઠેલા દુઃખી

લોકોના તારણહાર તો કીકીબાઇ જ બનતાં હતાં. દરેકની વ્યથા તે જાણી લેતાં. તેમને સહાનુભૂતિ દર્શાવી, સમજ આપી ગુરુદેવ કૃપાથી પ્રાપ્ત થયેલા દિવ્ય જ્ઞાનના વચનામૃત પીવાડવી તૃપ્ત કરતાં. તેટલામાં તેમનું સમાધાન ન થાય તો ગુરુદેવ ભાભારામનું ચરણ તીર્થ આપી તેમનું દુઃખ દૂર કરવાનો પ્રયત્ન કરતાં હતાં. પૂર્ણ શ્રદ્ધાથી કરેલું કોઇ પણ કાર્ય સફળ થઇ સિદ્ધ થાય છે. આ પ્રમાણે સર્વ લોક સંત ચરણામૃતથી પરમ પાવન બની તેમની પીડા દૂર થતાં શાંત ચિત્તે પાછા જતા. દિવસે દિવસે તે ધામ પર સાધુ, સંત, યોગી અને અતિથિઓનું આવવું વધી ગયું. કીકીબાઇ પોતે શક્ય બને તેટલી સેવા કરી તેમને સંતોષ આપતાં હતાં. સંત ભાભારામ દ્વારા તેમની પરમ વાણી પ્રસાદરૂપ બનવા લાગી.

ભગવાન ભરોસે તે અતિથિધામ ચલાવવા લાગ્યાં. આજે રસોઇ બની શકી પણ આવતી કાલે શું થશે ? અરે, હા ફિકર કોણ રાખે. જેનું સદાવ્રત હશે તેણે તે ફિકર રહેશે. સદાવ્રત તો ભાભારામ મહારાજનું છે અને એ મહાત્મા તો હરહંમેશ ધ્યાન મગ્ન જ રહે છે. હવે તેનું અતિથિધામ અથવા આશ્રમની વ્યવસ્થા કેવી થશે ? ભગવદ્ગીતામાં ભગવાને આશ્વાસન આપેલું છે ને, ' જે મારો અનન્ય ભક્ત હશે તેનો હું બનીને રહીશ.' ગીતાના તે નાયક ભગવાન મનમોહન જ સંત ધામ ચલાવવા કટીબદ્ધ હતા. કીકીબાઇ પણ આ તેની લીલા જોઇ દંગ બની જતાં હતાં. વસ્તુઓ કયાંથી આવે છે ? કોણ મોકલે છે ? તે તો ભગવાન જ જાણે. પરંતુ જે કંઇ જોઇતું હોય તે આવી જતું અને તેથી આતિથ્ય ધામની વ્યવસ્થા સારી રીતે ચાલવા લાગી.

લોકો ભાભારામ મહારાજની તપશ્ચર્યાની બલિહારી માનતા તો કેટલાક કીકીબાઇ તરફ દષ્ટિ કરી બોલતા કે આ માતાજી ખરેખર શક્તિનો અવતાર છે. આ યોગમાયાના પગલાંના પરિણામે બધું જોઇએ તે મળી જાય છે. પરંતુ પોતે કીકીબાઇ આ વિષે કંઇ જ સમજી શકતાં ન હતાં. તે ફક્ત જાણતાં હતાં કે સંત ચરણનો જ આ પ્રતાપ છે. નવ નિધિ અને અષ્ટ સિધ્ધિ સંત ચરણોની દાસીઓ થઇને જ રહે છે. યોગી ભાભારામના આશ્રમમાં પ્રત્યક્ષ અન્નપૂર્ણા દેવી આવીને રહ્યાં હતાં એ સાચું જ લાગતું હતું.



સંત સેવા કરતાં કરતાં કીકીબાઇ સંત સ્વરૂપ જ બની ગયાં. પારસમણીના સ્પર્શથી લોખંડનું સુવર્ણ બને છે તે રીતે કીકીબાઇમાં પણ દિવ્ય પ્રભાવ પ્રકટ થવા લાગ્યો. આશાપૂર્ણ અંતઃકરણથી લોકો આશ્રમમાં આવતા. પરંતુ સંત ભાભારામ સદૈવ ધ્યાન મગ્ન અવસ્થામાં

રહેતા. તેમને દર વખત ધ્યાનમાંથી જગાડવા યોગ્ય ન હતું. વિવિધ લોકોના વિવિધ પ્રશ્ન લોકોની અભિલાષાઓની થનારી મુંઝવણ કીકીબાઇ જોઇ શકતાં ન હતાં. જ્યારે ભાભારામ ધ્યાનમાંથી જાગૃત બની સ્વસ્થ હોય ત્યારે કીકીબાઇ પોતાના હૃદયની સ્થિતિ સમજાવી કહેતાં એ સાંભળી ભાભારામે કહ્યું; -

**संतको बिरद बखानके, संत बनो कीकीबाई ।**
**लोगनके दुःख द्वन्द्वको, भेटन करो उपाई ।।**

**योगी बैठे ध्यानमे, करो जनताकी प्रतिपाल ।**
**दुःखीयन के दुःख दुर करो, बनो लोगनके रखवाल ।।**

કીકીબાઇ ! તું પણ સંતની બહેન છો, દુ:ખિયારાના દુ:ખનું નિદાન કરી ઉપાય તારે જ દર્શાવવો. જે સમય સુધી હું ધ્યાન મગ્ન રહું તે સમય સુધી મારું આ કામ તારે જ કરવાનું છે.' સંતના આ આદેશથી કીકીબાઇમાં એક સબળ પ્રેરણા જાગૃત થઇ અને લોકોનાં સર્વ દુ:ખોનું નિવારણ કરનારાં, તેમની તમામ આશા અરમાનો પૂર્ણ કરનારાં પ્રેરણામૂર્તિ તે બની ગયાં.

દિવસે અતિથિ અભ્યાગતોની, સંતોની સેવા અને રાત્રે ભગવત્ ધ્યાન. આ પ્રકારનો તેમનો નિત્ય કાર્યક્રમ બની ગયો. અજંપા જાપના ધ્યાન યોગ દ્વારા તે પણ યોગી રૂપ બની ઘણી જ ઉંચી કક્ષાએ પહોંચી ગયાં.

સંત ભાભારામે બાર વર્ષ સાધનામાં વ્યતીત કર્યા હતાં. તો પણ તેમની સાધના સફળ થઇ નહોતી. તેમ છતાં તેઓ ભક્તિથી ચલિત થયા નહોતા. પોતાના સાધના માર્ગમાં નિશ્ચલ જ રહ્યા. કીકીબાઇ પણ તેમના સાનિધ્યમાં ધ્યાન સાધના અને સેવા કાર્ય કરતાં હતાં. સંત ભાભારામનાં ધ્યાન સાધનામાં ચોવીસ વર્ષો પરિપૂર્ણ થયાં અને પરમાનંદ પ્રભુ પુરુષોત્તમનું આગમન થયું ત્યારે ભાભારામ અત્યંત પ્રેમ વિભોર બની અત્યાનંદથી હર્ષઘેલા થઇ નાચવા લાગી ગયા, તે સમયે ભગવંત સાથે તેવોએ ઘણી વાતો કરી. ભાભારામે પોતાની તમામ શંકા કુશંકાઓનું નિવારણ કર્યું.



ધ્યાનાવસ્થામાં કીકીબાઇએ ભાભારામ સાથેના ભગવાનના મેળાપનો ગૂઢ સંવાદ શ્રવણ કર્યો. જતાં જતાં ભગવંતે કીકીબાઇને પણ સાક્ષાત્ દર્શન આપ્યાં અને કીકીબાઇનો

પ્રેમયોગ-હરિસાધના સાર્થક કરી. ભગવંતે અત્યંત પ્રેમથી તેને મુકત હૃદયે મનોવાંછિત વરદાન માગવા કહ્યું, ત્યારે કીકીબાઇએ ભગવંતને કહ્યું; 'પ્રભુ ! આપની પાસેથી મનોવાંછિત વરદાન પ્રાપ્ત કરવા જેટલી મે કંઇ ભક્તિ સાધના કરી નથી. કેવળ આપના દર્શનની અભિલાષા હતી તે આજે પૂર્ણ થઇ. દયાનિધિ ! આ ભાવ નિત્ય રહે, કરુણા દૃષ્ટિ આ સેવિકા પર સદૈવ રહે અને આપનું મનોહારી દર્શન સતત થતું રહે.' એ જ મારી આપને પ્રાર્થના છે. નિસ્વાર્થ કીકીબાઇએ ભગવંત પાસે કંઇ પણ માગ્યુ નહિ. જેના હૃદયમાં કોઇ પણ અભિલાષા નથી તેને શું માગવાનું હોય ? અતિશય પરિશ્રમથી કરેલી કિંમતી ભક્તિ લોભ લાલસામાં વેડફી ન દેવાય. સંતોનું હૃદય એવું નિર્લોભી અને નિષ્કામી હોય છે. જેને પ્રેમાળ પ્રભુની પ્રાપ્તિ થઇ તેમના હૃદયનો આનંદ અકથ્ય - અવર્ણનીય છે. કીકીબાઇએ આનંદ સાગરમાં ડુબકી મારી એક પદમાં ગાયેલું છે;

મૈં તો સમર્યા સુંદર શ્યામ, વ્હાલા વનમાળી રે,
નિશ દિન ધરતી ધ્યાન, ભકતોના પ્રતિપાળ રે.
અજંપા જપ્યા દિન રેન, અલખને આરાધ્યા રે,
હરિ મુખ જોવા કાજ, પ્રેમ યોગ સાધ્યા રે.
અંતરની અભિલાષા આઘી આઘી જાયે રે,
મારા પ્રભુજીનો પંથ, કેમ કળાય રે.
વીતી ગયા દિવસને માસ, વરસો વાયા રે,
જોતી હતી જેની વાટ, એ હરિ નવ દેખાયા રે.
આશાનો ગઢ ઉંચો, લાગ્યો અવિનાશી રે,
તેમને ભજતાં લાગી રહી આજ, જનમની પ્યાસી રે.
હવે જીવન તમારે હાથ, રાખો તો રહીયે રે,
વાદીગરના ખેલ, ખેલાવો ત્યાં જઇયે રે.
બાનાની પત નહિ જાય, પ્રભુજી એવા પ્યારા રે,
યુગ વીત્યો નેં આણ્યાં ધામ, નામથી ન્યારા રે.
પ્રથમ દર્શન દીધાં ગુરુદેવ, ભાભારામે ભાળ્યા રે,
કર જોડી કહે કીકીબાઇ, અવિનાશી પ્રભુ આવ્યા રે.

 ઘણા વર્ષોએ ભક્ત અને ભગવંતનું મંગલ મિલન થયું હતું. પ્રથમ ગુરુ ભાભારામને ભગવાને દર્શન આપ્યાં પછી કીકીબાઇ પર અનુગ્રહ થયો. ભગવાનનું પરમ પાવન દર્શન થતાંની સાથે જ તેમના સર્વ મનોરથ પરિપૂર્ણ સિદ્ધ થયા. જગતના પાલનહાર મનમોહનને પ્રાપ્ત કર્યા બાદ તેને માગવાનું શું બાકી રહે ? જેને જગતનો નાથ મળી ગયો તેને સાંસારિક તુચ્છ વૈભવનું કામ શું હોય ?

ભગવદ્ દર્શન પછી કીકીબાઇના જીવનમાં ઘણો જ ઉત્સાહ-આનંદ અને મનોબળ-ધૈર્ય આવ્યાં. પછી તેમણે દઢ મનોબળ કરી આશ્રમના આતિથ્યધામ અને સદાવ્રતની ખૂબ જ પ્રગતિ કરી. સદાવ્રત હતું તેથી કયારે પંદર, કયારે પચાસ તો કયારેક કયારેક સો બસો માણસો પણ આવતાં હતાં. આટલા બધા લોકોની રહેવાની, જમવાની, સ્નાનાદિની સર્વ વ્યવસ્થા જોવાનું કાર્ય એકલાં કીકીબાઇને જ કરવું પડતું. પરંતુ કોઇ પણ પ્રકારનું આળસ ન કરી તેમણે પોતાનું જીવન આ કાર્ય માટે સમર્પિત કરી દીધું હતું.

એક સમયે સદાવ્રતમાં અનાજ ખુટી ગયું. કીકીબાઇ ચિંતામગ્ન બની ગયાં. તાત્કાલિક બહારથી ગમે ત્યાંથી સગવડ કરવી પડે તે માટે બારણા પાસે જવા નીકળ્યાં. તે જ સમયે એક માણસ હાથ જોડી સામે આવ્યો અને બોલ્યો; આ અનાજની ગુણો લાવ્યો છું કંઇ જગ્યાએ ઉતારવી છે તે કહો. કીકીબાઇ ભાવવિભોર બની ગયાં અને કર જોડી પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યાં - 'કે, હે શામળીયા ! તે આજ લાજ રાખી.'

એક વખત ઘણા સંતો જમતા હતા તે જ વખતે સો દોઢસો સાધુઓનો સંઘ ભાભારામના દર્શન માટે પધાર્યો. માતાએ તે જ પંગતમાં બધાને બેસાડી જમાડી તૃપ્ત કર્યા. બધા આશ્ચર્યચકિત થઇ ગયા. આ માતાએ આટલી રસોઇ આટલા મિષ્ટાન્ન સાથે કયારે બનાવી હશે. આટલા લોકોને જમાડી તૃપ્ત કર્યા પરંતુ રસોઇનાં વાસણો તો કોઇ દેખાતાં નથી, કીકીબાઇના હાથનું તે અમૃત સમાન ભોજન લઇ સર્વ સંત જન પોતાને ભાગ્યવાન માનવા લાગ્યા.

કીકીબાઇને ભગવાને મુક્ત હસ્તે અપ્રતિમ સૌંદર્ય આપ્યું હતું. સંતના ધામમાં અનેક  પ્રકારના માણસો આવતા. એક દિવસે એક ફરતો ફરતો સાધુ આવ્યો. સાધુ હોવા છતાં તેના હૃદયમાં વિષયોનું વિષ મટી ગયું ન હતું. તે પંગતમાં જમવા બેઠો પરંતુ જમી શકતો ન હતો કારણ કે તેનું ધ્યાન તો કીકીબાઇ પર જ હતું. તદ્દન નિશ્ચલ (હલકી) દષ્ટિથી તે કીકીબાઇને

નિહાળતો હતો. સાધુની તે વિષયાસક્ત નજર જોઇ કીકીબાઇ ધીમેથી તેની પાસે આવી અને થોડા આવેશથી બોલ્યાં;

બેટા, તને દૂધ પીવડાવી, ધવરાવી મોટા કર્યા તે દિવસો તને યાદ નથી આવતા ! તું આ દૂધને ભૂલી ગયો તો વાંધો નથી પણ જેણે તને જન્મ આપ્યો તે માતાને પણ ભૂલી ગયો ?' કીકીબાઇના આ શબ્દ પ્રહારથી ભાન ભૂલેલો સાધુ શુદ્ધિમાં આવ્યો. આકસ્મિક રીતે અચંબામાં પડી કીકીબાઇ તરફ જોવા લાગ્યો, તો સાક્ષાત્ તેની માતા સામે ઉભો રહેલો દેખાયો. સાધુ ત્વરાથી ઉભો થઇ માતાના ચરણમાં દીનતાથી પડી બોલ્યો;

'માતાજી ! મને ક્ષમા કરો, મારો અપરાધ માફ કરો. હું તમારો અધમ પાપી પુત્ર છું. પુત્ર કુપુત્ર બન્યો પણ માતે ! તમે આ ગરીબ, હીન, દીન, પાપી, ચાંડાળ પર કૃપા કરો. માતે ! હું ખરેખર માર્ગ ભૂલ્યો હતો. તમે મને ઠેકાણે લાવ્યાં, તમે સાક્ષાત્ ભગવતી છો.' એવું બોલી તે કીકીબાઇના ચરણે પડી ગયો. અપાર વાત્સલ્યથી તેને ઉઠાડી અને કહ્યું; 'બેટા, તું ભૂખ્યો છે. શાંતિથી ભોજન કર.' એવું કહી કીકીબાઇએ તેને બેસાડયો અને સ્વ હસ્તે પીરસી તૃપ્ત કર્યો.

સંત ભાભારામની કૃપા દૃષ્ટિથી વાંઝપણ મટી પુત્રરત્ન પ્રાપ્ત થયેલો એક કણબી શેઠ અને શેઠાણી માનતા-બાધા પુરી કરવા માટે એક કુશળ કારીગર પાસેથી ચાંદીનો ઝુલો તૈયાર કરાવી સંત ધામમાં લઇ આવ્યાં. સંત ભાભારામ ધ્યાન મગ્ન હતા. તેવોએ આશ્રમમાં આવી ગુરુગાદી પર ફુલહાર ચઢાવી, શ્રીફળ ધરાવી અને ચાંદીનો ઝુલો ગાદી સામે મૂકી પોતાના નાનકડા દીકરાને ગાદી સામે સુવડાવી અને હાથ જોડી વિનયથી બોલ્યાં; 'મહારાજ અમે તો વાંઝ બન્યાં હતાં, પણ આપે અમારા પર કરુણા કરી પુત્ર રત્ન આપ્યું અને દુનિયાના મેણાં ટોણાંથી અમોને મુક્ત કર્યાં. આ પુત્ર આપે આપેલ છે. માનતા માની હતી તે અનુસાર આ ચાંદીનો ઝુલો અહીં ચઢાવી અને આપના કૃપા પ્રસાદ તરીકે પુત્રને લઇ જઇએ છીએ.' એવું બોલી માતાએ તે બાળકને ઉંચકી ખોળામાં લીધો.

કીકીબાઇ આવ્યાં. તેમણે ચાંદીનો ઝુલો ત્યાં મૂકેલો જોઇ બોલ્યાં; 'બહેન, સાધુના સ્થાનમાં એવા ચાંદીના ઝુલાની કોઇ જરૂર નથી. ઉલટાની એવી વસ્તુઓ એટલે ઉપાધિ વધે. તમારી માનતા ફળી ગઇ હવે આ ઝુલો ઘેર લઇ જાઓ. બાળક જ્યારે રમવા જેવડો થાય ત્યારે તેને રમવા માટે આપજો.' એવું કહી જુલો પાછો લઇ જવા આગ્રહ કર્યો. પરંતુ કણબી

શેઠે ના કહી કે અમે બાધાના બંધનમાંથી મુક્ત થયા. હવે આ ઝુલાને પાછો ઘેર લઇ જઇશું નહીં. એવું બોલી તે દંપતી કીકીબાઇને વંદન કરી ત્યાંથી ઘેર જવા નીકળી ગયાં.

સંત ધામમાં અનેક પ્રકારના સાધુ સંત આવતા હતા. આ વખતે ચાંદીનો ઝુલો ભેટ તરીકે આવેલ છે એ જોઇ એક સાધુના મનમાં તે ઝુલો લઇ જવાની દુર્બુદ્ધિ આવી. લાગ મળવાથી રાત્રીના સમયે ચુપચાપ ઉઠી ઝુલો ઉંચકી તે પલાયન થઇ ગયો. બીજા દિવસે સવારે કીકીબાઇને ઝુલાની ચોરી થયાનું ધ્યાનમાં આવ્યું. તે પોતે નિરપેક્ષ હોવાથી ખાસ દેખભાળ રાખી ન હતી. આ બાજુ ચોર સાધુ એકાદ કોસ ગયા બાદ એક ચોરે તેને પકડી તેની ઝોળીમાંથી ચાંદીનો ઝુલો કાઢી લીધો અને તેને અતિશય માર મારી અધમુવા જેવો કરી નાખ્યો. સાધુ પોતાના હૃદયમાં પશ્ચાતાપ કરવા લાગ્યો. મનોમન તેણે ભાભારામ અને કીકીબાઇની ક્ષમા માંગી.

એક વખતે રાત્રીનો પહેલો પ્રહર પુરો થયા બાદ આશ્રમમાં એક યોગી પુરુષ સંત ભાભારામના દર્શન માટે આવ્યા.તે યોગીની ભવ્ય, દિવ્ય, તેજસ્વી મૂર્તિ જોઇ અને રાત્રીના આગંતુક સમયે આવેલા જોઇ કીકીબાઇને આશ્ચર્ય થયું. કીકીબાઇએ વિનયથી યોગીને કહ્યું; 'મહારાજ ! આપ બહુ દૂરથી આવેલા જણાવ છો. થોડોક સમય વિશ્રાંતી લો ત્યાં સુધીમાં હું આપના માટે ભોજનની વ્યવસ્થા કરું છું. ગુરુજી તો હમણાં ધ્યાન મગ્ન બેઠેલા છે અને કોણ જાણે કયારે તેમની ધ્યાનાવસ્થા છુટે !' આગંતુક યોગી બોલ્યા; 'માતાજી યોગી પુરુષની ગતિ જ અકળ હોય છે. તે તો પોતાના જ પ્રભુના ધ્યાન ચિંતનમાં આનંદ અનુભવી રહ્યા હોય છે. મને તો ફક્ત તેમના દર્શનની જ ભૂખ છે. તેથી એક વાર તે જ ધ્યાનાવસ્થામાં મને તેમનું દર્શન કરાવી આપો. માતાજી હું નિત્ય તૃપ્ત જ છું મને ભૂખ નથી. સંત ભાભારામના દર્શનની જ ફક્ત તૃષા છે તેમની પાસે મને લઇ ચાલો.'

કીકીબાઇ તે યોગીવરને લઇ ગુરુના આસન પાસે ગયાં, ત્યાં જઇ તે ધ્યાનમૂર્તિ નિહાળી યોગીએ દંડવત પ્રણામ કર્યા અને અત્યંત ભાવપૂર્ણ નયનોથી તે મૂર્તિ જોઇ પરમ આનંદમાં પ્રસન્નતા પામી નજીકમાં જ ઉભાં રહેલાં કીકીબાઇના ચરણને નમન કરી બોલ્યા; ' માતાજી ! આજે આપનાં દર્શનથી ખરેખર ગંગામૈયાના દર્શનનો લાભ મળ્યો. યોગીવર સાક્ષાત્ શંકર સ્વરૂપ ભાભારામ મહારાજ અને આપના પાવન દર્શનથી આજે હું તૃપ્ત થયો. માતે ! હું આવું ત્યારે આ બાળક પર આપણી કૃપા દૃષ્ટિ રાખજો.' એવું બોલી કીકીબાઇની ચરણ ધૂળ મસ્તકે

ધારણ કરી જેવો આવ્યો હતો તેવો જ જતો રહ્યો.


**योगी प्यासा दरशनका, आये गुरुके धाम ।**
**गुरुदेव अरु साध्वीको, झुक झुक किये प्रणाम ।।**

એક વખત યોગી અડબંગનાથ, જાન્હવીદાસ, સતાનંદજી અને રસિકનાથ આ ચારે સિદ્ધ પુરુષો માનવ કલ્યાણ માટે પોતાના પવિત્ર સ્થાનકેથી પ્રયાણ કરી જગતમાં પર્યટન કરતા કરતા ચંપકવનમાં આવ્યા. યોગી ભાભારામના આશ્રમમાં પ્રવેશ કરતાંની સાથે જ કીકીબાઇ સામે ગયાં અને અત્યંત વિનમ્ર ભાવથી પ્રણામ કર્યા. સિદ્ધ પુરુષ અડબંગનાથે કીકીબાઇ તરફ ગહન દૃષ્ટિથી જોયું ત્યારે તેમને ભૂતકાળનું સ્મરણ થયું. અલિંદ્રા જઇ આપણે જેમને વરદાન આપી જેમનું વાંઝપણું મટાડયું હતું તેની જ આ કન્યા છે. આ અહીં કેવી રીતે આવી હશે ? યોગીએ અનિમેષ દૃષ્ટિ કરવાની સાથે જ કીકીબાઇને પણ ભાન થયું. એ જ ગુરુદેવે આપણને બાળપણમાં સંસારની અસારતા સમજાવી હતી. તે ગુરુવર્યને જાણી કીકીબાઇ અડબંગનાથના ચરણે દંડવત્ પડી ગયાં. હર્ષા અશ્રુ વડે યોગીના ચરણ ધોઇ પ્રક્ષાલન કરવા લાગ્યાં. ત્યાગ મૂર્તિ યોગી પુરુષના નેત્રોથી પણ જલબિંદુ ટપકવા લાગ્યાં. તે મહા પુરુષે તેમના શિર પર વરદહસ્ત મૂકી પોતાના હાથથી તેને ઉભી કરી અને કહ્યું; બાલિકે ! ઉઠ, આ જગતમાં સેવામાં જ આપણા જન્મનું કલ્યાણ છે. તું ચિંતા ન કર. યોગીશ્વર ભાભારામના સાનિધ્યમાં તારું જીવન પરમ ઉજ્જવળ બની ઝળકશે. શિર પર જે કર્તવ્ય કર્મની જવાબદારી ઉઠાવી છે, સેવિકા પ્રમાણે તે પાર કર. તારો ભાવી સમય ઉજ્વળ છે. એવું બોલી તેને આશીર્વાદ આપ્યો. ગુરુનો અને શિષ્યાનો આ અદ્ભૂત અનુરાગ અનુપમેય જ હતો. તે જોઇ બધા આશ્ચર્યથી દિગ્મૂઢ થઇ ગયા.

કીકીબાઇ સ્વસ્થ બન્યાં. અન્ય ત્રણે યોગીઓના ચરણાવંદી તેણીએ લીનતાથી પ્રણામ કરી, સર્વને ગુરુદેવ ભાભારામ ધ્યાન મગ્ન હતા તે આસન પાસે લઇ ગયાં. યોગીઓને યોગી મળ્યા અને આનંદનું પૂર ઉમટયું, યોગી અડબંગનાથ અને સર્વ યોગીઓનો યોગીશ્વર ભાભારામ સાથે સત્સંગ થયો. તેઓએ સાથે બેસી અગમ્ય જ્ઞાન વાતોની ચર્ચા કરી. કીકીબાઇએ પણ એકાગ્ર અંતઃકરણથી તે ચર્ચા સાંભળી અને તેણીના અંતઃકરણમાં પ્રેમ સાગર ઉછળી આવ્યો. જ્યારે તેઓ પાછા જવા માટે તૈયાર થયા ત્યારે મહાપુરુષનું હૃદય તેમનો વિયોગ સહી શકતું ન હતું. તેમ છતાં હૃદય કઠણ કરી તેઓ ઉઠયા, ત્યારે કીકીબાઇ દૂર

ઉભાં રહી ડૂસકે ડૂસકે રડતાં હતાં. તે જોઇ સિદ્ધ પુરુષનું હૃદય દ્રવી ગયું. તેઓ તેણી પાસે ગયા. તેણીના માથા પર વરદહસ્ત મૂકી બોલ્યા, ' બાલિકે ! યોગી પુરુષની માફક માનવ કલ્યાણના વ્યવસાયમાં પ્રવૃત્ત રહો. તારૂં નામ સદા સર્વદા અમર બની રહેશે.' એવું બોલી આશીર્વાદ આપી યોગી પુરુષો વિદાય થયા. કીકીબાઇએ નીચે નમી તેમને પ્રણામ કર્યા.

આ અલૌકિક પ્રસંગ જોઇ ભાભારામ મહારાજ પણ આશ્ચર્યચકિત બની ગયા. શું કીકીબાઇ પણ યોગી અડબંગનાથને જાણે છે ? એવો પ્રશ્ન તેમના ચિત્તમાં ઉદ્‌ભવ્યો. પણ યોગીઓના વિરહની વ્યથામાં એ પ્રશ્ન ભૂલાઇ ગયો. મહાપુરુષોના મિલનથી થનારો આનંદ અને તે પછી થનાર વિયોગના દુ:ખનું વર્ણન થઇ શકે જ નહીં, પણ તેમના સંગથી પ્રાપ્ત થનારો આનંદ કંઇ અલગ જ હોય છે.

**योगी जनके मिलनकी, योगी को अभिलाष ।**
**भाभारामको देखते, पहुँची मनकी आश ।।**

સંત ભાભારામે એક વખત પ્રશ્ન કર્યો, 'બહેન કીકીબાઇ તું યોગી અડબંગનાથને ક્યારથી જાણે છે ? તારા વિષે આટલા આત્મિયતાથી યોગીએ પ્રેમભાવ વ્યક્ત કર્યો તે જોઇ મને ખરેખર આશ્ચર્ય થયું.' ભાભારામના આ પ્રશ્નનો જવાબ નહીં આપતાં કીકીબાઇએ તેમને જ ઉલટાનું કહ્યું; 'મહારાજ ! મને પણ એ જ આશ્ચર્ય જણાય છે કે યોગીરાજ અડબંગનાથ જોડે આપનો સંબંધ શું છે કે આપણને મળવા માટે દૂરથી દોડતા આવ્યા ?

**પદ**

**અડબંગનાથજી ગુરુજી તમને ઓળખે, સિદ્ધપુરુષ મળવાને કેમ ધાય જો,**
**અસલ નાતો શું છે તમારો એમનો, કહોને ગુરુજી પુછું લાગી પાય જો.**
**પૂર્વ જન્મમાં ઉત્તર ખંડમાં બેસીયા, તપેશ્વરી થઇ ધરે પ્રભુની ધ્યાન જો,**
**અડબંગનાથજીના સંગમાં જઇને બેસતા, યોગીજનો થઇ જાતા ગુલતાન જો.**
**સિદ્ધ પુરુષે મુજને ઘણી વાતો કહી, યોગી પુરુષ પ્રગટે પરહિતકાર જો,**
**અવનિમાં જઇ અધમને ઓધારતા, ભક્તજનોની નિશ દિન કરતા વ્હાર જો.**
**ગિરિ ગુફામાં બેસીને તમે શું કરો, ભાવ કરીને ભજવાને કિરતાર જો,**
**અવિનાશીના બાળ જગતમાં આથડે, નાગા ભુખ્યા લોક રુવે હજાર જો.**

દુ:ખિયાના બેલી થઇને રહો, આંસુ એના લુછી નાખો આ વાર જો,
પરમાર્થમાં પાછા ડગ ભરશો નહીં, અફળ જાશો યોગીના અવતાર જો.
ગુરુ અડબંગનાથના શબ્દો હૃદયમાં લાગીયા, ઉતરી ગયા છે માનો આરપાર જો,
ઇંદ્રકિલથી આ અવનિમાં આવીયા, માંડી બેઠા છે પરમાર્થનો વેવાર જો.
રિદ્ધિ સિદ્ધિ યોગીના ચરણની દાસી છે, ભાવ કરી એને વાપરો પર હિત કાજ જો,
યોગીની લીલા જોવાને આવીયા, ગુરુદેવ અડબંગનાથ મહારાજ જો.
પરમાર્થની પૂજા ભાભારામની જોતાં, હરખીયા યોગી પુરુષના દ્વન્દ્વ જો,
દુ:ખિયારાના દુ:ખ સદા હરતા રહો, જોતાં અમને હૈયે થયો આનંદ જો.
કીકીબાઇ આ કથની છે ગઇ કાલની, યોગી પુરુષનો ત્રીજો છે અવતાર જો,
ભક્તોને કાજે અવનિમાં વસી રહું, મુખથી કદી માગું નહીં ઉદ્ધાર જો.
ગુરુદેવે હેતે હૈયા ખોલીયાં, નિરખી ગુરુની આંખે આંસુ ધાર જો,
કીકીબાઇએ ગુરુના ચરણ ગ્રહી લીધા, માફ કરી દો મુજને દેવ મોરાર જો.

'બહેન કીકીબાઇ ! આ સિદ્ધ પુરુષ સાથે મારો બહુ જૂનો સંબંધ છે. પૂર્વ જન્મમાં ઉત્તરખંડમાં ઇંદ્રકિલ પર્વત પર તપશ્ચર્યા કરતો હતો ત્યારે આ મહાપુરુષ સાથે સંગ થયો હતો. તે સમયે આ મહા યોગીએ મને આદેશ આપ્યો હતો કે, 'હે તપેશ્વરી ! ગિરિ ગુફામાં બેસી શું કરશો ? ફક્ત એકલાએ જ હરિ સાધના કરવાનો શું અર્થ ? યોગીનું પ્રાગટ્ય જન હિત માટે થતું હોય છે. પાપી જીવાત્માઓનો ઉદ્ધાર, ભક્તજીવોની અહર્નિશ સંભાળ કરવા માટે અને જગતમાં ભગવંતના લાડકા બાળકો ભૂખી દુ:ખી અવસ્થામાં ફરતા હોય છે, તેમનાં તપ્ત અશ્રુ લુછવા પાવન પર્યટન કરી ભગવંતનું કાર્ય કરવું જોઇએ. કેવળ ગિરિકંદરામાં એકલાએ બેસી જગત કાર્ય થઇ શકે નહીં. પરોપકારી બની દુ:ખિયાનું દુ:ખ દૂર કરવું જોઇએ. પરમાર્થના આ વ્યવહારમાં પગ પાછળ પડવો ન જોઇએ અને જો કદાચ તેવું બને તો યોગીનો અવતાર પુરો ન જ થયેલો ગણાય. તેથી જો હવે માર્ગ ભૂલી ગયા તો મુક્તગામી નહી બનતાં અધોગામી બનશો.'



ગુરુવર્ય અડબંગનાથનો આ અમુલ્ય ઉપદેશ આ ત્રીજા જન્મમાં યથાર્થ કરવા માટે આ પાવન કાર્ય શરૂ કર્યુ છે. આપણને કરેલા ઉપદેશનું યથાર્થ પાલન થાય છે કે નહી તેનું નિરિક્ષણ

કરવા માટે સિદ્ધ પુરુષ પોતાના ત્રણ સાથીદારોને સાથે લઇ અહીં આવ્યા હતા. પરમાર્થનું આ પાવન કાર્ય જોઇ યોગી પરમ આનંદ પામ્યા.' ગુરુદેવ ભાભારામના મુખેથી આ અલૌકિક સંદેશ સાંભળી કીકીબાઇની આંખોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. તેણીએ પોતે સામે પ્રશ્ન પૂછી ગુરુદેવના હૃદયને વ્યથા કરવા બદલ તેમની ક્ષમા માગી.

ચંપકવનના આશ્રમમાં દેવાના રાજદરબાર ભોજરાજ ઠાકોર હંમેશાં ગુરુદેવ ભાભારામના દર્શન માટે આવતા હતા. કેટલાક વર્ષોથી તેમનો આ નિયમ અખંડ રીતે ચાલુ હતો. હવે તેમની ઉંમર પણ ઘણી થઇ હતી. વૃદ્ધાવસ્થાથી પગે ચાલી શકાતું ન હતું. મનમાં ગુરુના દર્શનની ઘણી અભિલાષા તે પુરી થશે કે નહીં એવા સંશયમાં હતા. એક દિવસ તેઓ ગુરુ ચરણવિંદમાં નમી પડયા. આંખોથી અશ્રુનો પ્રવાહ ચાલુ હતો પણ મુખેથી એક શબ્દ નીકળતો ન હતો. કારણ ત્રિભુવન તારણ ગુરુ મહાત્મા સર્વના અંતરની વાત જાણતા હોય છે પછી બોલીને શું કરવું. ગુરુએ પોતાના હાથે તેમને ઉઠાડી કહ્યું; 'ભોજરાજજી તમે અશ્રુ ઢાળી રહ્યા છો ! કેમ ? મુખેથી વાણી ઉચ્ચારો ! દરબાર ! બોલો, આપણા પર એવું શું સંકટ આવી પડયું છે ? ભગવંતની કૃપાથી તેનું નિવારણ થશે. આપણું જે કંઇ મનોવાંછિત હશે તે પૂર્ણ બનશે. વિના સંકોચે વિદીત કરો.'

ગુરુના આ આશ્વાસનનું વચન સાંભળી દરબારે વાચા ખોલી. તેઓ બોલ્યા;

**ગુરુજી મુખથી બોલત, જીભ ઝાલી રહું,**
**કેમ કરીને બોલું કિરપા નાથ જો.**
**હૈયું મારું રાત દિવસ રડી રહે,**
**ગુરુને તેડી લાવું સંગાથ જો.**
**દયા કરીને દેવામાં આવી રહો,**
**ભાંગે મારા મનડા કેરી ભ્રાંત જો.**
**ભકતજનો સહુ આવીને ભેળા થાશે,**
**ટાળજો એના તનડાના સંતાપ જો.**



'મહારાજ ! શું બોલું ? બોલતી વખતે મારી જીભ અચકાય છે, મારૂં હૃદય તદ્દન વ્યાકુળ બને છે. દિવસ રાત એક જ લક્ષ્ય બની ગયું છે કે કોઇ પણ પ્રકારે ગુરુજીને દેવામાં



 

લઇ જવા. ગુરુદેવ હું દીન હીન આપનો દાસાનુંદાસ છું. મારા મનની અભિલાષા પૂર્ણ કરો. આપ દેવામાં આવી નિવાસ કરો. જે રીતે અહીં ભક્તજન ભેગા થઇને આવે છે તે પ્રમાણે ત્યાં પણ આવશે. આપ તેમના હૃદયનો સંતાપ ઓછો કરો. સેવકોનો સંતાપ દૂર કરો. દેવામાં રહી લોકોનું કલ્યાણ કરો. એ જ મારી પ્રાર્થના છે. આ મારી યાચના પૂરી કરો.'

**ભોજરાયની વિનંતી પ્રભુયે સાંભળી,**
**ભક્ત હેત એને ખાલી કીધો મુકામે જો.**
**દયાનિધિ દેવામાં આવી વસ્યા,**
**દેવા તે દિન બની ગયું સંત ધામજી.**
**ચરોતરના લોકોને અચરજ થયું,**
**ભોજજી પર રિઝીયા ભાભારામ જો.**
**ચંપકવનથી ગુરુજી પ્રેમ પરવવ્યા,**
**જઇને કીધો દેવામાં મુકામ જો.**

સંત ભાભારામે વચન આપ્યું હતું અને ભવિષ્યકાળ પર નજર રાખી મહાપુરુષ જે કઇ ઘટનાઓ નિર્માણ કરાવે છે તે અત્યંત ગુઢ હોય છે. સર્વ સામાન્ય માણસ તે સમજી શકતો નથી. યોગી ભાભારામે ભોજજી ઠાકોરની વિનંતી પરથી દેવામાં મોટો આશ્રમ બાંધી સ્થાયી નિવાસ કર્યો. ખરેખર મહાપુરુષ આશ્રમ, મઠ, મંદિરો વગેરે બાંધવાના અને આશ્રમ ચલાવવાની ઉપાધિમાં પડતા નથી પરંતુ ઇશ્વર જ તેમના દ્વારા તેવું કાર્ય કરાવી લે છે, કારણ ઇશ્વરનો તેમાં કોઇક ઉદ્દેશ રહેલ હોય છે.

એક વખત ચંપકવનથી દેવા તરફ આવતા હતા ત્યારે સંત ભાભારામ અને સંત નાયાજીનું મંગલ મિલન થયું. સંત નાયાજી યોગી પુરુષ હતા. તેમના પણ ત્રણ જન્મ થયા હતા. ત્રીજા જન્મમાં કાનમના કોળી કુળમાં તેમનો જન્મ થયો હતો અને લુંટારુનો ધંધો કરતા હતા પણ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના સમાગમથી તેઓ સંત બની ગયા. સંત ભાભારામ અત્યંત પ્રેમ આદર ભાવે તેમને પોતાના આશ્રમમાં લઇ ગયા. સંત નાયાજીના દર્શનથી કીકીબાઇને પણ પરમ આનંદ થયો. કીકીબાઇનું પ્રાગટય યોગીવર અડબંગનાથના શુભ આશીર્વાદથી થયું હતું. ભાભારામ પણ તે જ સિદ્ધ પુરુષના શુભ આશીર્વાદથી પ્રગટ થયા હતા. જ્યારે સંત નાયાજીને સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનો સમાગમ અને યોગીશ્વર



 

સોહંનાથની શુભ આશીર્વાદ મળ્યો હતો. આ પ્રકારે આ સર્વ યોગીશ્વરોનો પૂર્વ ઋણાનુબંધ હતો તેથી મૃત્યુલોકમાં તેઓનું આ રીતે મિલન થયુ હતું. કીકીબાઇ એ પૂર્વ સંબંધ જાણતાં હતાં તેથી સંત નાયાજીના આગમન સાથે તેમને મંગલ ગીત ગાઇ તેમનું સ્વાગત કર્યુ.

**પદ**

**આવ્યા આવ્યા નાયાજી મહારાજ, દુર્લભ દર્શન કીજીયે રે જી,**
**આ તો યોગી જનનો દેશ, ઓળખીને લ્હાવા લીજીયે રે જી.**
**યોગી થઇને અવનિ માંય, આવ્યા છો અવતાર ધરી રે,**
**ભૂલ્યા ભટકયા જીવ, એના પર મહેર કરી રે.**
**ગુરુજી જુગ જુગની સગાઇ, અડબંગનાથ ઓળખે રે,**
**એમાં સોહંનાથ સોહાય, અવતાર સઘળા એ લખે રે.**
**નાયાજી બેઠા છે આસનવાળી, યોગી આવે મળવા રે,**
**હૈયામાં હરખાય, ધન્ય ધન્ય યોગી અવતાર રે.**
**નાયાજી આવ્યા અમ ઘર આજ, દિવાળી દન ઉગીયો રે,**
**પરભવ કેરી સગાઇ, આનંદ ઉરથી ઉછળ્યો રે.**
**ગુરુજી ભાભારામ મહારાજ, અડબંગનાથને વિનવે રે,**
**કીકીબાઇ બેઉ કરજોડ, નાયાજી ચરણે નમે રે.**

કીકીબાઇએ નાયાકાકાને જન્મોજન્મના જુના પ્રેમ સંબંધોના વર્ણન કરી કહ્યા અને તેમનો યોગ્ય આદર સત્કાર અને સન્માન કર્યું. પછી તેણીએ આપણને જે ગુરુ મળ્યા તે કેવા છે તે વિશે જીજ્ઞાસુ બુદ્ધિથી પ્રશ્ન કર્યો. :-

**કહોને ગુરુજી એક વાર, સદ્‌ગુરુ કેવા મળિયા રે,**
**અકરમ કીધા દૂર, ભકિતમાં કેમ ભળીયા રે.**

નાયાજી :-



**મારા ગુરુજી દીનદયાળ, જગજીવન સાચા રે,**
**ક્ષણમાં છોડાવ્યા ફંદ, આપી મુજને વાચા રે.**

વસતા પીરાણા માંહી, સદ્ગુરુ ઇમામશાહ રે,
એમના ચરણકમળની માંય, પરચા અથાહ રે.

કીકીબાઇ :-

પરચા બતાવે મોરાર, દુનિયા વખાણે રે,
મને ગુરુના દર્શન કેરી આશ, કયારે ગુરુ આવે રે.

નાયાજી :-

મોંઘો અવસરીયો આવે, ગુરુનાં દર્શન થાય રે,
વિનય કરીને મહારાજ, આરત વાણી ગાય રે.

કીકીબાઇ :-

નાયાજી તમારા ગુરુદેવ, નીરખવા છે નૈને રે,
કીકીબાઇ કહે અમ ઘેર, તેડી લાવો એમને રે.

નાયાજીએ પોતાના ગુરુદેવના યશ ગાયા તે સાંભળી કીકીબાઇએ તેમનાં દર્શનની અભિલાષા વ્યક્ત કરી અને પ્રેમાગ્રહથી કહ્યું કે; 'એક વખત આપના ગુરુદેવનું દર્શન કરી તેમનો આદર સત્કાર કરવાની મનમાં બહુ ઇચ્છા છે.

ત્યારે નાયાજી બોલ્યા; -

આવશે આવશે મારા ગુરુદેવ, આંગણીયે તમારા રે,
તે દિ ઉજળા હોશે તન મન, ચેતાવન હારા રે.
ગુરુજી બુડતાની ઝાલે બાંય, તાર્યા કઇ જીવન રે,
એના ગુણલા વખાણ્યા કેમ જાય, પેખી લેજો ભવ ને રે.
જાંબુદ્વિપની માંય, થંભ એમને રોપ્યો રે,
પ્રગટ પીરાણા મોરાર, સ્વામીજી આવ્યા રે.
મારા ગુરુજી અગમના ભેદ, ભાખે જો ને ખડા રે,
સુગરા દર્શન પામે, ભાગે નર કુડા રે.

કીકીબાઇ :-

ગુરુજીના વખાણ, કરો છો તમે પુરા રે,
અમને મળવાની હોંશ, પરખીયે શુરા પુરા રે.
નાયાજી અમારા બોલ, ઉરમાં લખી લેજો રે,
એક દિન ગુરુના દિદાર, અમને દેજો રે.

સંત નાયાજીનો અને સંત ભાભારામનો ઘણા સમય સુધી વાર્તાલાપ થયો. સત્સંગની જ્ઞાન ચર્ચામાં ત્રણે જણાં ન્હાઇ રહ્યાં છે. તેમની જ્ઞાન ચર્ચાની વિમલ કથાઓની નાયાજીના પરમ શિષ્ય ગંગાસિંહ ગોહિલે યથાર્થ નોંધ કરી રાખેલ છે.

અત્યંત પ્રેમથી ઉલ્હાસમય બનેલાં બંને બહેન-ભાઇ મનોમન સદ્‌ગુરુનાં દર્શન અને મિલન માટે અત્યંત આતુર બની ગયાં. તેમને પોતાની આંતરિક અભિલાષા નાયાજી પાસે ફરી વિદીત કરી.

નાયાજી બોલ્યા; 'ભાભારામ ! કીકીબાઇ ! આપની અભિલાષા ટૂંકમાં જ પૂર્ણ બનશે. એક દિવસ આપણા આ સ્થાનમાં સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનું આગમન જરૂર થશે. તે દિવસે આપણા હૃદયમાં અદ્‌ભૂત પરમાનંદ પ્રગટ થશે.' એવું બોલી સંત નાયાજી આશ્રમથી પ્રયાણ કરવાની તૈયારી કરતા હતા તે જ સમયે પરમસેવક હાજરવીર સાથે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનો રથ ત્યાં દાખલ થયો.

અણધારી રીતે સર્વ યોગીઓનો સમાગમ થવાથી બધાને ખૂબ જ આનંદ થયો. સૌએ સદ્‌ગુરુ ચરણે માથું નમાવ્યું. સર્વેને અત્યંત પ્રેમથી ઉઠાડી સદ્‌ગુરુએ પોતાના હૃદય સાથે લગાડયા અને પોતાના અમૃત વચનથી સર્વેને શાંત કર્યા. સાત દિવસ પર્યંત સદ્‌ગુરુ મુખેથી અમૃતધારા વહી. શ્રીમદ્ ભાગવત, મહાભારત, રામાયણ, યોગવાસિષ્ઠય, ગુરુગીતા, ભગવદ્‌ગીતા, વૈરાગ્યશતક, ગર્ભોપનિષદ્ વગેરે અનેક વિષય પર પ્રવચનો થયાં. ભાભારામને સંબોધી સદ્‌ગુરુએ અનેક પદો ગાયાં. આ તો ઠીક પણ સંત ઇમામશાહનો તત્ત્વોપદેશ જે ઘણો  જ વિસ્તૃત છે. કીકીબાઇએ તો એ દેવ દુર્લભ સત્સંગ સાંભળીને તો પોતાનું જીવન ધન્ય માની લીધું. સંત સેવા સાથે સાંભળવા મળેલો તત્ત્વોપદેશ ગ્રહણ કરી તેમનું મન તૃપ્ત બની ગયું. સદ્‌ગુરુના ચરણ પાસે બેસી તેણીએ તેમની સાથે જે જ્ઞાનચર્ચા કરી તે વિશેષ છે. મહાપુરુષનું

મંગલ આગમન થયું તે સમયે તેણીએ એક મંગલ ગીત ગાયું.

સદ્ગુરુ ઇમામશાહ પધારીયા, આનંદ અંગ ન સમાય,
ધન્ય ધન્ય દિન આજનો, મળી સાહેલી મંગલ ગાય.
પ્રગટે સાંચા પાવન દેશમાં, આવી વસ્યા ગુજરાત,
પીરાણા ગાદી કરી, આપે બીરાજયા સાક્ષાત.
નાયાજીને વિનંતી કરી, ગુરુને તેડી લાવો આ ઠામ,
ખેપ કરીને ગુરુજી આવ્યા, ચંપકવન મુકામ.
ભાભારામને ગુરુ ભેટીયા, સત્સંગ કીધો સાત રાત,
જ્ઞાન અમીરસ પીવડાવીયાં, ગર્ભ ગીતાની કહી વાત.
એંસી પદો ભાભારામને, સંબોધી કહ્યા સદ્ગુરુ દેવ,
શ્રોતા બની બેસી રહ્યા, ભાભારામ ગુણ ગંભીર.
અવસર મોંઘા મૂલનો, અમ ઘર આવ્યો આજ,
કર જોડી કીકીબાઇ વિનવે, સદ્ગુરુ ઇમામશાહ મહારાજ.

સંત ભાભારામ સાથે બેસી થતા સત્સંગમાં ઓતપ્રોત બનેલા સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજને જ્યારે નવરાશ મળે એવો સમય જોઇ સાધ્વી કીકીબાઇ પોતાના હૃદયની વ્યથા વ્યકત કરી પ્રશ્ન પૂછી, ગુરુજીના સમક્ષ હૃદય ખુલ્લુ કરી, જે કહેવાનું હોય તે સ્પષ્ટતાથી કહી તેમની પાસેથી તે ગૂઢ રહસ્ય ઉકેલી લેતાં હતાં. કીકીબાઇએ સદ્ગુરુ ઇમામશાહ મહારાજને સંબોધી એવો એક ગૂઢ પ્રશ્ન મૂક્યો.-

હિંદવા મેરા બની રહે, અને મેં હિંદવાકા હોઇ,
પ્રતિજ્ઞા કરી મુલતાનમાં, એ તો જાણે છે સહુ કોઇ.
ગુજરાતમાં સદ્ગુરુ પધારીયા, દીધો હિંદવાને ઉપદેશ,
સત્પંથ માર્ગ બતાવીને, એના કાપી નાખ્યા કલેશ.
પૂજા વિધિ ઘટ પાટની, ઉત્તમ ધર્મ કહેવાય,
આદિકાળથી આવીયો, એવું શાસ્ત્ર માંહી ગવાય.

હિંદવાને સેવક કર્યા, તમે હિંદવાના યુગરાય,
હિંદવાને સતપંથ આપીયા, એની વાતો-કહોને વખાણ.
બ્રાહ્મણનો સંઘ આવીયો, કાશી તીરથ કરવા જાય,
રોકી દીધા તમે નાથજી, કાશી ધામ બતાવ્યા ત્યાંય.
બ્રાહ્મણપણું મીટવીને, એની જનોઇ ઉતારી દીધ,
સેવા કીધા તે ભલી કરી, એને શિષ્ય કીધા કિસ વિધ.
સતપંથ ધર્મના સંસ્થાપક, ગુરુ દેવ બન્યા છો આપ,
અન્ય મારગડે જો પડે, એ તો ડૂબે ભવ સંતાપ.
વાડા ધર્મના વેગળા, એમાં ઝાઝી છે ખેંચાતાણ,
કીકીબાઇ તમને વિનવે, સદ્ગુરુદેવ ધર્મના કહોને એંધાણ.

'સદ્ગુરુજી ! આપ ધર્મ પ્રચાર કરતા કરતા આ ગુર્જરભૂમીમાં આવ્યા અને અહીં સતપંથના પ્રવર્તક તરીકે કાર્ય કરવા લાગ્યા. મુલતાનમાં આપે કરેલી પ્રતિજ્ઞા મુજબ હિંદુઓને શિષ્ય બનાવી પોતાના વૈદિક સનાતન ધર્મનું જ્ઞાન તેમને જણાવ્યું એ તો ઠીક પરંતુ કાશી યાત્રામાં જતા બ્રાહ્મણોને કાશી વિશ્વેશ્વરનું પ્રત્યક્ષ દર્શન કરાવી તેમને સત્ય ધર્મની સમજ કેમ અને કેવી રીતે આપી ? તેમના મનમાં ખેંચતાણ નહોતી થઇ ? ગુરુજી ! હું આ વિષયથી અજાણ છું મને આ વિગત સમજાવી કહો.

સદ્ગુરુએ સત્પંથ સ્થાપીયો, નિજીયા ધર્મ મહાન,
આન કછુ ભાખો નહીં, જીવડા ઝાઝી છે એમાં હાન.
ધર્મ વિચાર કરતા રહો, ધર્મથી હોય કલ્યાણ,
ધર્મી થઇ ધર્મને ઓળખો, એવું સાંયાજી વદે છે વાણ.
આન ધર્મીને ખેપથી, સમજાવો શુદ્ધ જ્ઞાન,
સતપંથ માર્ગ બતાવીને, એને કરજો સાચું ભાન.
સંત સાધુને ઓલીયા, એ તો ધર્મના દૂત કહેવાય,
ધર્મ પ્રચાર ચાહે બધા, આન અધર્મી કહેવાય.

**અવધુતા યોગી જનો, જેના મનમાં નહીં ભેદભાવ,**
**ચાહે તે નામે ભજો, તમે લઇ લ્યો ભજીને લ્હાવ.**
**સદ્‌ગુરુ એવું નહીં દેખીયું, નિઃપક્ષ પેખાવો હિતકાર,**
**અકળગતિ અવધૂતની, એને નિરખ્યા ગુણ ગંભીર.**
**સંત સાધુના ઢંગને, તમે પેખી લીધા કીકીબાઇ,**
**દીનતા દાસ બની રહે, નીત દીન તણા યશ ગાઇ.**
**નિપક્ષ કોઇ ન્યારા નહીં, શોધી જોયા બહુ સાથ,**
**કીકીબાઇ સદ્‌ગુરુને વિનવે, મારા સદ્‌ગુરુ રહોને અબાધ.**

ધર્મની કેવળ વાતો બોલનારા જોયા. તેમના રંગ ઢંગ, લક્ષણ નીરખીને જોયાં અને તેમનાં ગહન પ્રવચનો સાંભળ્યાં પરંતુ કેવળ ધર્મના પ્રચાર સિવાય અને પાંડિત્યના પોલાપણા સિવાય તેમની પાસે કંઇ પણ જોવામાં આવ્યું નહીં. અન્ય જનોને ધર્મ માર્ગ દર્શાવવો સુલભ છે પણ પોતે તે પ્રમાણે વર્તન કરવું દુષ્કર હોય છે, સર્વ ધર્મ પ્રવર્તક એ જ ગર્તામાં ફસાયેલા દેખાય છે. મહાપુરુષોની વાત અલગ છે પરંતુ કેવળ ધર્માંધતા અથવા અંધશ્રદ્ધા આત્મનાશને કારણ નથી બનતી ?

યોગી, અવધૂત, સાધુ, સંત, ઓલિયા જેવા મહાપુરુષ સદા સર્વદા નિષ્પક્ષ હોય છે. જેમને કોઇ વિશિષ્ટ ધર્મની ખેંચતાણ નથી તે તો કેવળ એક ભગવંતને જ ઓળખે છે. બાકી ગમે તે હોય ઉત્તમ કર્મ અને માત્ર ઇશ્વરનું સ્મરણ, ચિંતન એ જ તેમની શિખામણ અને એ જ તેમનું આચરણ હોય છે. આ દ્વિધામાં તે અટકી રહેવા ન જોઇએ. સદ્‌ગુરુ મહારાજ ! તે ગમે તેમ હોય પણ આપના આશીર્વાદથી સદૈવ નિમગ્ન રહી નિરભિમાન, નિરપેક્ષથી જનતા જનાર્દનના આત્મકલ્યાણનું જ માર્ગદર્શન અમારા હાથથી થાય એ જ મારા મનની અભિલાષા છે.'

કીકીબાઇના એવા ઉચ્ચ, મહાન વિચાર અને માનવ માત્રના આત્મવિકાસની ભાવના જાણી સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે તેને દિલાસો આપ્યો. તેઓ બોલ્યા;



**સતપંથ મારગ સુગમ છે, એને સમજી લ્યો ને આ વાર,**
**ઘટપાટ પૂજન તમને સોંપીનેં, અને અલગ થયા નિરધાર.**

સાચી વસ્તુ સમજાવીને, કહી દીધું વારંવાર,
જુઠ પ્રપંચ બહુ મળે, વહી જશો ન તેની લાર.
ઉત્તમ ધર્મ અભડાવીને, એમાં કરી દીધો કલેશ,
સદ્ગુરુ કહે એવા અસુરથી, દૂર રહેજો તમે હંમેશ.
કર્તા હોય તે કરી રહો, પૂજા ધર્મ અને નેમ,
સોહી સંગાથે આવશે, તમને રાખશે કુશળ ક્ષેમ.
નિજીયા ધર્મને ઓળખો, તમે એના કરોને વખાણ,
પરમાર્થ ભય ઉપજે, એવું શ્રીમુખ ઓચરે છે વાણ.
અવનિમાં અસુરો પાકસે, તે તો કરશે ધર્મનો લોપ,
કીકીબાઇ કહે ગુરુદેવજી, તમે કેમ નથી કરતા કોપ.

સતપંથ માર્ગ સુગમ છે. એવું હોવા છતાં તેનો તેને ઉપહાશ કરનારા અસુરોને આપ શિક્ષા કેમ કરતા નથી ? ધર્મનો લોપ થાય એવા પ્રકારનું વર્તન કરનાર ધર્મદ્રોહી લોકોને આપ સજા કેમ કરતા નથી ? સ્વ ધર્મ મહાન છે. પર ધર્મ ભયાનક છે. આ તો ભગવાનના મુખેથી નીકળેલા શબ્દો છે. પણ સ્વ ધર્મ એટલે શું ? એનું સ્પષ્ટિકરણ કરી તેમાં રહેલા જ્ઞાનનું ચિંતન કરી આચરણમાં મૂકવાનો પ્રયત્ન આપણે કરવો જોઇએ. સદ્ગુરુજી, એ જ આપના સન્માર્ગનો સાર છે ને ? અહાહા ! ધન્ય આજનો દિવસ, ધન્ય આજની ઘડી. આપે અમોને બંને બંધુ-ભગિનીને ખરેખર પરમ પાવન બનાવ્યાં.

જીવનના સાર સમજાવી સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે તેમને વધુ સંબોધન કરી અંતિમ બોધ કર્યો;

સતની વાતો સાંભળો, એક નામ જપો સુખદાઇ,
નિશ દિન મારા નાથનું, સ્મરણ કરોને મારા ભાઇ.
સાચું નામ સાહેબનું, અવિચળ રહે જુગમાંય,
દેખાય તે બધું નાશવંત, અહીં રહેવાનું નથી કાંય.
કોઇ આજે કોઇ કાલે જશે, પાંચ વરસ પચીસ,
અમર કોઇ રહેવાનું નથી, તમે જપી લ્યોને એક ઇશ.

જુઠા ફંદ તજી દીયો, સમરો સરજનહાર,
મારું મારું તમે શીદ કરો, અહીં તારું નથી તલ ભાર.
ન્યારા થઇને નાથજી, ઓળખી લ્યો એક સાંઇ,
બોલનહારો કોન છે, એને ઓળખી લેજો મારા ભાઇ.
ધર્મની વાતો ભિન્ન છે, એના જુજવા લાગે વિચાર,
સદ્ગુરુ એમ બોલીયા, કીકીબાઇ સમજી લ્યોને સાર.

અંતિમ બોધ આપતાં સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે કીકીબાઇને ઇશ્વરના નામની મહત્તા વિષે જાણકારી આપી. ઇશ્વરનું નામ ચિંતન જ સત્ય અને અવિચલ છે. બાકી તો બધુ નાશવંત છે. તેથી તે અવિચલને જ જાણી લો. ધર્મની વાતો બહુ અલગ છે અને પ્રત્યેક મન પણ ભિન્ન ભિન્ન છે. મન જ્યાં ત્યાં ભટકે છે.તેમાં કોઇ જગ્યાએ રોકાઇ જવું હિતાવહ નથી.





સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ પોતાના પ્રિય સદ્ભક્તોને દિવ્ય જ્ઞાનનો ઉપદેશ કરી રહ્યા છે.

કેવળ સાર સમજી ઈશ્વરના થઇને રહો.

આ પ્રકારે સત્ જ્ઞાન સમજાવી સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે તે સદ્ભક્તોને પરમેશ્વરનું સ્વરૂપ, તેને પ્રાપ્ત કરવાનો માર્ગ, યોગજ્ઞાન, આત્મજ્ઞાન, જ્ઞાનોત્તર જીવાત્માઓનું કર્મ, જીવનમુક્ત અને વિદેહમુક્ત અવસ્થા અને જીવાત્મા દ્વારા થનાર જગત કલ્યાણ, આત્મોન્નતિ વગેરે બાબતે સાત દિવસ પર્યંત સમજાવતા હતા. સંત ભાભારામ આ જ્ઞાનચર્ચામાં તો અતિશય તલ્લીન બની ગયા હતા. તેને તો ભાવ સમાધિ લાગી ગઇ હતી. આખરે નાયાજીએ આપણા પ્રિય ગુરુબંધુને તે ભાવતંદ્રામાંથી જાગૃત કરી સદ્ગુરુના વચનામૃત સાંભળવા કહ્યું ત્યારે સંત ભાભારામ જાગૃત થયા. તેઓ બોલ્યા; 'અહાહા, પ્રિય ગુરુ મહારાજ અમારો જ નહીં પણ અખિલ જગતનો ઉદ્ધાર કરવા માટે ભગવાને આપના રૂપે આ અવતાર ધારણ કરેલો છે. જગત બાહ્ય ચિન્હો ઉપર ભૂલી જાય છે. પરંતુ તેનું અંતરંગ સ્વરૂપ જ્યારે પ્રકાશીત થઇ જશે ત્યારે તેમના ચિત્તમાં રહેલું ઘનઘોર અંધકાર રૂપ અજ્ઞાન નષ્ટ થઇ જશે અને તેમને કેવળ અદ્વૈત, અભેદ્ય સ્વરૂપ ઇશ્વરનું સાક્ષાત્ દર્શન થશે. સદ્ગુરુ મહારાજ આ અજ્ઞાની બાળક પર આપે અનહદ કૃપા કરી. આ ઋણમાંથી હું મુક્ત થવા ઇચ્છતો નથી. આપણા ચરણકમળની સતત અહર્નિશ સેવા થતી રહે એ જ એક અભિલાષા.'

સાત દિવસ પછી સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે જ્યારે ભાભારામ પાસે હવે અહીંથી પ્રસ્થાન કરવાનું છે એવી વાત કરી ત્યારે તેમની એક અનાથ બાળક જેવી અવસ્થા બની ગઇ. તેમની આંખોમાંથી અશ્રુનો પ્રવાહ શરૂ થયો. સદ્ગુરુનો વિરહ તેમને સર્વથા અસહ્ય બની ગયો. સદ્ગુરુએ પાછા આવવાનું આશ્વાસન આપ્યું અને પ્રસ્થાન કર્યું. તે સમયે કીકીબાઇએ પણ સાશ્રુનયનોથી સદ્ગુરુને વિનંતી કરી; -

**પ્રગટ પ્રેરણાપીઠ ધામમાં, પરચા પૂર્યા અનેક,**
**કીકીબાઇ તમને વિનવે, સદ્ગુરુ રાખજો અમારી ટેક.**

ત્યાર પછી પ્રેરણાપીઠમાં સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના ધામ પર, સંત નાયાજીના કુકસ ધામ પર તેમજ ચંપકવનમાં અનેક વખત આ સર્વ સદ્ભક્તોનો સત્સંગ મેળાપ થવા લાગ્યો. સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ દ્વારા સર્વેને ઉત્તમ પ્રકારનું માર્ગદર્શન પ્રાપ્ત થયું. સતપંથના ઇતિહાસમાં એ સમય અનન્ય સાધારણ હતો. ઉજ્જવલ યશ અને કીર્તિ તે સમયે

તે ભક્તમંડળને મળી અને સદ્‌ગુરુના સાનિધ્યમાં જ્ઞાન સાધના કરી સર્વેએ આત્મોન્નતિ પ્રાપ્ત કરી. તેની સાથે પારમાર્થીક સેવા પણ તેમના હાથે થઇ.

સાધ્વી કવયિત્રી કીકીબાઇના જીવનમાં અનેક પ્રસંગો આવેલા છે. તેમાં તેણીના જીવનની કસોટીની ક્ષણો, તેણીના ઇશ્વર વિષયક શ્રદ્ધાના પ્રસંગ જેવા અનેક પ્રેરક પ્રસંગો છે તેમાં એક પ્રસંગે વ્યાપારીના વેષમાં આવેલ ભગવત્સ્વરૂપનો ન ભૂલાય એવો પ્રસંગ કીકીબાઇએ પોતાના શબ્દોમાં આલેખીત કરેલ છે.

રૂડી રૂડી સત્સંગ કેરી રાત, ભકતો થાય ભેળા રે,
સદ્‌ગુરુનો ઉપદેશ, ભક્તિમાં ભળીયો રે.
આંધળો આવે અર્ધી રાતે, ગુરુજી મુજને ભાળો રે,
બેઠા છે દયાનિધિ દેવ, દુઃખડાં મારાં ટાળો રે.
ગુરુજીયે કીધી મહેર, ચરણે હાથ ધરીયો રે,
પાંગળો પંથી જન, ત્યાંથી પરવરીયો રે.

સત્સંગની રમણીય રાત્રીઓમાં કેટલાક અલૌકિક પ્રસંગો બની ગયા. એક સમયે એક અંધ માણસ આવી પોતાનું દુઃખ દૂર કરવા વિનવવા લાગ્યો અને તેનુ કાર્ય સફળ બની ગયું. તે આંખોથી જોવા લાગ્યો અને આનંદથી ઘેર ગયો. એક પંગુ માણસ આવ્યો તેવોએ ગુરુ ભાભારામના ચરણ સ્પર્શ કરતાંની સાથે જ તેનું પંગુત્વ જતું રહ્યું. એક વખત એક વણઝારો (વ્યાપારી) મધરાતે માલ સામાનના કોથળા ભરી લઇ આવ્યો. ભાભારામ ઊંઘી ગયેલ હતા. કીકીબાઇએ તેને મધુર શબ્દોમાં કહ્યું, 'ભાઇ વણઝારા ! આટલી અડધી રાત્રે તું કેમ આવ્યો છે ? મહારાજ તો ઊંઘી ગયેલા છે. તારા માલના પૈસા કોણ આપશે ?'

વણઝારો ભરીને પોઠ, રાતલડીયે આવ્યો રે,
ગુરુજી સૂતા છે નિંદ્રામાંય, રાતે સીધું લાવ્યો રે.
સુખે સુવા દો મહારાજ, પોઠ ખાલી કરવી રે,
મારે પ્રભાતે થાવું છે વિદાય, ગુરુની સેવા કરવી રે.





 

 માતાજી ! આપવા લેવાનો હિસાબ તો ભાભારામ સાથે છે, તેની તમે ફીકર ન કરો. ગુરુજી ઊંઘી ગયેલા છે તો કોઇ વાંધો નથી તેમને ઉઠાડશો નહીં. મને તો આ કોથળાઓ ખાલી કરીને જોઇએ છે. બીજું કંઇ જોઇતું નથી. એવું બોલી તેવોએ લાવેલ અનાજની ગુણો અને અન્ય સામાન ભંડાર ગૃહમાં વ્યવસ્થિત મુકી નિશ્ચિત મને શાંતિથી બેઠો.

**ખાલી કરીને પોઠ, વિદાય એને માગી રે,**
**નિરખી લીધો નૈન, સાચા એ સોહાગી રે.**
**ચરણ ગ્રહી ગુરુદેવ, જળધારા વહાવી રે,**
**તમે અબળા જાત કહેવાય, ભક્તિ કયાંથી આવી રે.**

આપણું કાર્ય પૂર્ણ થયું એવું જોઇ વેપારીએ પછી જવા માટે રજા માગી. ત્યારે કીકીબાઇએ તેના તરફ જોયું અને ચકિત બની ગઇ. ત્વરાથી તેણીએ તેમના પગ પકડી પ્રેમાશ્રુ વડે પ્રક્ષાલન કર્યુ અને ભાવવિભોર બની ગઇ. વેપારી આ અકલ્પિત પ્રસંગથી આશ્ચર્ય ચકિત થઇ કીકીબાઇને બોલ્યા; 'આ શું કીકીબાઇ ! તમે તો એક અબળા છો અને આટલું વ્યક્તિત્વ તમારામાં કેવી રીતે આવ્યું ? મને આ સમજાતું નથી, તમે આટલાં જ્ઞાની અને મહાનુભવી કેવી રીતે થયાં ?' વેપારીનો આ પ્રશ્ન ગૂઢ અને સ્વાનુભવનો હતો, કીકીબાઇએ ધીમેથી પ્રત્યુત્તર કર્યો;

**મહેર કરીને મહારાજ, ભાભારામ ભેટયા રે,**
**મારા દુઃખડા કીધા દૂર, સંતાપ સમેટયા રે.**
**કાંઇ ન કહેશો કીકીબાઇ, અવિગત આવ્યા રે,**
**આ તો સંત પુરુષનું ધામ, ભકતો મન ભાવ્યા રે.**

'દયાનિધિ ! આપ પુછો છો તે ભક્તિભાવ મને ગુરુદેવ ભાભારામ મળ્યા અને તેમની કરુણા દષ્ટિ થઇ તે કારણે થયો. તે મહાત્માએ મારાં બધાં જ દુઃખો દૂર કરી દીધાં. આટલું  જ નહીં પણ સંપૂર્ણ ભવસંતાપનું નિવારણ પણ કર્યુ. પ્રભુ ! એવા યોગીની કૃપા થઇ તો પછી હજુ વધુ કઇ આશા કરવી.'

ભગવાન કહે; 'ત્યારે તો તું ખરેખર મહાભાગ્યશાળી છો. એવા સંત પુરુષના સમાગમથી જ તું આ અવિગતનું રૂપ જાણી શકે છે. પરંતુ એક વાત ધ્યાનમાં રાખ, હું આવ્યો છું તે બદલ ભાભારામને કંઇ પણ કહેવું નહીં, જુઓ આ છે સંતનું ધામ. "ભક્ત મારા છે હું ભક્તોનો છું." તેમનું પ્રેમ-ભક્તિરૂપી ચુંબક મને અહીં ખેંચી લાવે છે. આ હૃદયની વાત ભાભારામને કરવી નહીં.



કીકીબાઇ બોલ્યા; 'કૃપાનાથ ! આપે મને આજ્ઞા કરી છે પણ આપની આજ્ઞાનો ભંગ થવાનો ભાસ થઇ રહ્યો છે. કારણ કે આ વાત તો પહેલાં જ ગુરુજીના કાને ગઇ હશે. જુઓ ગુરુજી જાગૃત છે અને અહીં જ આવી રહ્યા છે.

મારા જાગે છે ભાભારામ, નિંદ્રામાં નથી સુતા રે,
જપતા અજંપા જાપ, યોગી અવધૂતા રે.
દોડી આવ્યા છે ભાભારામ, ચરણમાં પડીયા રે,
અમે વણઝારા લોક, ગુરુજી શાને અડીયા રે.

ઝડપથી દોડતા આવી ભાભારામે આગંતુક સ્વરૂપ ને ચરણે આળોટી પડયા. ત્યારે તેમનો હાથ પકડી ઉઠાડતાં 'અરે, અરે, આ શું ? આવો મોટો મહાત્મા અમારા જેવા વણઝારાના ચરણે પડે છે, આ તો ખરેખર વિપરીત છે. કોઇ જુએ તો અનર્થ દેખાશે. યોગી પુરુષ માટે આ યોગ્ય નથી. જાત, કુળ, જોયા વગર કોઇના પણ ચરણે આમ નમી પડવું મહાપુરુષનું કર્તવ્ય નથી !' વેપારીના બોલ ભાભારામ શાંત ચિત્તે સાંભળતા હતા. તે પછી બોલ્યા;

મુકી દોને મહારાજ, મમત જુઠો જાણી રે,
યોગી પુરુષે વાત, આપણી સર્વે જાણી રે.
હેતે ઝાલ્યો હરિયે હાથ, આસને બિરાજ્યા રે,
નિરખી ત્રિલોકનાથ, જમડા લાજ્યા રે.



'પ્રભુ ! હવે આ માયાનો ખેલ છોડી દો, કારણ કે મેં આપની બધી વાતો જાણી છે. કૃપાનાથ ! આપ અમ આ આત્મીય સ્વજન સાથે આવું અલગપણું રાખશો નહીં. નાથ !

મારો શું અપરાધ કે, આપ મારાથી એવું અલગત્વ રાખો છો ! એવું બોલતાં બોલતાં ભાભારામના નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તે જોઇ પ્રેમાળ પ્રભુએ તેમને પોતાના હૃદય સાથે લગાડયા. ભક્ત અને ભગવંતનું મંગલ મિલન થયું. આ સમયે પ્રભુને વંદન કરી ભાભારામ બોલ્યા; ' સર્વેશ્વર પ્રભુ ! આપ અગમ્ય છો. આપણી રીત પ્રીત પણ ગૂઢ હોય છે. તે જ આ અગમને કોઇક સમજી શકે છે. પ્રભુજી આપની કરુણાથી જ આપનું આ અવિગત સ્વરૂપ જાણવા સમર્થ બન્યો છું. નહીં તો મને પામરને આ કયાંથી ખબર પડે.' એવું બોલી બંને ભાઇ બહેન ભગવંત સ્વરૂપના ચરણે નમી પડયાં. પરમ પાવક વરદ હસ્ત તેમના શિર પર મૂકી ભગવાન અંતર્ધાન પામ્યા.

ગુરુજી ગેબી તમારી રીત, ગેબી કોઇ જાણે રે,
કર જોડીને કીકીબાઇ, ગુરુને ગેબી વખાણે રે.

સંત પુરુષોનું આગમન જગતના કલ્યાણ માટે જ થતું હોય છે, સંત પુરુષ જગતના મુક્તિ માર્ગનું એક સાધન છે. જેવોએ આંતરિક ઇચ્છાથી આ દેહ રૂપી સાધનોનો ઉપયોગ કરી આત્મોન્નતિ કરી લીધી તે જીવાત્માઓ ધન્ય ગણાય. ભાગ્યશાળી જીવાત્મા પર સંત કૃપા થઇ તેમના વિવિધ તાપ નષ્ટ થયા અને મહાપુરુષોના સંસર્ગથી અધમ, અભાગી પુરુષ પણ શ્રેષ્ઠ બની પરમ ગતિ પામ્યા. ભગવાન યમરાજ ધર્મના દૂત તેમના મહાપ્રયાણની સુચના આપવા માટે આવ્યા. તેનું અકલ્પ્ય વર્ણન સાધ્વી કવયિત્રી કીકીબાઇ પોતાના શબ્દોમાં કરે છે.

ભાભારામ મહારાજ, ભલું તમે કીધું રે,
ગુરુજી ગરીબોના નાથ, દુઃખ હરી લીધું રે.
દેવા નગરના લોક, દર્શન કરવા આવ્યા રે,
નિરખી લઇને નાથ, કરુણા મેહ વરસાવ્યા રે.
કોઇ સભાગીને મળી જાય, કિરપા ગુરુ દેવની રે,
એના ત્રિવિધ તાપ દૂર થાય, લીલા કહું એમની રે.
ગુરુજીયે તાર્યા અભાગી જીવ, સભાગી એને કીધા રે,
પાપીને કીધા પાવન, નરોત્તમ બનાવી દીધા રે.

પરમાર્થમાં પ્રીત, ગુરુજીયે હાટ માંડયા રે,
કૂડા કર્મ તજાય, રામના રંગમાં લાગ્યા રે.

રેખ પર મારે મેખ, ભાભારામ યોગી રે,
ધર્મ રાયના દરબાર, વાતો થાય એવી રે.

ભાભારામની પાસે, જઇને તમે કહેજો રે,
પરમાર્થનો વેપાર, છોડીને તમે રહેજો રે.

કૂડા કર્મના ખેલ, એનાથી લોકો દુઃખી રે,
કરણીના ફળ પામે, બનાવો તમે સુખી રે.

મૃત્યુ લોક આનું નામ, મરવાને સહુ આવ્યા રે,
વીરલા કોઇ જન, સ્મરણ મન ભાવ્યા રે.

પાત્ર કુપાત્ર નહીં જોઇ, સમદર્શી તમે એવા રે,
ભૂંડાને દયા શીદ હોઇ, કરો છો એની સેવા રે.

યોગી તમારી રીત, નિભાવી કેમ લઇએ રે,
લીલા તમારી જોઇ, અંતરમાં સમાવી દઇયે રે.

રિદ્ધિ સિદ્ધિ તમ ઘેર, દાતાર બનીયા કહીએ રે,
આ તો કર્મભૂમિ કહેવાય, ચાલ્યા સૌ અહીંથી રે.

યોગીના હૈયા માંય, સર્વે લાગે પ્યારા રે,
પાપીને પુણ્યવાન, નીરખે નહીં ન્યારા રે.

તમે ચાહો તો જવાને તૈયાર, બૈઠા અમે થઇયે રે,
વિદાય આપો મહારાજ, અહીંથી ચાલ્યા જઇયે રે.

રહી જાવો યોગીરાજ, પ્રભુજી તમને પરખે રે,
કીકીબાઇ ગુરુના યશ ગાય, હૈયા માંહી હરખે રે.

એક વખત સંત ભાભારામે કીકીબાઇને અને બધા જ સદ્‌ભક્તોને પોતાના પરલોક ગમન વિષે જાણકારી આપી; -



**षड्‌मास पिछे हम जायगे, यहांसे उस देश ।**
**कीकीबाइ जानत रहो, यह सद्‌गुरुको देश ।।**

કીકીબહેન ! આજની છ માસ સુધી મને અહીં રહેવાનું છે. પછી અહીંથી વિદાય લઇ શ્રી હરિના દેશમાં પ્રયાણ કરવાનું છે. તું શાંત ચિત્તે અહીં રહી કાર્ય ચાલુ રાખ. કારણ કે આ સદ્ગુરુનો પ્રદેશ છે.' ભાભારામના મુખેથી આ શબ્દો સાંભળી કીકીબાઇના શરીર પર જાણે કે વજ્રાઘાત થયો. અત્યંત વ્યથીત અંતઃકરણથી તે બોલ્યાં;

ગુરુજી મહા પ્રયાણની વાત, તમે શીદને માંડી રે,
દુનિયા દુઃખની ખાણ, થઇ હું તો ગાંડી રે.
ગુરુજી પૂર્વ જન્મની સગાઇ, જુગતે તમે જોડી રે,
આવી વસમી વેળાએ દયાળ, શાને નાખો તોડી રે.
રહોને ગુરુજી દેવા માંહી, દુઃખીયા બહુ લોક રે,
તમને વિદાય થતા જોઇ, કરશે પોકા પોક રે.
પરમાર્થનો વેપાર, માંડયો હતો પ્રીત રે,
મુખ મોડીને મહારાજ, થયા છો બે ચિત્ત રે.
દયાનિધિ દીનાનાથ, ઝાઝુ શું કહેવું તમને રે,
રોતા મારગડાની માંય, શીદ છોડી જાવો અમને રે.
રૂઠયા છે ધરમરાય, વારીને શીદને તેડે રે,
એના દિલમાં નાહી ધ્યાય, ધાય છે યોગીના કેડે રે.
સમદર શી ગુરુદેવ, અમારી ગતિ શી થાશે રે,
જળ વિના તપડે જેમ મીન, ઝુરીને મરી જાશે રે.
બાના કેરી પત જાય, તમે છો ટેક ધારી રે,
કીકીબાઇ કહે કરજોડ, રાખોને લાજ અમારી રે.

ગુરુદેવ ભાભારામને વિનયથી કીકીબાઇએ અંતરથી વ્યથા કહી ત્યારે તેણીના મનનું સમાધાન કરતાં ભાભારામે પોતાની ગતિ વિષયની વાત તેને કહી. યોગીનું આગમન અને પરહિત માટે કાળનિર્ગમન કર્યુ હતું તે સમજાવ્યું, હવે તો અંતર્ધાન થવું જ જોઇએ. અવિગતની ઇચ્છાને આધિન થયા સિવાય ચાલે ખરૂ.

યોગી રમતા રામ, અવનિમાં અમે આવ્યા રે,
દીઠાં દુ:ખિયારાં લોક, યોગીને મન ભાવ્યા રે.
ઉત્તર ખંડની માંય, ઉગ્ર તપ અમે કીધા રે,
આવ્યા પરહિત કાજ, લાખેના લ્હાવા લીધા રે.
સ્વજન લાગે સંસાર, જલ કમલવત રહીયે રે,
મનવાંછિત દીધાં દાન, લોકોને અમે ચાહીયે રે.
જીવન નિચોવી દીધું, જન સેવા લાગી સારી રે,
ભૂલ્યાને બતાવી રાહ, ભક્તિ કરજો પ્યારી રે.
હળી મળીને રહ્યાં સંગાથ, ન્યારા નહીં થઇયે રે,
હૈયામાં રાખો વિશ્વાસ, સાથે અમે છૈઇયે રે.
અહીંથી થઇશું અરૂપ, ધોખા દઇશું જમને રે,
કરશો જયારે અમારી યાદ, આવી મળશું તમને રે.
સદ્‌ગુરુજીના એ વેણ, અંતરથી રૂડાં લાગ્યાં રે,
ભલી નિભાવી પ્રીત, હૃદયમાં અમને રાખ્યા રે.
કરજોડીને કીકીબાઇ, વધાવે ગુરુ મારા તમને રે,
લળી લળી લાગુ પાય, ભુલશો નહીં ગુરુજી અમને રે.

'કીકીબહેન ! આ તો કેવળ યમદૂતોને માન આપવા પૂરતું મારૂં પ્રયાણ છે. પછી તો મારૂં અહીં જ તારા સાન્નિધ્યમાં નિરંતર નિવાસ સ્થાન રહેશે. હમણાં સુધી હું સાકાર રહ્યો છું, હવે નિરાકાર રૂપે રહેવાનો છું. જ્યારે તું સ્મરણ કરીશ ત્યારે હું હાજર થઇ તારૂં કાર્ય કરીશ. તારા હૃદયથી હું દૂર જનાર જ નથી. તને શું લાગે છે હું સ્વર્ગની સુંદરતાને અને સુખને આકર્ષાઇને ત્યાં જઇ રહ્યો છું ? એવું કશું નથી. કારણ યોગીઓને સ્વર્ગ દુ:ખદાયક અને તુચ્છ લાગે છે. તને સ્વર્ગની અસારતા કહું છું તે શ્રવણ કર.'



દીઠો દુરીજન કેરો દેશ, સ્વર્ગ લાગે રૂડાં રે,
કડવાં જેનાં મુળ, લોકો લાગે કૂડાં રે.

તમને સ્વર્ગે જવાની આશ, સુખ નહીં જોયું રે,
અહીં રહીને રિઝાવો રઘુનાથ, સ્વર્ગમાં મન શું મોહ્યું રે.
તપેશ્વરી પામે રાજ, કર્મ કરે ખોટા રે,
થાય નર્કમાં એનો વાસ, મારે જમડા સોટા રે.
સાચી સ્વર્ગ ભૂમી સંસાર, નજરે અમે દીઠી રે,
તમે સમજ્યા નહીં શુધ વાત, માયા લાગી મીઠી રે.
ભક્તિ પદારથ પામી, હરિને ભજ્યા જેણે રે,
ધન ધન એની કમાઇ, વખાણે દેવો તેણે રે.
હાથે કરોને તમે દાન, સુખીયા સંસારી રે,
આ તો કલ્પતરુની છાયા, માનો વાત મારી રે.
સ્વર્ગ પુરીના દેવ, ઇંદ્રાદિક થાયે રે,
માનવ તન મોંઘુ રતન, માનો નહીં એને કામે રે.
જાગો ભાગો જંજાળી જીવ, ગફલત છોડો ઘેરી રે,
કીકીબાઇ ચેતાવે ગુરુદેવ, જમડા આવશે વેરી રે.

'ગુરુદેવ ! આપના પ્રયાણને હજુ છ માસ બાકી છે. મારા હૃદયનો સંતાપ હવે તદ્દન નીકળી ગયો. આપે ખરેખર મારા મનનું સમાધાન કર્યું. આ છ માસ છ યુગ જેવા બનો અને અમારી પાસેથી અખંડ સતત જન હિત થતું રહે એ જ પ્રાર્થના.

ભાભારામ ગુરુદેવજી, દિન્હા દૃઢ વિશ્વાસ,
મત ભૂલોરી બાવ રે, મે હું તુમારી પાસ.
નુગરા સોહી ન્યારા રહે, સુગરા ગુરુકી પાસ,
કીકીબાઇ મત ભૂલો, તુમી ગુરુચરણ કી દાસ.



વિ.સં. ૧૫૮૯ ભાદ્રપદ સુદ-બીજ આ દિવસે સંત નાયાજીએ મહાપ્રયાણ કર્યાના સમાચાર મળતાં જ ભાભારામના હૃદય પર મોટો આઘાત થયો. તેવોએ તે મહાપુરુષ સાથે

મહાપ્રસ્થાન કરવાનું વચન આપેલ હતું તેથી તેઓએ પ્રયાણની શરૂઆત કરી.

તે સમયે વ્યાકુળ અંતઃકરણથી તેમનો પટ્ટશિષ્ય મુક્તિરામ આવ્યો, પરમ પ્રેમથી હૃદય સાથે લગાડી તેમને સાંત્વન આપ્યું. સંત નાયાજીનો શિષ્ય ગંગાસિંહ ગોહિલ તો રડતાં રડતાં જ સંત ભાભારામના ચરણે પડયા. આંખોથી અશ્રુનો પ્રવાહ વહે છે, આખું શરીર ધ્રુજી રહ્યું છે એવી તેમની અવસ્થા જોઇ યોગી બોલ્યા; 'આવા સમયે જ્ઞાની માણસ ધીરજ છોડી કયારેય અશ્રુ વહાવતા નથી, માટે બેટા ગંભીર બન.' તેવો શાંત થયા. ત્યાર પછી આહિર શિષ્યા મેઘાવતી આવી, તેણીના હૃદયની વ્યથા અત્યંત દારુણ હતી પણ ગુરુજીના મુખના શીતલ શબ્દ સાંભળી તે પણ શાંત બની. એટલામાં દેવાના દરબાર ભોજરાજ આવ્યા અને નિરાધાર અનાથ બાળકની માફક ગુરુદેવના ચરણે પડી ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગ્યા. તેમને હાથથી ઉઠાડી દઢતાથી આશ્વાસન આપી કહ્યું કે; આપ જે સ્વરૂપમાં દર્શન કરો છો તેવું સ્થાન બનાવી ગુરુની સેવા કરજો. તમારા બધાં જ કાર્યો સફળ બનશે. ભોજરાજજીને આશ્વાસન આપી શાંત કર્યા. હવે કીકીબાઇએ ગુરુ ચરણે મસ્તક મૂક્યું. તેણીના હૃદયની દુર્દશાનું તો વર્ણન કરી શકાય જ નહીં, પોતાની બહેનના હૃદયની વ્યથા જોઇ ભાભારામ પણ ગદ્‌ગદ બની ગયા. તેઓ બોલ્યા;

कीकीबाई रोवत खडी, बरखा बहावत नैन ।
देखत विकल हो गये, भाभाराम सुख देन ।।
कीकीबाई कैसे रोवे, बडे सुभागी आप ।
भाभाराम गुरु देवका, तुम्ही बडा प्रताप ।।

'બહેન કીકીબાઇ, તું કેમ રડે છે ? સદ્‌ગુરુના કૃપાશીર્વાદથી તારૂં જીવન તો સફળ બની ગયેલું છે. સદ્‌ગુરુજી સદૈવ તારી પાસે જ છે. પછી અશ્રુપાત કરવાનું શું કારણ ?'

तुम से कभी न्यारे नहीं, सुनोरी कीकीबाई ।
दर्शन सद्‌गुरु देवका, तोहे पावे सुखदाई ।।
जैसा रुप यहां दिखे, वैसा धाम बनाय ।
चंपक वनमे जायके, सदा रहो सुखदाय ।।

**वहाँ तुम्हारा रुण है, देवा मन लुभाय ।**
**बडी कृपा गुरु देवकी, सब कुछ मिले ही आय ।।**

'કીકીબાઇ અહીં તું જે રૂપનું દર્શન કરે છે એવું જ ધામ ચંપકવનમાં જઇને કર કારણ કે ત્યાં તારૂં ઋણ છે. આથી હું કહું છું કે તું દેવામાં મોહિત થઇને રહીશ નહીં. ચંપકવનમાં તને બધું જ આવી મળશે. ભાભારામે સુગમતાથી તેણીના હૃદયને દિલાસો આપ્યો અને અખંડ શાંતિના આસન પર બેઠા. ત્યારે તેણીના મનમાં એક જ વાત ખટકતી હતી કે ગુરુજીનો દેશ તો હવે દેવા હોઇ મને માત્ર ચંપકવનમાં જવાનો આગ્રહ કેમ કરી રહ્યા છે ? મનની આ મુંઝવણ એક પદમાં વર્ણન કરી તે ગુરુજીને કહે છે;

**અમને દેવા શીદને વળાવો રે ભાભારામ, ગુરુજી વિના કેમ ચાલશે રે.**
**વસમો તમારો વિયોગ રે ભાભારામ, હૈયા માંહી ઘણો હાલસે રે.**
**અબુધને અજ્ઞાની હતા અમે જીવડા રે, તમે ઉપદેશ અમને દીધા રે.**
**સત્યનો મારગ અતિ દોહ્યલો રે, તમે અકરમ દીધા તજાવી રે.**
**ગુરુજી સત્સંગની વાતો સોહામણી રે, પાપી પાવન થાય રે.**
**ગુરુ દર્શન વિના નૈન બાવરી રે, તમને શોધતી ફરે ચોપાસ રે.**
**અલગાપણાની વાતો તમે કેમ આદરી રે, સન્મુખ રહોને સંગાથ રે.**
**સદ્ગુરુનો દેશ શાને અમે તજીયે રે, અમને રાખો તમારી પાસ રે.**
**કીકીબાઇ કર જોડી તમને વિનવે રે, આપો ચરણ કમળમાં વાસ રે.**

ભાદ્રપદ શુદ્ધ (સુદ) ચતુર્થીના દિવસે પ્રેમીજન અને ભક્તજનોના હૃદયને વિરહનો વિયોગ લગાડી ભાભારામ સ્વસ્થ ચિત્તે આસન પર સ્થિર થયા. તે સમયે કીકીબાઇને લાગ્યું કે ગુરુજી રથમાં બેઠેલા છે અને પ્રયાણ કરવા તત્પર થઇ ગયેલા છે. તે અત્યંત વ્યાકુળ બની દોડતી આવી અને ગુરુદેવ ઊભા રહો ! આટલી ઉતાવળ કેમ કરી રહ્યા છો ! એવું બોલી પોતાના અંતરની વિરહ વ્યથા વ્યક્ત કરી ગુરુજી સમક્ષ પદ લલકારવા લાગી;



**રથ રોકોને ગુરુદેવ, ઉતાવળ શીદ આવી રે,**
**મારે કરવી છે હૈયા કેરી વાત, દોડી હું તો આવી રે.**

ગુરુજી અહીંથી થાવો છો વિદાય, ગતિ મારી શી થાસે રે,
તનડામાં તેલ ખૂટી જાય, દીપક બુઝાઇ જાશે રે.

ગુરુદેવ :-

સદ્ગુરુ નામનું તેલ, જયોતિ જલતી રાખો રે,
ન્યારા થયાની વાત, મુખથી નહીં ભાખો રે.
દેવામાં રહીને બહેન, તમે શું કરશો રે,
ચંપકવનમાં જઇ, ઠરીને ઠામ કરશો રે.
એ ધરતી પર ઋણ, તમારૂ છે રૂડું રે,
જઇને વસજો ત્યાંય, કદી ન થાયે કૂડું રે.

કીકીબાઇ :-

ત્રણ ત્રણ વાર ગુરુદેવે, ઋણની વાતો કીધી રે
કીકીબાઇએ હૃદયમાંય, સહેજે લખી લીધી રે

સાધ્વી કીકીબાઇએ પોતાના મનનો સંશય ગુરુદેવના ચરણે રજુ કર્યો. તે યોગે તેણીની શંકાનું સમાધાન થયું. ત્રણ ત્રણ વખત ગુરુદેવ તેણીને ચંપકવનમાં જવા માટે કહ્યું અને ત્યાં તારું ઋણ છે એવું કહ્યું તે પરથી કીકીબાઇ ગુરુજીનો હેતુ સમજી ગયાં અને તે આજ્ઞા શિરોધાર્ય માની વિનયથી ગુરુજીના ચરણે પ્રણામ કરી દૂર જઇ ઊભાં રહ્યાં. તે સમયે આસન પરથી ઉઠી ભાભારામ શિવાલયમાં જઇ પદ્માસન વાળી સ્થિર ધ્યાનસ્થ થઇ ગયા.

વિ. સં. ૧૫૮૯ના ભાદ્રપદ સુદ-પાંચમ ના દિવસે ગુરુ ભાભારામનું મહા પ્રયાણ થયું. તેમનું સ્થૂલ શરીર પંચતત્વમાં વિલીન થયું. સૂક્ષ્મ શરીર જયોતિ સ્વરૂપમાં વિલીન થયું. પછીના દિવસે કીકીબાઇ ગુરુજીના આદેશ અનુસાર ચંપકવનમાં જવા માટેની તૈયારી કરી પણ તેમના પગ ચાલી શકતા ન હતા. હૃદયમાં ઘણી જ ઉથલપાથલ થતી હતી. થોડા સમય માટે તો ત્યાં જ બેસી રહ્યાં. તેણીનું હૃદય ભરાઇ ગયું. નેત્રમાંથી અશ્રુ પ્રવાહ શરૂ થયો. વ્યથીત અંતઃકરણે તે બોલવા લાગ્યાં;

ગુરુજી મુજને પોકારી મહારાજ, કહ્યું ત્રણ વાર રે,
તમે દેવાથી થાજો વિદાય, કહ્યું છે નિરધાર રે.

ગુરુજી અમે રહ્યા અબુજ, સમજયા નહીં વાતે રે,
તમે થઇ ગયા અંતર્ધાન, અવિગતના ઘાટે રે.

ગુરુજી દેવાથી કેમ જવાય, ચરણો નહીં ચાલે રે,
મારું હૈયુ કરે વલોપાત, નૈના નીર વહાવે રે.

ગુરુજી અમથી અળગા થઇ, બેઠા છો અગોચર રૂપે રે,
તમથી નહીં રહીશું દૂર, શીદને છુપાયા છુપે રે.

બહેની રડે ચોધાર, ભાભારામ આવો રે,
મને દીધો બહુ ઉપદેશ, મિથ્યા ગયો માવો રે.

ગુરુજી વસમી વિદાય કેરી વાટ, મારગડો નહીં સુઝે રે,
બાય ઝાલીને મહારાજ, સુઝાવો તો સુઝે રે.

પ્રગટ થઇને ગુરુદેવ, વદી રહ્યા વાણી રે,
તમે શીદને કરો છો સંતાપ, સિધાવો નિરવાણી રે.

ગુરુયે ઝાલ્યો સેવિકાનો હાથ, સાવધ થાવો બહેની રે,
કીકીબાઇ કહે કરજોડ, દેવાની વિદાયની કહેની રે.

દેવાથી જતાં હતાં ત્યારની મનસ્થિતિનું વર્ણન કરતી વેળા કીકીબાઇ ગદ્‌ગદિત બની ગયાં. તેમના નેત્રોથી સતત અશ્રુધારા વહેવા લાગી. તે સમયે તેણીના વિરહ સંતાપ જાણી ભાભારામનું હૃદય દ્રવી ગયું, ત્વરાથી આવી તેવોએ કીકીબાઇને પોતાના હાથે ઉઠાડયાં અને જાણે કે માર્ગદર્શક બની કીકીબાઇને લઇ ધીમે ધીમે ચલાવવા લાગ્યા. તે સમયે સ્વસ્થ બનેલાં કીકીબાઇને ચિત્તની શુદ્ધિ આવી અને ગુરુજીને જોઇ પ્રેમાશ્રુયુક્ત ગદ્‌ગદ્ વાણીથી બોલવા લાગ્યાં;



દેવાથી વળાવો મહારાજ, વિદાય અમે થઇયે રે,
ચંપક વનની માંય, જઇને અમે રહીયે રે.

તમે કહેતા હતા ગુરુદેવ, નિરખો જેવું રૂપ રે,
તમે કરજો એ રૂપની પૂજાય, રિઝે ગુરુ ભૂપ રે.
ગુરુજી જયોતિ સ્વરૂપ થયા આપ, જયોતિ દર્શાયા રે,
તમો જયોતિ સ્વરૂપ ગુરુદેવ, ગુણલા ગાયા રે.
દેવાથી થઇને દૂર, ચંપકવનમાં જઇયે રે,
તમે ભકતાધિન ભગવાન, જયોતિ રૂપ થઇયે રે.
જયોતિ રૂપે ગુરુદેવ, દેવામાં બિરાજે રે,
ચંપકવનમાં જયોતિ સ્વરૂપ, રહેજો મહારાજે રે.
પ્રગટ થયા છો આપો આપ, જયોતિ રૂપે સ્વામી રે,
કીકીબાઇ કહે ગુરુદેવ, પધારો અંતર્યામી રે.

'ગુરુદેવ ! આપ કહેતા હતા કે, જે સ્વરૂપે હું દર્શન આપીશ તે જ સ્વરૂપની તમે પૂજા કરજો. મહારાજ અમોને જયોતિ સ્વરૂપમાંથી જ આપે દર્શન આપ્યું હવે આપની આજ્ઞાનુસાર ચંપકવનમાં જવા માટે હું તૈયાર છું પણ પ્રભુ ! આપ જે સ્વરૂપે અહીં બિરાજમાન છો તે જ જયોતિ સ્વરૂપે ચંપકવનમાં આપણા ધામમાં પણ બિરાજમાન થવું.' એવું બોલતા કીકીબાઇ ગુરુદેવના ચરણે માથું નમાવી પ્રણામ કરવા લાગ્યાં અને ઉઠીને જુએ તો ગુરુદેવ અંતર્ધાન થયેલા જણાયા.

હવે તેણીના ચિત્તમાં ધૈર્ય આવ્યું હતું. ધીમે ધીમે ચંપકવનનો રસ્તો પકડી ત્યાં જઇ પહોંચ્યાં. તેને ચંપકવનની શોભા કંઇક અલગ જ જણાઇ. ચારે બાજુએ મંગલમય આનંદદાઇ ધ્વની, પશુ પક્ષીઓનાં મધુર ગુંજન તેને સંભળાવા લાગ્યાં. સંપૂર્ણ પૃથ્વી જાણે કે સુગંધ સૌંદર્યથી વિભૂષિત, નવ ચૈતન્યથી પૂર્ણ છે એવી દશ્યમાન થઇ. તે દિવ્ય આનંદનું વર્ણન તે એક પદમાં કરે છે;



ગુરુ આજ્ઞા શિર પર ધારીને, દેવાથી થયાં વિદાય,
આંખેથી આંસુડાં ભરતાં, મારગ હાલ્યાં જાય.

ભલે પધારો માતાજી તમે, કોયલડી કરે કિલકાર,
બપૈયા પિયુ પિયુ પોકારે, મોર કરે ટહુકાર.
મંગલ ગીતો ગુંજી રહ્યાને, વનમાં મચી રહ્યો શોર,
આનંદ ઉર્મિ ઉરમાં વ્યાપ્યો, નાદ થયો ઘનઘોર.
કીકીબાઇ તુમ નૈન બહાવે, હરિસે મિલન મંગલ ઘડી આય,
ચંપકવન જહાં ધ્યાન લગાવે, વહાં ભલે રહો સુખદાય.
વહા હૈ તુમ્હારા ઋણ સુખ પૈ હો, તુમી સે કૈસે ન્યારે રહાય,
જૈસા રૂપ દેખન પાવે, વહાં ઐસા ધામ બનાય.
તાપ હૃદયના દૂર કરીને, આવ્યાં છે કીકીબાઇ ફરીને,
ચંપકવનમાં આવી વસીયાં, તપોભૂમીની છાઇ.
ગુરુજી મુજને આજ્ઞા દીધી, શિરસાવંદ્ય મેં તો કરી લીધી,
સ્થાન તમારું કયાં બનાવું, સુઝતું નથી ગુરુરાજ.
ધ્યાન ધરી ગુરુદેવનું સુતાં, સ્વપ્ન આપ્યું છે અવધૂત,
શીદને શોચ કરો કીકીબાઇ, સ્થાન બનાવો અહીં આય.
ગુરુજીયે સ્થાન બતાવ્યું, સુંદર ત્યાં મંદિર બનાવ્યું,
જયોતિ સ્વરૂપે પ્રગટ થઇને, આવી બિરાજયા અહીં આય.
પ્રગટ થઇને પધાર્યા સ્વામી, જયોતિ સ્વરૂપ આપે બહુનામી,
કીકીબાઇના કાજ સિધાર્યા, સદ્ગુરુ કૃપા નિધાન.

ગુરુજીએ સ્થાન દર્શાવ્યું તે સ્થળે થોડા જ દિવસો પછી મંદિર બંધાઇ ગયું. હવે તેના સંસ્થાપન વિધિનો સમય આવ્યો, તે સમયે કીકીબાઇ દીનતાથી ગુરુના ધ્યાન માટે બેસી પ્રાર્થના કરવા લાગ્યાં.


'ગુરુદેવ ! દેવામાં આ જયોતિ સ્વરૂપે સ્થિત છો અને આપે આશ્વાસન આપ્યા મુજબ અહીં પણ આપને જ્યોતિ સ્વરૂપે પ્રગટ થવું પડશે. તે સમય હવે નિકટ આવી ગયો છે. અમ ભક્તોની મનોકામના પૂર્ણ કરો.' મંદિરમાં પૂજા વિધિનો મંગલ દિવસ આવ્યો. તે

દિવસે દીપકમાં દીવેટ વગેરે મૂકી સર્વ જણ ગુરુદેવના ધ્યાન ચિંતનમાં મગ્ન બની તેમના આગમનની રાહ જોવા લાગ્યાં.

ભાભારામ મહારાજ તો હાજર જ હતા. પોતાના ભક્તોની આ આર્તવાણી શ્રવણ કરતાંની સાથે જ તેઓ સ્વયં જયોતિ સ્વરૂપે પ્રગટ થયા. આખુ મંદિર તે ઉજ્જવલ પ્રકાશથી દીપવા લાગ્યું. સર્વ મંદિર પરિસર ઘંટનાદ, નગારાં, ઢોલ, મૃદંગના નાદથી ગુંજી રહ્યો. ગુરુદેવ ભાભારામ મહારાજ કી જય ! સાધ્વી કીકીબાઇ માતા કી જય ! સર્વ સદ્ભક્તોના જય ઘોષથી વાતાવરણ ભક્તિમય થઇ ગયું.

સાધ્વી કીકીબાઇનો પ્રેમ, કરુણા અને ભક્તિથી સર્વ ભક્તજન પ્રભાવીત થયા હતા. તે બધાં સાધ્વી માતાજીને બધી રીતે જાણતા હતા. સંત ભાભારામ મહારાજ અને સાધ્વી કીકીબાઇનો અભેદ્ય, નિર્મળ, વિશુદ્ધ પ્રેમતંતુ બંધાઇ ગયો હતો. તેણીના મુખેથી જે ઉદ્ગાર નીકળતા તે સદ્ગુરુની કૃપાથી સર્વ રીતે પરિપૂર્ણ બનીને નીકળતા. ચંપકવનની તપોભૂમી હવે તીર્થભૂમી બની ગઇ હતી. દર્શનાર્થી કેટલીય આશા આકાંક્ષાઓ ઉરમાં રાખી આવતાં હતાં અને સાધ્વી કીકીબાઇના કૃપાશિર્વાદથી કૃતકૃત્ય બની પરમ ઉલ્હાસમય અંતઃકરણથી તે માતાજીના મહિમાનાં ગુણગાન કરતાં જતાં હતાં.

કારતક પુનમ, વસંત પંચમી, ધૂળેટી, ગુડીપડવો, હનુમાન જયંતિ, અક્ષય તૃતીયા, ગુરુપૂર્ણિમા, જન્માષ્ટમી, ઋષિ પંચમી, વિજયા દશમી, શરદ પૂનમ અને દીપાવલીના દિવસોમાં ભંડારો ભરાતો. સાધુ-સંત, યોગી, અભ્યાગત, ભક્તજનોને મહાપ્રસાદની વ્યવસ્થા થતી હતી. જ્યાં માતા અન્નપૂર્ણા દેવી સાક્ષાત આવી ઉભા રહેતા હોય ત્યાં પ્રસાદ ઘટી જવાની વાત કેમ હોય ? હજારો માનવી આવી તૃપ્ત બની જતાં હતાં.

સદ્ગુરુ ભાભારામના મહાપ્રયાણ પછી ૧૨ વર્ષ પર્યંત કીકીબાઇએ ઋણમાં ગુરુધામ ચલાવ્યું. અનેકાનેક સ્મરણમાં રહે એવા પ્રસંગો તેમના જીવનમાં આવ્યા. અનેક સત્પુરુષો, સંતો, યોગીઓ તેમને મળવા કે દર્શન માટે આવતા. સદ્ગુરુ મહારાજ પાસેથી પ્રાપ્ત થયેલા દિવ્ય અમુલ્ય જ્ઞાન દ્વારા સત્સંગ કરી સર્વેને સંતોષ આપતાં હતાં. સંત સાધ્વી કીકીબાઇના મુખારવિંદમાંથી નીકળનારા જ્ઞાનામૃતનો અલભ્ય લાભ થયેલા ઘણા પ્રસંગો કવિ ગંગાસિંહ ગોહિલ અને શાયર બંસીલાલે કાવ્યમાં કથન કરેલા છે.

कीकीबाईके ऋणमे, सब कोई आवे लुभाई ।
भगिनी भाभारामकी, चरणा शिर झुकाई ।।
मेला के दिन आवते, होवे मंगलाकार ।
मेरामण उमटी रहे, करते जयजयकार ।।
कीकीबाई के धाममे, दर्शन के हित धाय ।
ऋषि पंचमी दिनको, महिमा लिखो नहो जाय ।।

મેળાના દિવસે તો સર્વ વાતાવરણ તદ્દન મંગલમય બની જતું હતું. સર્વત્ર મંગળ આનંદ ઉલ્હાસ થઇ જતો હતો. ભક્તજનોનો સમુહ ભેગો થઇ ચારે બાજુથી દૂર દૂરના ગામોમાંથી આવી બધા લોકો આનંદથી ગુરુદેવ ભાભારામનો, કીકીબાઇનો જયજયકાર કરતા હતા. ઋષિપંચમીના દિવસે ખાસ ઉત્સાહ હર્ષોલ્લાસ રહેતો હતો. તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. આ રીતે આંતઃબાહ્ય મંગલ આનંદ વ્યાપી જતો હતો પણ કીકીબાઇના હૃદયમાં માત્ર ઉદાસિનતાની ગાઢ છાયા પ્રસરી જતી હતી, તે પોતાના ગુરુના વિયોગથી ઘણાં જ વ્યથિત બની જતાં હતાં.

ગુરુજી ઉજળા દિવાળીના દન, કે હૈયે મારે હોળી બળે રે લોલ,
અમને તેડાવો તમ પાસ, દિલના દુઃખ ટળે રે લોલ.

દિવાળી જેવા આનંદના દિવસે પણ કીકીબાઇના હૃદયમાં વિયોગની દારુણ વ્યથા કાયમ રહેતી હતી. ઋષિપંચમીના દિવસે તો વિરહના વિયોગના સંતાપથી અશ્રુથી તે સદ્ગુરુ મહારાજના ચરણ પાદુકા ભીંજવી નાખતાં. દરેક પ્રસંગ યાદ કરી તેમની આંખોમાંથી અશ્રુપ્રવાહ શરૂ થતો. વિ. સં. ૧૫૯૧ ના ઋષિપંચમીના દિવસે મંગલ સૂર્યોદયના સમયે તો વિરહાનલ તદ્દન અસહ્ય બની ગયો. તેઓ મંદિરમાં આવી અને ગુરુમહારાજને બોલ્યાં;

गुरुजी मे आवन चहु, मोहे बुलावो सांई ।
कीकीबाईके हियरा, अब तो धरत न धीर ।।
आ गई ऋषि पंचमी, मेरा गुरु हुवे विदाय ।
गुरुजी मोहे संग रखो, अब ना सहु जुदाय ।।

 ગુરુદેવ ! હવે મને આપની પાસે આવવું છે ! મને બોલાવવા મોકલો. હવે મારા હૃદયમાં ધીરજ રાખી શકાતી નથી અને આપના આ મહાપ્રયાણના દિવસે જ મને બોલાવી આપની સાથે જ રાખી લો. મને આપની પાસે જ આવવું છે ! હવે મારાથી આપનાથી અલગ રહી શકાતું નથી, તેથી ગુરુદેવ આ દાસી પર કરુણા કરો ! આ દાસીને આશરો આપો !' એવું બોલતાં બોલતાં કીકીબાઇ ખરેખર બેહોશ બની ગયાં, તેણીના હૃદયનો સંતાપ જાણી ગુરુદેવ ભાભારામ પણ દ્રવી ગયા. તેઓએ પોતાની પ્રાણ જયોતિરૂપ બહેનને આશ્વાસન આપતાં કહ્યું;

**आवन आवन मत करो, आवन को अब देर ।**
**आवन घडी जब आयेगी, तब मत लगेरी देर ।।**
**दस साल आनंदमे रहो, जपो हरि को नाम ।**
**ता पावे हरि धाम मे, कीकीबाई पाळो विराम ।।**

'કીકીબાઇ ! ભાવનાવશ બની સંતાપ ન કર. મનને અંકુશમાં રાખ, તું જ્ઞાની છો, તું ભક્તિવાન છો, વિવેક રાખી શકો છો, ઇશ્વરની ઇચ્છા વગર કંઇ પણ થતું નથી. તને હજી દસ વરસ આ જગતના કલ્યાણ માટે જીવન પસાર કરવાનું છે તેથી તું ચિંતા ન કર. ઇશ્વર કૃપાથી તને આટલો સમય મળી રહ્યો છે ત્યારે આ અમુલ્ય સમયનો સદુપયોગ કરી લે અને આનંદી બની શાંત ચિત્તે તેનું સ્મરણ ચિંતન ધ્યાન કર. ભાવઘેલી ન બન. શાંત થા.' એવું બોલી ભાભારામે કીકીબાઇને શાંત કર્યાં. તેણીનું અંતઃકરણ સ્વસ્થ થયું. વ્યથા દૂર થઇ, હવે તે પોતાનો સમય આનંદમાં વ્યતીત કરી જનહિતના કામો કરવા લાગ્યાં. ગુરુદેવની વિરહ વ્યથા, તેમના ઉપદેશથી કાયમની દૂર થઇ. તેણીને અખંડ સુખની પ્રાપ્તિ થઇ. મહાસુખમાં દિવસો જવા લાગ્યા.

**शोक संताप बिलाइया, सदगुरुके उपदेश ।**
**कीकीबाई के ह्रदयसे, मिट गये सकल कलेश ।।**
**संत सेवा हरि भजनसे, निश दिन होत आनंद ।** 
**कीकीबाईको दिन बीते, मानो महासुख कंद ।।**

દસ વર્ષનો સમય હરણની દોડ માફક પસાર થઇ ગયો. આ સમયમાં ઘણા સત્સંગ

પ્રસંગ બની ગયો. સંત શ્રી ભાભારામનો પરમ શિષ્ય મુક્તિરામ, સંત શ્રી નાયાજીનો પરમભક્ત ગંગાસિંહ ગોહિલ, સંત સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના પરમ શિષ્ય શાણાજી આ બધાનું મંગલ મિલન થોડા થોડા દિવસે ચંપકવન (ઋણ)માં થતું હતું. તે સર્વને કીકીબાઇ યથાશક્તિ સમજાવી પરમ યોગ જ્ઞાનનો ઉપદેશ કરી સતપંથનું માર્ગદર્શન કરી. મુશ્કેલીના સમયે કીકીબાઇ તેમને સહાય કરતાં હતાં.

**बारा बरस बीते गये, ऋण मे रहे सुखधाम ।**
**कीकीबाई गुरु चरणमे, अब तो दिजो विश्राम ।।**
**व्यथा पुरानी फिर जगे, उरमे छाय उच्चाट ।**
**छीन मे वे दिन आ गये, लगे हरि का हाट ।।**

દેવાથી ઋણમાં આવીને બાર વરસ પૂરાં થયાં હતાં. હૃદયની જે વિરહ વ્યથા હતી તે હવે શાંત બની ગઇ હતી, પણ નિયુક્ત સમય આવતાંની સાથે જ કીકીબાઇના હૃદયની જુની વેદના જાગૃત થઇ, સામેનો કિનારો - હરિનો ઘાટ આવ્યો અને ઋષિપંચમીનો દિવસ પણ આવી ગયો.

**सेवा किय गुरु देवकी, मानो हुवेरी भोर ।**
**गुरुदेव मै आवन चहु, विनंती सुनोरी मोर ।।**
**भाभाराम गुरु चरण मे, भोर ही निंद भर सोई ।**
**कीकीबाइ की यो गति, देखत जनता रोई ।।**

સૂર્યોદય પહેલાં એક પ્રહર રાત્રી હોય ત્યારે એટલે કે બ્રહ્મમુહૂર્તમાં ઉઠી સ્નાનાદિ કર્મોથી પરવારી કીકીબાઇ સેવા પૂજા કરવા તત્પર થતાં હતાં. પોતાના આ નિત્ય નિયમાનુસાર આજે પણ કીકીબાઇ પ્રાતઃકાળે ઉઠી ખટકર્મથી નિવૃત્ત બની ગુરુદેવના ધામમાં જઇ સેવા કરવા લાગ્યાં, સેવા કરતાં કરતાં દીનતાથી યાચના કરવા લાગ્યાં.

હે ગુરુદેવ ! હવે તો સમય પુરો થયો ! હવે અહીં રહેવાની ઇચ્છા નથી ! મને આપના પાવન ચરણે સ્થાન આપો ! અત્યાર સુધી મારાથી આપ અલગ રહ્યા નથી ! મને આપેલ વચન પ્રમાણે અનેક વખત દર્શન આપ્યાં છે ! મારા બધા જ મનોરથો પુરા કર્યા ! હવે મારી અંતિમ યાચના છે કે મને આપના ચરણકમલમાં પૂર્ણ વિરામ આપો ! મને આપના સાનિધ્યમાં

સ્થાન  આપો ! એવું બોલતાં બોલતાં સંત ચરણે પ્રણામ કરતાં કરતાં સદાયને માટે નમી પડયાં.

સુવર્ણમય સુર્યોદય થયો. લોકો સંત ધામમાં દર્શન માટે આવ્યા. જોયું તો સંત ભાભારામના ચરણોમાં દંડવત્ પ્રણામ કરતાં નમેલાં કીકીબાઇ હતાં. તેઓએ કીકીબાઇને જગાડવાનો પ્રયત્ન કર્યો પરંતુ સંત ચરણે તેણીએ ખરેખર પૂર્ણ વિરામ લીધેલો હતો. હવે તેને કોઇ જગાડી શકે તેમ નહોતું. સંત ભાભારામના અનન્ય અનુરાગી ભક્તિમયી કીકીબાઇનું તે અંતિમ દશ્ય જોઇ ભાવિક હરિભક્તોની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગ્યાં. કીકીબાઇએ ખરેખર આ લોકમાંથી મહાપ્રયાણ કરેલ હતું.

**भाभाराम गुरु देवकी, सेवा किन्ही सुखधाम ।**
**कीकीबाईको पाईया, संत चरण विश्राम ।।**
**संवत सोलहसो अेकमे, ऋषिपंचमी बखान ।**
**गुरुदेवके विरहमे किये, कीकीबाई गवान ।।**

જીવનમાં અનેક વર્ષ પર્યંત સંત ભાભારામની જેમને પ્રાણાર્પણ ભાવથી સેવા કરી હતી, તે કીકીબાઇએ આખરે સંત ભાભારામના ચરણ કમળમાં પૂર્ણ વિરામ પ્રાપ્ત કર્યો. વિ. સં. ૧૬૦૧ ના ભાદ્રપદ સુદ-પાંચમ એટલે ઋષિપંચમીના જ દિવસે મંગલ પ્રભાતે તેણીએ આ લોકમાંથી અંતિમ પ્રયાણ કર્યુ.

**ऋषिपंचमी गुरुदेवजी, हो गये अंतर्धान ।**
**मंगलदिन सोही भोरको, किये कीकीबाई गवान ।।**
**जनता रोवत आई री, कीकीबाई महाभाग ।**
**प्रयाण पंचम को, किये धन्य तेरो अनुराग ।।**

'કીકીબાઇએ મહાપ્રયાણ કર્યુ !'

'ગુરુ સ્વરૂપમાં કીકીબાઇનો આત્મા પરમ વિરામ પામ્યો !'



આ ઘટના વાયુવેગે આસપાસનાં ગામોમાં ફેલાઇ ગઇ. આખું દેવા ગામ ચંપકવન (ઋણ)માં દર્શન કરવા આવવા લાગ્યું. અન્ય ગામેગામના લોકોનો અગણિત સમુદાય આવ્યો. કીકીબાઇનું અંતિમ દર્શન કરી તેમના ચરણે વંદન કરતે સમયે લોકોની આંખો ભીની થઇ જતી

હતી. તેમના મુખમાંથી એક જ શબ્દ નીકળતો કે 'ગુરુદેવ ભાભારામ ઋષિપંચમીના દિવસે અંતર્ધાન પામ્યા અને કીકીબાઇએ પણ ઋષિપંચમીના દિવસે જ અંતિમ પ્રયાણ કર્યું. ગુરુ અને પરમ અનુરાગ ધરાવતી શિષ્યાનો એક જ દિવસે અંતિમ યોગ બની ગયો. ધન્ય છે કીકીબાઇનો ગુરુ પ્રતિ અનન્ય અનુરાગ !! ધન્ય છે કીકીબાઇની ભક્તિને !! ધન્ય છે કીકીબાઇની સેવાને !!'

**धन्य धन्य कीकीबाईको, धन्य तेरो अनुराग ।**
**भाभाराम गुरुचरणमे, अंत सोई महाभाग ।।**



૬.

# સંત શાણાકાકા મહારાજ

સતપંથના સંત મંડળમાંના સંત શાણાજી એક સદ્ભક્ત હતા. સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના જ્ઞાનોપદેશથી પ્રભાવિત થઇ શાણાજી બાળપણથી જે તેમના સેવાકાર્યમાં સમાવિષ્ટ થયા હતા. ગુજરાતમાંના લેઉવા પાટીદાર જ્ઞાતિમાં તેમનો જન્મ થયો હતો. બાળપણથી જ ધાર્મિક સંસ્કાર તેમનામાં થયેલા હોવાથી તારુણ્યમાં પદાર્પણ કરતાંની સાથે જ સંસારીક જીવનથી વિન્મુખ બની તેઓએ પોતાનું સર્વ જીવન સંત મહાત્મા સત્પુરુષોની સેવામાં જ વિતાવ્યું હતું. સંસાર સુખ ખારું છે એવું જાણી અને સંત પુરુષોના મુખારવિંદથી નીકળતા જ્ઞાનામૃતનું પાન કરી તેને જગતની અસારતાનું જ્ઞાન થયું હતું. તેના ચિત્તમાં વૈરાગ્યના વિચારો જાગૃત થયા હતા. સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના નિત્ય સાન્નિધ્યથી અને તેમના અનુગ્રહથી તેમને ઇશ્વર સ્વરૂપના ધ્યાન સ્વરૂપ સ્મરણ ચિંતનનું જ્ઞાન થઇ આત્મસાક્ષાત્કાર થયો હતો. સંત ભાભારામ, સંત નાયાજી, સાધ્વી કીકીબાઇ એમના સાન્નિધ્યમાં આવ્યા બાદ તો તે નર રત્નને વધુ ચળકાટ મળ્યો હતો. સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ જ્યારે ધ્યાનાવસ્થામાંથી મુક્ત થતા ત્યારબાદના સમયમાં તેમના પરમ સેવક હાજરવીર અને શાણાજીની વારંવાર જ્ઞાન ચર્ચા થતી હતી.



સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના સંપર્કમાં આવ્યા બાદ નાયા લુંટારામાં થયેલું પરિવર્તન અને તેને થયેલું યોગજ્ઞાન, એનો પ્રભાવ શાણાજી પર થયો હતો. તેના કારણે

સદ્ગુરુની પ્રભાવ તેવો જાણતા હતા. સદ્ગુરુ એ પારસમણી નહીં પરંતુ મહા તત્ત્વ ચિંતામણી હોય છે. પારસમણી તો ફક્ત લોખંડનું સુવર્ણ બનાવી શકે પણ ચિંતામણી તો દરેક વસ્તુને પારસમણીનું રૂપ આપે છે. સદ્ગુરુના સાન્નિધ્યમાં આવેલા દરેકને તેવોએ આત્મતત્ત્વના સાક્ષાત્કારી બનાવ્યા હતા. થોડા થોડા દિવસોના અંતરે એ સર્વે યોગીઓનું અલગ અલગ સ્થળે મિલન, સત્સંગ, જ્ઞાન ચર્ચાઓ થતી હતી. તે દરેક વખતે સદ્ભક્ત શાણાજી સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજની સાથે રહેતા હતા.

એક વખત કુકસ આ સ્થળે સંત નાયાજીના આશ્રમમાં સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજનો નિવાસ હતો. તેમની સાથે હાજરવીર અને શાણાજી પણ હતા અને કુદરતે સંજોગવશાત્ સંત ભાભારામ અને સાધ્વી કીકીબાઇ પણ ત્યાં આવી મળ્યાં.

**सद्गुरुकी संगमे, शाणाजी आये तेही ठाम ।**
**भाभारामको देख ते, हियरा पहूँचे हाम ।।**
**सदगुरु साहेबके चरणमे, बैठे शिर झुकाई ।**
**साहिबको भली भात से, दिलकी गति सुनाई ।।**

સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજની સાથે તેમના શિષ્ય શાણાજીને જોઇ ભાભારામને અપાર આનંદ થયો. તેઓ બોલ્યા; 'શાણાજી તમને મળવા માટે હૃદયથી તાલાવેલી થતી હતી. સંત નાયાજી સાથે તો ઘણા વખત મળવાનો યોગ આવ્યો, તેમજ સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજને પણ મળવાનો યોગ આવ્યો, પરંતુ તમને મળી શકાયું નહોતું. ત્યારે આજે અનાયાસે આ સંજોગ આવ્યો છે.

**आज अचानक मिल गये, हियरा हुवा मगन ।**
**शाणाजी तोहे धन्य है, गुरुसे लागी लगन ।**
**भाभाराम गुरुदेवकी, गति न जाने कोई ।**
**जेही गुरुका बनी रहे, सोही गुरुका होई ।।**



'શાણાજી ! આપે સદ્ગુરુ સાથે અનન્ય પ્રીત જોડેલી છે. એવી પ્રેમ લગની લગાડનાર તમને ધન્ય છે.'

શાણાજી બોલ્યા; ' ભાભારામ ! સદ્‌ગુરુની ગતિ સમજી શકાય નહીં પરંતુ સદ્‌ગુરુનો થઇને રહે છે તે જ સદ્‌ગુરુને જાણી શકે છે.

योगी होकर आइया, भाभा परहितकार ।
मै तो गुरु चरणमे, बैठ रह हूं निरधार ।।

गुरु बिन मेरा कोई नहीं, सोही बडे दातार ।
नैया बहे मझ धारमे, साहिब खेवनहार ।।

ભાભારામ ! આપ તો યોગી પુરુષ છો. જનહિત માટે આપે અવતાર ધારણ કરેલો છે. હું તો કેવળ એક સદ્‌ગુરુના ચરણારવિંદે શાંત ચિત્તે બેસી રહેનારો અલ્પજ્ઞાની જીવાત્મા છું. મારા જેવા પામર જીવાત્માનો સદગુરુ સિવાય કોઇ ઉદ્ધાર કરી શકે નહીં. આ વિકટ ભવસાગરમાંથી મારી જીવનનૌકા પાર લઇ જનાર સદ્‌ગુરુ સિવાય અન્ય કોઇ નથી.

गुरुको कबहु ना भूलो, गुरुसे बडा न कोई ।
शाणाजी साची कहे, गुरु करे सो होई ।।
मेरे गुरु इमामको, मैने पेख लिहा साहिब ।
सोही समर्थ साईया, पहूँचा वही भव तीर ।।

તેથી જ કહું છું સત્ય સદ્‌ગુરુને ક્યારેય ભૂલશો નહીં. તેમના સિવાય કોઇ મહાન નથી, તે જે કરે છે તે જ બને છે. તેમને મેં સદ્‌ગુરુ રૂપે જાણેલા છે. તેઓએ જ મારા હૃદયની માયા-મોહરૂપી પીડા મટાડી છે અને તેઓ જ મને આ ભવ સાગરમાંથી પાર લઇ જશે, તેથી મેં મારા ચિત્તમાં નિર્ધાર કરેલો છે કે સદ્‌ગુરુના નામ સિવાય બીજું કોઇ તત્ત્વ નથી અને બીજું કોઇ ગ્રાહ્ય પણ નથી. એ જ મને આત્મબોધ થયો છે.

पतित पावन साईया, मोरे गुरु इमाम ।
शाणाजी मत भुलीयो, सद्‌गुरुको नाम ।।
सत्संग गुरु साहेबका, सारी रेन बिताय ।
भोर ही शिर झुकायके, योगी हुवे विदाय ।।

સંત નાયાજીના ધામમાં આખી રાત સત્સંગ, ભજન, પૂજન અને જ્ઞાનચર્ચાઓ થઇ, યોગીશ્વર ભાભારામ અને મહાસાધ્વી કીકીબાઇએ સવાર થતાં જ સદ્દગુરુ શ્રી ઇમામશાહ મહારાજના પ્રણામ નમસ્કાર કરી પોતાના સ્થાનક પ્રતિ પ્રયાણ કર્યુ. સદ્દગુરુ શ્રી ઇમામશાહ મહારાજ પણ તેમના પરમ સેવક હાજરવીર અને શાણાજીને લઇ પોતાના ધામ તરફ ગયા.

**सदगुरु इमामशाह, किये अंतर्धान विचार ।**
**सेवक सबही हाजर हुवे, सांयाजीका पाया दीदार ।।**

સદ્દગુરુ શ્રી ઇમામશાહ મહારાજ જ્યારે અંતર્ધાન થવાનો વિચાર કરવા લાગ્યા ત્યારે તેમના આંતરિક નજીકના શિષ્યો અને સ્નેહીઓને સંદેશો મોકલ્યો તે સમયે કુકસથી સંત નાયાજી સદ્દગુરુના ધામ પર આવી પહોંચ્યા. પ્રાતઃવંદનીય સદ્દગુરુ શ્રી ઇમામશાહ મહારાજના જીવનમાં ઘણી ચમત્કારી ઘટનાઓ બની હતી. તેઓએ પીરાણામાં પોતાનું સ્થાન બનાવ્યું હતું. નાયાજીને સાથે બેસાડી તેઓએ કહ્યું;

**हम तो चोहसठ साल रहेरी, तुमी शतदस साल जियो ।**
**सद्‌गुरुकी बानी ज्ञान उपदेश, अमीरस पान कियो ।।**

'નાયાજી ! હું તો કેવળ ૬૪ વરસ જ આ દુનિયામાં રહ્યો પણ તમને ૧૧૦ વરસ અહીં રહી જગતની સેવા કરવી છે, સદ્ધર્મનો ઉપદેશ અને જ્ઞાનામૃતનું પાન કરાવવાનું છે. જનતાનું સદૈવ કલ્યાણ કરવાનું છે !' સદ્દગુરુએ ઉપદેશની અંતિમવાણી કથન કરી શુભાશીર્વાદ આપ્યો.

સર્વ ભક્તગણની સમક્ષ પોતાના ધામના ઉત્તરાધિકારી તરીકે શાણાજીને નિયુક્તિ કરી પોતાના હાથે તેમને ગાદી પર બેસાડયા.સર્વ વહીવટ તેમને સ્વાધીન કરી પોતે નિવૃત્ત થયા અને પછી તેઓએ સમાધિ લીધી.

સદ્દગુરુ શ્રી ઇમામશાહ મહારાજએ હિંદુને જ પોતાના વારસ તરીકે સર્વાધિકારી બનાવ્યો. તેથી અન્ય જનોના હૃદય પર એક પ્રકારનો આઘાત થયો. તે ગમે તે હોય પણ સદ્દગુરુ શ્રી ઇમામશાહ મહારાજે મુલતાનમાં લીધેલી પ્રતિજ્ઞાને યથાર્થ કરી.

मुलतानीके बेनका, जखम लगे ता दिन ।
हिंदवाको उपदेश दूं, मोमीन न मेरा समाज ।।
हिंदवा मेरा बनी रहे, मे हिंदवाका होई ।
मुलतानी तुम सुन लो, हिंदवा हम संगी होई ।।



वंदु हुँ गुरु इमामको, नाद पे गये बलिहार ।
धन्य साध बखानिये, नाद से करे प्यार ।।

નાદ-શિષ્ય અને બુંદ-પુત્ર. સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજએ પોતાના પાલક વંશજોને અથવા પાલક કુળના કોઇને પણ ગાદીના અધિકારી ન બનાવી પોતાના શિષ્યને ગાદી અર્પણ કરી. સર્વત્ર તેમનો જયજયકાર થયો અને ધન્ય માનવા લાગ્યા. સદ્‌ગુરુએ પોતાના વચનનું પાલન કર્યુ અને શાણાજીને અધિકારી બનાવ્યા તેથી વિરોધીઓએ બહુ જ વિરોધ ઉપસ્થિત કર્યો, શાણાજીના હૃદયમાં ખરેખર ખેદ થયો.

साहिब मोहे क्यो दिये, आपने धाम अधिकार ।
तुम बीन यहां कैसे रहुं, डुब गये मझधार ।।
विरोधीयोंके दिलमे लगे, मानो विष कटयार ।
शिष्य नादको गद्दी मिली, यही वो हक्क हमार ।।

ગુરુ મહારાજ આપે મને આપના ધામના અધિકારી કેમ બનાવ્યા ? જે લોકો અધિકારની માગણી કરી રહ્યા છે, તેમને આ સ્થાનનો અધિકાર સોંપી દો. મને પામરને આ અધિકારની કોઇ જ જરૂર નથી.

उनका भाग वापस कियो, मै हुं तुम्हारा दास ।
दिन भर सेवा आपकी, रैन जपै आराम ।।
सेवकको गद्दी कहां, मे ना चहु अधिकार ।
जो चाहे इनको दियो, मुझे तो तुमी से प्यार ।।

ગુરુદેવ ! હું તો આપનો સેવક છું ! દાસ છું ! મને તો ફક્ત આપની સેવા કરવા સાથે કામ છે ! દિવસ રાત આપની સેવા સિવાય અન્ય કંઇ જોઇતું નથી ! આપે તો મને જણાવ્યું છે કે ધન, દૌલત, સંપત્તિ, વૈભવ, માન એ તો સર્વ ઇશ્વરભક્તિથી પરાવૃત્ત કરનારા છે. મને ખરેખર આ કોઇની જરૂર નથી ! જીવનપર્યંત કેવળ આપની સેવા જ આ દાસ દ્વારા થાય એ જ અપેક્ષા છે. સદ્ગુરુદેવ ! મને આ ઉપાધિથી છોડાવો. સદ્ગુરુનાથ ! મારા પર કરુણા કરો અને આ અધિકાર મારી પાસેથી લઇ લો અને શાંત ચિત્તે આપની સ્મરણ સેવા મને કરવા દો !

**सद्गुरु मोपे करुणा करो, ले लो अपना अधिकार ।**
**शाणाको शान्ति मिले, करै स्मरण सेवा सार ॥**
**शाणाको नैन बहावते, बैठे गुरुकी पास ।**
**सद्गुरु मोरे दयानिधि, मै हुं तुम्हारा दास ॥**
**बरखो नैन बहावते, हो गई आधी रेन ।**
**सद्गुरु वानी उचरे, सुनो शाणाजी वेण ॥**
**गुरु आज्ञा पालन करो, तुमी हो गुरुके दास ।**
**शाणा क्यो दिलमे डरै, मै हुं तिहारी पास ॥**

દુ:ખ અને શોકથી વ્યાકુળ બનેલા શાણાજી એક રાત્રે સદ્ગુરુની સમાધિ પાસે બેસી આંખોથી અશ્રુ વહાવતા પોતાના હૃદયની વ્યથા કહેવા લાગ્યા. આજે તેનું મન બહુ જ ખિન્ન બની ગયું હતું. અર્ધરાત્રી પસાર થઇ હોવા છતાં તેમનો કરુણ પશ્ચાતાપ ચાલુ જ હતો. અચાનક તેને સદ્ગુરુ શ્રીની અગમ્ય વાણી સંભળાવવા લાગી, 'શાણાજી ! તું કેમ ગભરાય છે ? સતત સર્વ કાળે હું તારી પાસે જ છું. ચિંતા ન કર. તારા પર જે જવાબદારી સોંપી છે તે જ તું પૂર્ણ કર !'

**शाणा शोच बिचारके, तुम्हे अपना बनाई ।**
**अब तो मेरा बनी रहो, कैसे चहो जुदाई ॥**
**शाणा कीसीसे मत डरो, शिर सद्गुरु को हाथ ।**
**तुम्हे अकेला क्यो रखे, मैहुं सदा संगाथ ।**
**सद्गुरु की वानी सुनी, शाणा बने निश्चित ।**
**ता दिन शोक विलाइया, गुरु वचन धरे चित ॥**

સદ્‌ગુરુના આશ્વાસનના શબ્દો પર વિશ્વાસ મૂકી શાણાજી શાંતિથી દિવસ પસાર કરવા લાગ્યા. પરંતુ વિરોધીયોના ચિત્તમાં ચૈન કયાંથી હોય. એક દિવસે રાત્રે શાણાજીને મારવા માટે તે દોડતા આવ્યા પણ સદ્‌ગુરુએ શાણાજીને અભય વચન આપ્યા મુજબ તેમનું રક્ષણ કર્યું.

अेक दिन आधी रेनको, लोगन आये धाय ।
'मारो मारो' सब कहे, बहुरी शोर मचाय ।।
शाणाजी गुरु देवको, ता दिन किये पुकार ।
सद्‌गुरु मोहे वचन दिये, प्रभु अब तौ लिजे उबार ।।
आरत वानी सुनी के, आप घोडे असवार ।
मार मार भगाइया, जुठे लोग तेही ठार ।।
ता दिन जुठे लोगके, मिट गये उतपात ।
शाणाजी गुरु धामकी, सेवा करे भली भात ।।

વિરોધ કરનાર લોકોએ ગાદીના અધિકાર માટે બળવો કર્યો હતો અને તે માટે શાણાજીને ડરાવતા હતા. તેમને સદ્‌ગુરુએ એવી કંઇક સમજણ આપી કે પછી ક્યારેય તેવો શાણાજી તરફ ગયા જ નહીં.

આપણા ગુરુબંધુ નાયાજી પ્રત્યે તેમને અપાર પ્રેમ હતો. તેથી ઘણી વખત તેવો કુકસના ધામ પર જઇ નાયાજીને પોતાના હૃદયની ગુઢ વાતો કરતા હતા.

नायाजी कैसे कहुं, मोरे सद्‌गुरु का हेत ।
बहुरी बिधन बिदारते, संग हो संग रहेत ।।
सद्‌गुरुको बुझे वोना, हम ही बडे अज्ञान ।
नायाजी गुरुदेवको, लिखे कृपानिधान ।।
ता दिन द्वन्द्व बिलाइया, कोउ शके नहि मार ।
भूंडे लोग भगा दिये, आये उबारनहार ।।



શાણાજીએ સદ્‌ગુરુનાં યશોગાન કરી પોતાનું હૃદય હળવું કરી પોતાના અનુભવો

કહ્યા. તેવી રીતે સંત નાયાજીએ સદ્‌ગુરુના અનેક પ્રેરક પ્રસંગોનું વર્ણન કરી શાણાજીને કહ્યા.

**शाणाजी सोही पिवको, पेखत उपने ज्ञान ।**
**बडो महिमा गुरुदेवको, कैसे बुझे अजान ।।**

**मोहे अधम लुंटेरेको, साया बना दिये संत ।**
**शाणा सद्‌गुरु देवको, महातम बडो अनंत ।।**

**बेर बेर चेताइया, माहे सद्‌गुरु सांई ।**
**आफतमे अलगा नहीं, भांगे हमारी भीर ।।**

નાયાજીના સાથે સત્સંગમાં બેસી હળવા હૃદયે વાતો કરવાથી શાણાજીનું હૃદય શાંત બની જતું. ગુરુબંધુના મિલનનું ખેંચાણ થતું ત્યારે તેવો કુકસમાં સંત ધામ પર જતા. આ રીતે જ નાયાજી પણ શાણાજીને મળવા માટે ગુરુદ્વારે પીરાણામાં આવતા હતા. તેમાં તેમનો બમણો હેતુ સફળ થતો. એક તો શાણાજીનું મિલન અને બીજુ ગુરુમૂર્તિ જયોતિ સ્વરૂપ અને સમાધિ સ્થાનનું દર્શન થતું.

**चलो सखी वहां जाइये, जहां बसे ब्रीजराज ।**
**गोरस बेचत हरि मिले, अेक पंथ दो काज ।।**

સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે સમાધિ લીધા બાદ તેમના પરમ ભક્ત નાયાજી અને સંત ભાભારામે પણ સમયાંતરે સમાધિ લીધી. સદ્‌ભક્ત હાજરવીર પણ અંતર્ધાન બન્યા હતા. એવા સમયે તેમના પરમ પાવક ચરિત્રની યાદ ને તાજી કરી શાણાજી એકાગ્ર ચિત્તે સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજના સમાધિસ્થાનમાં બેસતા હતા. અનંત યાદોના પ્રવાહમાં તે કયાંથી કયાં નીકળી જતા. મધ્યરાત્રી પણ વીતી જતી તો પણ તેમને ભાન રહેતું ન હતું. કયારેક કયારેક સદ્‌ગુરુ મહારાજની અંતઃપ્રેરણા થઇ તેમને આત્મજ્ઞાનનું સ્ફુરણ થતું તો કયારેક કયારેક તેમની વિરહવ્યથામાં જાગૃત બની રાત દિવસ તેમનું જ સ્મરણ રહ્યા કરતું.  એવા પ્રકારે દિવસ વ્યતીત થતા હતા. હવે ફક્ત પોતાનું મન હળવું કરવા માટે એક જ સ્થાન હતું તે એટલે કે સાધ્વી કીકીબાઇનું ઋણ. વચ્ચે વચ્ચે ત્યાં જઇને મહાવિદુષી પાસે જ્ઞાનચર્ચા, સત્સંગ કરતા હતા. કીકીબાઇના વિચાર અને માર્ગદર્શન સાંભળી લેતા. એક વખત સાધ્વી

કીકીબાઇ પાસે તેઓએ એક પાવન પ્રસંગનું વર્ણન કરી કહ્યો;

**तीनो पीराणा बैठिया, जलवा दिखावत कौन ।**
**जंगाशाह येही चहे, फिर नहीं आवा गौन ।।**

એક દિવસે રાત્રીના સમયે ઉંઘ આવતી ન હતી તેથી ઉઠીને બહાર ચોકમાં આવ્યો. જોયું તો સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ, સંત ભાભારામ મહારાજ, સદ્‌ભક્ત નાયાકાકા મહારાજ આ ત્રણે મહાપુરુષો એકત્ર બેસી સત્સંગ કરતા હતા. નજીકમાં જ તેમના પરમ સેવક હાજરવીર મહારાજ પણ બેઠેલા જોયા. હું પણ તેમની પાસે થોડા અંતર પર ધીમેથી જઇ બેઠો. તે જ્ઞાન ચર્ચા અત્યંત ગૂઢ, અગમ્ય અને આનંદમય હતી. એવા તે મંગલ સમયે કોણ જાણે કયાંથી અને કેવી રીતે જંગાશાહ નામનો એક ફકીર ત્યાં આવ્યો તે સમજમાં ન આવ્યું. પછી તે ત્રણેય મહાપુરુષો પાસે જઇ નમીને પ્રણામ કરી બોલ્યો; 'આજે ત્રણે પીરાણામાં એકત્ર આવી બેઠા છો પણ તમારા ત્રણેમાં પોતાનો પ્રભાવ કોણ દર્શાવે છે તે જોવું છે. સાંઇને કેવળ એક જ આશા છે અને તે એ કે વારંવાર નશ્વર જગતમાં આવવું જવું ન બને તે જ છે. આવાગમનનો ફેરો મટી જવો જોઇએ એ જ મારી યાચના છે.' એવું બોલી ફકીર શાંત ચિત્તે ત્યાં ઉભો રહ્યો.

જંગાશાહ ફકીર હતો પણ હિંદુ સંત સાધુઓમાં બહુ ફરેલો હોવાથી તે આવાગમનની વાતો કરતો હતો. પોતાની પ્રતિજ્ઞા મુજબ સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ તેમને કંઇ કહી શકતા ન હતા. છતાં પણ એ સમયે તેઓએ પોતાનો હાથ લાંબો કરી તેને એક માળા આપી. ત્યાર પછી નાયાજીએ તેને નજદીક બેસાડી તેના કાનમાં મહામંત્રનો ઉપદેશ કર્યો અને ભાભારામે તેના શિર પર પોતાનો વરદહસ્ત મૂક્યો. પછીથી જંગાશાહ ત્યાં જ માળા જપતો શાંત ચિત્તે બેઠો.

રાત્રીના ત્રણ પ્રહર પછી તે ત્રણે દિવ્ય મહાપુરુષો હાજરવીર મહારાજ સાથે અંતર્ધાન પામ્યા. સવારે જોયું તો જંગાશાહ એકલો જ ધ્યાનસ્થ બેઠેલો જોયો. સાત દિવસ પર્યંત તે તે જ અવસ્થામાં બેઠો. આઠમા દિવસે ધ્યાન છોડી આસન પરથી ઉઠી ઉભો રહ્યો અને સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજની સમાધિ સ્થાનમાં જઇ દીનતાથી નમી બોલ્યો; 'મહારાજ, આપે ખરેખર જ મને આ ભવાટવીના ભવસાગરમાંથી ભટકતો બચાવ્યો છે. હવે મને રજા

આપો.' એવું બોલી નમ્રતાથી તે ત્યાંથી જવા નીકળ્યો. તત્પશ્ચાત તે કયારેય અને કોઇ જગ્યાએ ફરતો કોઇએ જોયો નથી.

એવો પાવન પ્રસંગ કહી શાણાજી ઋણથી કીકીબાઇના ચરણાવિંદે નમી રવાના થયા



સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ, સંત ભાભારામ, સંત નાયાકાકાના નિર્વાણાનંતર (બ્રહ્મલીન) થયા પછી પીરાણામાં તેમનો અદ્ભૂત વાર્તાલાપ નજરોનજર નિહાળી રહેલ સંત શાણાકાકા મહારાજ

અને પીરાણાના માર્ગ પ્રતિ પ્રયાણ કર્યું.

अेक दिन दिखे भंडारमे, खुट गयेरी अनाज ।
शाणा रेन सुमिरन करे, रखो गुरुजी लाज ।।

भोरही पोठले आईया, साद करे बनजार ।
शाणाजीके नामसे, पोठ भेजी यही ठार ।।

बुंदेल खंड से आइया, कंथड मेरा नाम ।
पौठ उतारके दिजीये, अब तो मोहे आराम ।।

अपनी पोठ उतारके, कंथड मागे विदाय ।
बनझारा मोरा भाइया, रहो आज के दिन यहांय ।।

कंथड यहां कैसे रहे, जाना है दूर दूर ।
शाणा मेरा जुहार है, आगे मिलै हो जरुर ।।

बनजाराके वेणसे, शाणा अचरज पाय ।
नैनसे मिले नैनवा, गुरु मुरत दरशाय ।।

शाणा धाये दोडके, चरणा शिर झुकाय ।
कंथड कहा बनजार, कहा काहु देख न पाय ।।

भंडार भरके चले गये, दानी गुरु दयाल ।
शाणाजी को सद्गुरु, सचमुच किये निहाल ।।

नाथ मेरा बनी रहे, मोसे रहे न दूर ।
जब चाहु दिदार की, साहिब हाल हजूर ।।



સદ્‌ગુરુ મહારાજે આશ્વાસન આપ્યા મુજબ વચ્ચે વચ્ચે ઘણી વખત ગમે તે રૂપથી આવી તેઓ શાણાજીને માર્ગદર્શન આપતા હતા, અને પોતાના પરમાર્થ માર્ગ પર સુદૃઢ કરતા હતા. સમર્થ સદ્‌ગુરુનો વરદ હસ્ત તેમના શિર પર હોવાથી કોઇ પણ વિરોધી શક્તિ તેમનો

વાળ પણ વાંકો કરી શકતી ન હતી. તેમ છતાં વિરોધી લોકોના મનમાં જે લાલસા હતી તે પુરી કરવા માટે તેવોએ અમદાવાદના સુલતાન પાસે ઉલટું સીધુ સમજાવી હિંદુ અધિકારી - ગાદીપતિ શાણાજીને સતાવવા પ્રપંચ કર્યો અને તેમના કહેવાથી સુલતાને તેમની કસોટી પણ કરી.

शाणा वे दिनको लिखे, रुठ गये पादशाह ।
हिंदवाको ले आईयो, बहुरी सिपैया धाय ।।
शाणाजीको पकडने, आय खडे गुरु धाम ।
कांहु देख न पाईया, सिपैया तेही ठाम ।।
ता दिन सिपैया चल गये, लौटके आये दुबार ।
दिन पंच अैसी बनी, शाणा न दिखे लगार ।।
लोगनको नैना दिखे, आसन बिराजे आप ।
सिपैयाको दिखे नहीं, उरमे जगे संताप ।।
सिपैया कहे सुनीयो हजुर, बडी ताजुबकी बात ।
शाणाजीको सब ही देखे, हमको नहीं देखात ।।
पादशाह अचरज हो गये, हम ही देखेंगे आज ।
शाणाजी वो कौन है, कैसे है हिंदवा महाराज ।।
पादशाह आये गुरु धामसे, आप घोडे असवार ।
आगे कदम नहीं बढ शके, द्वार खडे तोरवार ।।
पैदल चलके आईया, पादशाही गुरु धाम ।
आसन बैठे देखिया, शाणाजी सुख धाम ।।
दिलकी जलन सब मिट गई, अनुरागी हुवे शाह ।
शाणाजीके चरणमे, आय झुके पादशाह ।।

सत्ता मदमे भूलके, खोई बैठे इतबार ।
साया मोंहे कीजो क्षमा, बक्षो गुना हमार ।।

ભક્ત શાણાજીની સતામણી કરવા માટે આવેલા બાદશાહ શાંત ચિત્તે તેમના ચરણે પ્રણામ કરી પાછા ગયા. સંત પુરુષને એવી વાતોની જાણકારી હોતી નથી અર્થાત્ તેવો આ પ્રકારના લૌકિક વિષે અજાણ હોય છે, તેવો તો પોતાના ઇષ્ટ દેવતા સાથે આરાધ્યમૂર્તિ સાથે તદ્રૂપ બનેલા હોય છે. આ મહાપુરુષના અંતર્ધાન વિષેની નોંધ એવી જણાઇ છે.

शाणाजी पडदे हुआ, ता दिनका कहु बयान ।
अगली रैन गुरुदेवजी, दरशे कृपा निधान ।।
गुरुजी मे आवन चहु, अब तो तुमारी पास ।
चरण कमलमे रखे, मै हुं तुम्हारा दास ।।
शाणा सदा मेरा रहा, मोसे कहा न दूर ।
मेरा सोही मेरा बने, मोसे रहे हजूर ।।

એવી રીતે શાણાજીએ આત્યંતિક ઇચ્છા પ્રદર્શિત કરી સદ્‌ગુરુ ચરણે તેવો વિરામ પામ્યા. એવા આ નિરાભિમાની સંત સર્વેને કહેતા હતા કે, મારામાં કંઇ જ નથી, હું તો સદ્‌ગુરુનો સેવક છું. સર્વ કરુણા અને લીલા સદ્‌ગુરુની છે.

शाणाजीमे कुछ है नहीं, कर्ता सो गुरुदेव ।
मै तो सेवक उनहीका, सदा उन्हीकी सेव ।।



# પ્રકરણ - ૮

## ✲ સમાપન ✲

**ભાઇ જેમ દુધમાં ઘૃત છપાયા, અને તેણે પ્રગટ દેખે કોય રે,**
**પણ જો ને માંહેથી મંથી બાહેર કાઢીય, તબ જા ઘૃત હોય રે.**

દૂધમાં ઘી છુપાયેલું હોય છે તે મંથન કર્યા સિવાય પ્રકટ થતું નથી. તે પ્રમાણે પ્રત્યેક વસ્તુ કે પ્રાણીમાત્રમાં આત્મ ચૈતન્ય રૂપે પરમાત્મા છુપાયેલા હોય છે, પરંતુ વિચાર મંથન કર્યા વગર તેઓની જાણકારી મળી શકતી નથી. તે પ્રમાણે દરેક માનવમાં મહાન ધર્મ વ્યાપ્ત છે પણ વિચારોના મંથન સિવાય માનવતા ધર્મ પ્રગટ થઇ શકતો નથી. મહાન વિચારો બુદ્ધિ સિવાય આવે નહીં અને બુદ્ધિનું પ્રાબલ્ય મનોમંથન સિવાય થાય નહીં. મનમાં અખિલ વિશ્વનું ચૈતન્ય છુપાયેલું છે પણ સ્વને તેની જાણ થતી નથી, કારણ પોતે મન જડ છે. તેને આત્માનો ચૈતન્ય પ્રકાશ પ્રાપ્ત થયા વગર તે પ્રકાશી શકતું નથી. એ આત્મિક ચૈતન્યરૂપ પ્રકાશ પણ પ્રત્યેક મનમાં ભરેલો જ હોય છે પરંતુ અજ્ઞાન - અવિદ્યાનું કાજળ તે પર છવાયેલું હોય છે તેથી તે તેને સમજી શકાતું નથી. વૈરાગ્ય, વિચાર અને સતત અભ્યાસ વડે આ અવિદ્યાનું કાજળ કાઢી શકાય છે. આશામાં છવાયેલું વાદળ દૂર થયા બાદ સૂર્ય જે પ્રમાણે દેદીપ્યમાન થાય છે તે પ્રમાણે અવિદ્યાના અસ્તિત્વને મિટાવ્યા પછી આત્મ ચૈતન્ય પ્રકાશ દેદીપ્યમાન થાય છે.

સતપંથી પ્રેમી બાંધવો ! આ અવિદ્યા, માયા કે અજ્ઞાન નિવારવા માટે આપણા સતપંથ પ્રવર્તક સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજે મહાન તત્ત્વજ્ઞાન ગ્રંથ સંપદા આપણા માટે નિર્માણ કરી રાખેલી છે. સદ્‌ગુરુ મહારાજ પોતાના સદ્‌શિષ્ય રૂપ બાળકને જ્ઞાનામૃત પીવડાવવા ક્યારેય કમી રાખેલ નથી. પરંતુ બાળક રડવા લાગે ત્યારે જ માતા જે પ્રમાણે તેને સ્તનપાન કરાવે છે તે પ્રમાણે જ્ઞાન પ્રાપ્તિની ભૂખ લાગે તે સિવાય અને તે ભૂખ તૃપ્તિ માટે, યોગ્ય

અધિકારી વ્યક્તિ તરફ કે ગુરુ, સંત, મહાત્મા પુરુષ પાસે ગયા વગર આ જ્ઞાન ભિક્ષા તેને મળે નહીં. આજે આપણે ભૌતિક સુખમાં ગમે તેટલા પ્રમાણમાં આળોટતા હોઇએ (વસ્તુતઃ તે સુખ હોતું નથી, સુખનો કેવળ આભાસ હોય છે) તો પણ આત્મિક, માનસિક શાંતિ સિવાય બધા પ્રકારના સુખો ક્ષણિક હોય છે.

ભૌતિક અથવા લૌકિક સુખથી માનવ જીવનની પૂર્ણતા આવી શકતી નથી. આત્મિક કે માનસિક સુખથી માનવી પૂર્ણ તૃપ્ત બની શ્રેય લાભ નિર્માણ કરી શકે છે. સંસાર કાર્ય માટે ઉદર નિર્વાહ માટે જે પ્રમાણે આપણે અવિશ્રાંત પરિશ્રમ કરતા હોઇ છીએ, તેમાં ઉણપ પડવા દેતા નથી. ખરેખર ઇંદ્રિયજન્ય સુખોની પૂર્તિ માટે જ આપણે પરિશ્રમ કરીએ છીએ, પરંતુ પરિણામે ખોખોની રમત પ્રમાણે તે સુખ સુદ્ધાં આપણા પલ્લે પડી શકતું નથી. કોઇ એક ભાગ્યવાનને જ તે સુખ પ્રાપ્ત થઇ શકે છે, બાકી તો સંસારની રજળપાટમાં રગદોળાઇ જઇ તે સુખથી પણ વંચિત થઇએ છીએ અને પરમાર્થમાંથી પણ અલિપ્ત બની જવાય છે. આ વાતનો સાધક બાંધવોએ વિચાર કરી બાંધવોએ સવેળા જાગૃત બની જવું. હાથમાં આવેલ મનુષ્ય જન્મ સ્વરૂપ અમુલ્ય અવસરનો વિનાશ કરવો નહીં. પ્રેમ સુખમાં મગ્ન રહી શ્રેય પ્રાપ્તિ વેડફી ન દેવી.

પ્રેમી બાંધવો ! આપણા સર્વના સદ્‌ભાવ પ્રેરણાથી અને સહકાર્યથી સદ્‌ગુરુ શ્રી ઇમામશાહ મહારાજની મોટા ભાગની સર્વ ગ્રંથ સંપદા એકેક પુષ્પ આપણા હાથમાં સમર્પિત કરવાનું કર્તવ્ય યથાશક્તિ, યથાબુદ્ધિ અને યથાપરિસ્થિતિએ કર્યુ છે. દરેક સતપંથી બાંધવનું કર્તવ્ય છે કે આપણી આ ધર્મસંપદા, જ્ઞાનગ્રંથ સંપદા દરેકના ઘેર હોવી આવશ્યક છે. આપણને અને આપણી ભાવી પેઢીને પરંપરાગત આ જ્ઞાન સંપદાનો લાભ થનાર છે તે નિશ્ચિત છે. ઘરમાં ધર્મગ્રંથ હોય તે ઘરનું ભૂષણ છે, આટલું જ નહીં પણ જે ઘરમાં ધર્મગ્રંથ, ગુરુમહારાજ અને ઇષ્ટ આરાધ્ય દેવતાનો ફોટો - પ્રતિમા હોય છે અને તેમની ધૂપ દીપ પુષ્પોથી પૂજા કરવામાં આવે છે તે ઘરમાં કોઇ પણ પ્રકારનાં વિઘ્નો પ્રવેશ કરી શકતાં નથી., એવું અનુભવ સિદ્ધ મહાપુરુષોનું વચન છે. આપણે પણ તેનો અનુભવ કરવો અને સુખ-સંપન્ન અને ઉન્નતમય થવું એ જ આંતરિક અભિલાષા અને શુભેચ્છા.



- પ્રકાશક



